# સંસાર સ્વરાજ્ય

યાને

# બહાદુર બાળાઓ.




લેખક;

**માણેકલાલ ત્રીકમજી મહેતા.**

"ચંદ્રકિશોર યાને ચંદ્રનો સંસાર પ્રવાસ" ના કર્ત્તા

મહુવો ( કાઠીઆવાડ )





સવત્ ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃતી પહેલી પ્રત ૨૦૦૦







આ પુસ્તક અમદાવાદ પાનકોર નાકે વાસુદેવ પ્રિન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ મોતીલાલે છાપ્યું.

મુલ્ય રૂ. ૧—૦—૦

# સંસાર સ્વરાજ્ય

યાને

# બહાદુર બાળાઓ.




લેખક;

## માણેકલાલ ત્રીકમજી મહેતા.

"ચંદ્રકિશોર યાને ચંદ્રનો સંસાર પ્રવાસ" ના કર્ત્તા

મહુવા-(કાઠીઆવાડ)





સંવત્ ૧૯૮૭ સને ૧૯૩૧

આવૃતી પહેલી પ્રત ૨૦૦૦







આ પુસ્તક અમદાવાદ પાનકોર નાકે વાસુદેવ પ્રિન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ મોતીલાલે છાપ્યું.


મુલ્ય રૂ. ૧–૦–૦

# લેખકના બે બોલ

આ ગ્રંથ મારો બીજો પ્રયત્ન છે. હું કાંઇ વિદ્વાન નથી. તેમ વિદ્વાન હોવાનો મેં કાંઇ ડોળ ધાલેલો નથી. મારા પરદેશ પર્યટનના અને આ જીવન સાથે અનેક અથડાયેલા પ્રસંગોના અનુભવના અનેક સારભુત અનુભવો "ચંદ્રકિશોર યાને ચંદ્રનો સંસાર પ્રવાસ" એ નામક પુસ્તકથી આશરે દશ વર્ષ ઉપર વાર્તાના આકારમાં ગુંથીને મેં પ્રકટ કરેલ. જેને પ્રજા તરફથી સારો આદર મળતાં છપાયેલી તમામ કોપીઓ ખપી ગઇ, અને બીજી આવૃતિ માટે ઘણા લાંબા વખતથી અનેક વાંચકો તરફથી માગણી થાય છે. જેનો પ્રસંગ આવ્યે નિર્ણય થશે.

આ ગ્રંથનું પણ ઉપર મુજબ મારા વ્યવહારિક જ્ઞાન અને પ્રસંગોપાત પડેલા પ્રસંગોના અનુભવ ઉપરથી તથા પુસ્તકો માસિકો વગેરેથી મળેલા જ્ઞાન ઉપરથી મેં તેનું ઘડતર કરેલું છે. જે કેવળ અસલ Original છે, કોઇ પણ ગ્રંથનું ભાષાંતર કે અનુકરણ કરેલ નથી. આમાં નિચ વર્તન અને નિચ વિકારોને વશ થઇ રાજા નામ ધરાવનાર કોઇ કોઇ વ્યક્તિએ સત્તાના બળે. રાજ્ય મદમાં અંધ થઇને નિર્દોષ, દયાપાત્ર, અબળ અને પોતાની રાજ પુત્રીઓ સમાન ગણાતી પ્રજા પુત્રીઓ ઉપર કેવી રીતે અત્યાચારો કરેલ છે; તેનો ચિતાર આપેલ છે. તેમજ કેટલાક રાજાઓ પૈસાને ખાતર દારૂ, જુગાર અને અફીણ જેવા નિચ કાર્યમાં ઉતરવાની પ્રજાને સગવડ કરી આપીને બીજાં ચોરી–વ્યભિચાર–આદિ અનેક પાપોને આમંત્રણ આપનાર પાપની પ્રવૃતિઓ રચી રહ્યા છે, તેવા બનાવો પણ આમાં યોગ્ય સંકળનાથી ગુંથેલા છે. બીજી તરફ સારા રાજાઓ પ્રજા પ્રત્યે પોતાની શું ફરજ છે. પ્રજાના સમાજ જગતમાં રૂઢીને અને રિવાજને નામે કેટલા સડાઓ પ્રચલિત છે, તેની શોધ કરાવી તે દુર કરવા તથા તે સંબંધે યોગ્ય પ્રબંધો કરવા અને રાજ્ય વહીવટમાં પ્રજાને સામીલ કરી તેને સ્વરાજ્યના હકો કેવી રીતે બક્ષે છે તે પણ આમાં સ્પષ્ટ રીતે બતાવેલું છે. જે હાલના પરિવર્ત્તન પામતા વાતાવરણમાં અવશ્ય જાણવા તથા સમજવા લાયક છે.

ખરા મિત્ર કેવા હોય અને ખરી કસોટીની અણીને હદે પહોંચ્યા છતાં તેઓ કેવા કુંદન જેવા નિવડે છે, તે બતાવનાર દષ્ટાંત જેમ આ પુસ્તકમાં વર્ણવેલ છે. તેમજ કન્યા વિક્રયનું અનાજ મનુષ્ય વિકારોને કેટલી અધમતા સુધી ખેંચી જઇ શકે છે, ગાયનું દુધ કેટલું પવિત્ર, કેટલું બળશાલી અને કેટલું નિર્વિકારી છે તેના સુંદર દષ્ટાંતો સાથે, એક પ્રાચિન ધર્મનું ગૌરવશાળી ગુપ્ત રહસ્ય પણ આ પુસ્તકમાં બતાવેલ છે.

સમાજના અંદર ચાલતા જુના રિવાજો અને રૂઢીઓ પોષનાર હિંદુભાઇઓની જે જે કોમોમાં વિધવા વિવાહનો પ્રતિબંધ છે, તે તે કોમની વિધવાઓને માથે ગુજરતો સીતમ કેટલો બધો અસહ્ય છે, કેટલો બધો દુઃખકર છે, અધમ છે અને સમાજને શીરે કેટલો શ્રાપિત છે તેનો ખરો અને કરૂણાજનક ચિતાર જેમ આ ગ્રંથમાં મુખ્ય ભાગ ભજવે છે તેમ વેશવાળ–વિવાહ આદિના કુરિવાજોએ પણ બિચારી રાંક બાળાઓનો કેટલો ભવ બગાડી જીંદગીને પાયમાલ કરેલ છે, તેનો ચિતાર પણ આમાં આપેલ છે. ઉપરાંત અનેક વિધવાઓએ સ્વમુખે કહેલા અતિ કરૂણાજનક કિસ્સાઓ જેવા બનાવોથી હિંદુ જગતમાં કેટલો ત્રાસ, અને કેટલો ભય તથા દુઃખ વ્યાપી રહેલ છે, અને તે સડો કેટલો જોર–શોર મચાવી રહેલ છે, તે વાંચી હિંદુ જનતાની આંખો ખુલ્લે અને એ ગુંચનો કાંઇ ઉકેલ થાય તેમ કરવા હિંદુ જનતા પ્રયત્નશાળી થાય, એ આ લેખકની સદેચ્છા છે. આ બાબતનો ચિતાર આપતાં કાંઈ અતિશયોક્તિ, કાંઇ અશ્લીલતા અને કાંઇ મર્યાદા બહારનું વિદ્વાન વાંચકોને લાગે તો ક્ષમા ચાહું છું પણ એ આત્માકથાઓને એક સ્પષ્ટ અને નગ્ન–સત્ય સ્વરૂપે મુકવા ધારેલી અગત્યનાનું એ પરિણામ છે, એમ તો તેમને લાગશેજ. આત્મકથાની વિધવાઓના દુઃખો બાદ કરતાં પણ અધિક દુઃખ યાતના ભોગવતી વિધવાઓના દુઃખોની કહાણીઓ આગળ આતો અંશ માત્ર છે એમ હું મારા અનુભવના પરિણામે કહું છું.

પુર્વે વણિક કોમના સાહસિક પુરૂષો વ્યાપાર અર્થે કેવી રીતે સમુદ્ર પર્યટન કરતા અને લાખોની લક્ષ્મીને પરદેશથી કેવી રીતે ખેંચી લાવતા તેનાં દષ્ટાંત પણ આમાં બતાવેલ છે, સાથે સાથે તેવી લક્ષ્મીનો સદઉપયોગ ન થવાથી લક્ષ્મીવંતને અંત સમયે કેટલો

પશ્ચાતાપ થાય છે, તે બતાવી વાંચકને જ્ઞાન સાથે ઉપદેશ મળે તેમ કરેલ છે.

જગતના વ્યવહારમાં કેટકેટલા અજાયબ બનાવો બને છે તેના તથા ધડો લેવા લાયક, ધ્યાન આપવા યોગ્ય અને ઉપાયો તથા માર્ગદર્શક રાજ્ય, સમાજ અને ધર્મ વિષયમાંથી અનેક સંભવિત દૃષ્ટાંતો ગુંથી આ પુસ્તકને વાંચવા યોગ્ય, વિચારવા યોગ્ય અને જ્ઞાન સાથે ગમ્મત મળે તેવો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

એકંદરે સમાજનો સડો દુર થતાં સંસાર–સ્વરાજ્ય શું છે અને નિર્વિકાર બહાદુર બાળાઓ સંસારને અને રાજ્યને કેટલું સારભુત કરી શકે છે, એ આ પુસ્તકમાં આકર્ષક રીતે બતાવવામાં આવેલ છે.

એક સમર્થ વિદ્વાન, જેઓ યુનિવર્સિટિની એમ–એ. ની પદ્વિ ધરાવે છે અને સાક્ષર છે તેમણે આ પુસ્તક અથ–ઇતિ વાંચી એમાં વસ્તુની સુયોગ્ય ગુંથણી, સ્થળ સમયની એકતા વગેરે નવલ–કથા ને આવશ્યક કળાના સાધનોનો અભાવ જણાવી, આ પુસ્તકને જુદી જુદી બાબતોના નિબંધોના સંગ્રહરૂપ હોવાનું જણાવેલ છે. આવી રીતે પોતાનો અભિપ્રાય દર્શાવી તે તરફ મારૂં લક્ષ ખેંચ્યું,તેમજ આ પુસ્તકની પ્રસ્તાવના, તેમને પોતાને જે સત્ય લાગ્યું તે પ્રમાણમાં લખી આપી, મારા ઉપર કૃપાદૃષ્ટિ દર્શાવનાર થિઓસોફીસ્ટ પંથના ચુસ્ત અને સાચા અનુયાયી તથા તે પંથના પ્રખર વિદ્વાન અને વકતા રા. રા. હરજીવનદાસ કાલીદાસ મ્હેતા, જેઓ વિદ્વાનોમાં અને જન સમાજમાં આદર પામેલા એક પ્રસિદ્ધ પુરૂષ છે, તેમને આ પુસ્તકમાં કેટલીએક અતિશયોકિત, અસંભવિતતા અને કોઈ કોઇ સ્થળે વધારે પડતું સ્પષ્ટીકરણ કરેલું લાગ્યું છે, તે ખામીઓને રા. રા. હરજીવનભાઇએ લખ્યું છે તેમ હંસક્ષીર ન્યાયે ગુણ ગ્રહણ કરવા વાંચકો પ્રત્યે મારી વિનતિ છે. બાકી મેં તો મારી શકિત અનુસાર, જેમ જન સમાજમાં અનેક પ્રકારની રૂચિના મનુષ્યો હોય છે, તેવી જુદી જુદી રૂચિના વાંચકોને માટે ભિન્ન ભિન્ન પ્રકારની ભિન્ન ભિન્ન વાનીઓ પીરસેલી છે, જે યથા રૂચિ તેઓ ગૃહણ કરે, એજ મારા શ્રમનું સાફલ્ય છે,

ભાષાના દોષો, શાબ્દિક દોષો અને બીજા ન્યુનાધિક અંશોમાં દેખાય તેવા દોષો મારી શરીર સ્થિતિની અશકિતનું પરિણામ છે. તે માટે વાંચકો મને ક્ષમા કરશે. દુર પડેલ છાપખાના સાથે પત્ર-

વ્યવહારથી વાતો કરી કામ કરતાં પ્રકરણોનાં નંબરોમાં તથા ગોઠવણીમાં પણ ભુલો થઇ છે. શાબ્દિક ચુકોનું શુદ્ધિ પત્રક કરી આ પુસ્તકને છેડે ટાંકેલ છે, તે પ્રમાણે સુધારી વાંચવા વાંચકો પ્રત્યે મારી વિનતિ છે.

આ પુસ્તકની પ્રસ્તાવના રા. રા. ભાઇ હરજીવનદાસ કાલીદાસે લખી આપી આ પુસ્તકનો યોગ્ય પરિચય કરાવ્યો છે, તેમજ **સાહિત્ય અને નવલકથાના** સાહિત્ય પોષક અને "**નીલમ અને માણેક**" જેવી પ્રજાપ્રિય નવલકથા આદિ પુસ્તકોના પ્રકટ કર્ત્તા સાક્ષર વર્ગમાં જાણીતા અને મુંબઇની પ્રજામાં પ્રસિદ્ધિ પામેલા "કિન્ડર ગાર્ટન" નામક કેળવણીના પ્રચારક ભાઇ ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર તથા વેદવેદાંત આદિ શાસ્ત્રોના અથંગ અભ્યાસી, શ્રીમદ્ભગવદ્ ગીતાનું સદા પ્રવચન કરનારા, રામાનુજ સંપ્રદાયના એક અગ્રગણ્ય અને સમર્થ વિદ્વાન બહુશ્રુત શ્રીમાન્ સ્વામીજી લક્ષ્મીનારાયણે અને હાલમાં ભાવનગર તાલુકા સ્કુલના હેડ માસ્તર વયોવૃદ્ધ અને ગુર્જર ભાષાભિજ્ઞ સાહિત્ય રસીક રા. રા. નાગરદાસ રેવાશંકર પંડયાએ આ પુસ્તક માટે પોતાના જે અભિપ્રાય, અનુમત અને વિચારો દર્શાવ્યા છે અને જે મેં પાછળ ઉતારી લીધા છે તે સર્વેનો હું ઋણી છું. ઉપરાંત જે જે સદ્‌ગૃહસ્થો આ પુસ્તકની વાત મારા મ્હોંએથી સાંભળીને પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો છે તથા અગાઉથી ગ્રાહક થઇને જે જે ગૃહસ્થોએ મને ઉત્તેજિત કરી આર્થીક સહાય આપી છે તે સર્વેનો હું આભાર માનું છું.

**મહુવા** ( કાઠિઆવાડ )<br>સાં. ૧૯૮૭ મકરસંક્રાન્તિ } **માણેકલાલ ત્રીકમજી મ્હેતા.**



# પ્રસ્તાવના

આ પ્રસ્તાવના લેખકને ખાતર હું લખું છું, લેખકનો અભ્યાસ ગુજરાતી ચોથા ધોરણ સુધીનો છે. પરંતુ તેમણે અવલોકન શક્તિ તથા કલ્પનાશક્તિ ઠીક પ્રમાણમાં ખીલવી છે. અને હિંદુ સમાજનો અનુભવ પણ ઠીક મેળવેલો છે. આને લીધે તેમણે આ પુસ્તક લખવાની તથા પ્રકટ કરવાની હિમ્મત કરેલી છે. તેટલા માટે તેમને ધન્યવાદ ઘટે છે.

"સંસાર સ્વરાજ્ય" માં કેટલેક સ્થળે અતિશયોક્તિ, કોઇ કોઇ સ્થળે અસંભવિતતા અને કેટલેક સ્થળે વધારે પડતાં સ્પષ્ટીકરણ થયેલાં છે પણ સાથે સાથે વ્યવહારિક જ્ઞાન પણ તેમાં ઘણું રહેલું છે. માટે હંસની માફક દુધ ગૃહણ કરવા અને પાણી છોડી દેવા વાંચકને વિનંતિ છે.

વૃદ્ધાવસ્થાને લીધે લેખકે બરોબર સુઝતું નહી હોવાથી પુસ્તકમાં ઘણે સ્થળે શબ્દદોષો રહેલા છે. તે માટે વાંચકો ક્ષમા કરશે.

પોતાની યુવાવસ્થા તથા પ્રૌઢાવસ્થામાં લેખકે પોતાનો નિર્વાહ જાત મહેનતથી ચલાવ્યો છે, અને વૃદ્ધાવસ્થામાં આવાં પુસ્તકો લખીને પોતે સ્વાશ્રયી રહેવા ઇચ્છે છે. માટે તેમને પ્રોત્સાહન આપવા ગુર્જર પ્રજાને મારી વિનંતિ છે.

કોંજળી મહુવા
સં. ૧૯૮૭ ના માગશર વદી ૬ } હરજીવન કાલીદાસ મ્હેતા.



## મ્હારો અભિપ્રાય—

"**સંસાર સ્વરાજ્ય**" નામની રાજ્યકિય વસ્તુ સાથે સંસારી વિષય મેળવીને મારા એક મિત્રે આ એક અનુભવ સિદ્ધ પુસ્તક પ્રકટ કર્યું, અને તેના અવલોકન માટે મને મોકલ્યું. એવા ઉદ્દેશથી કે તે માટે મ્હારા તરફના અભિપ્રાયના બે બોલ હું લખું; જો કે **પ્રમાણ સહશિક્ષણ** ( Practical )નો હું અનુવાદી છું. **પ્રત્યક્ષ** વસ્તુથી પરિક્ષા કરાવીને તેની કિમ્મત માગવી અને આત્મબળ તથા આપ્ત-બળ ઉપરજ આધાર રાખવો. આ મ્હારો સિદ્ધાન્ત છે, અને ચાર દાયકાથી આ સિદ્ધાન્ત પ્રભુ કૃપાએ સચવાય છે. છતાં આ મ્હારા વયોવૃદ્ધ મિત્રને મ્હારા અનુમતની આશા છે તો તે પુર્ણ થાઓ!

આ વાર્તા મેં અવલોકી, અને તેની સાવ સરળભાષા, સંસારી અનુભવનાં દ્રષ્ટાંતો, અને અનેકાનેક સૂચનાઓ વાંચકોને ગમ્મત તેમજ જ્ઞાન આપી શકે તેવી મને લાગી છે. ને તે ઉપરથી વાંચક વર્ગને તે પ્રિય થઇ પડે, એમાં નવાઇ નથી.

ભિન્ન ભિન્ન રૂચિના તેમજ આધુનિક કેળવણીના અનુયાયી-ઓએ, કેટલાક સમભાવી અનુભવને લીધે ગુજરાતી વાંચનને તિલાં-જલી આપી લાગે છે, અને તેથી નવલકથાના સારા લેખકો અનુભવ પ્રસાદી પીરસવાને સત્યાગ્રહી બન્યા છે. તો પણ "**બહુ રત્ના વસુંધરા**" પેઠેમ પ્રયત્નવાદીઓ ઝાલ્યા રહેતા નથી. એજ રીતે આ ગ્રંથકર્ત્તાએ પણ ઝંપલાવ્યું છે. હવે જોવાનું છે કે તેમનું હોડકું, કયા કિનારે વિરમે છે.

સારા લેખો કે સારા લેખકો નથી એમ છેજ નહીં. પણ નવી સૃષ્ટિના યુવાનોને હાથે બહાર પડતા ઉભરાયેલા લેખો માત્ર માસિ-કોમાંજ પ્રકટ થાય છે. એ ઉપરથી જણાય છે કે હાલ પુસ્તકો પ્રત્યે લોકભાવના નથી. કેમકે હાલના—માસિકના—લેખો, સંગ્રહી રાખવા લોકચાહના નથી. **ઘડીભરના આનંદ માટે** તે પુરતા છે. અને તેના વિશાળ ક્ષેત્રમાં કમોદ ઉગાડવાને અમુક સમયની જરૂર છે.

આ પુસ્તક મને તો ગમ્યું છે. વાંચકોમાં તે આદરને પામો. તથાસ્તુ!

ગિરગામ બૅક રૅાડ—મુંબઇ.
દેવઉઠી એકાદશી.
વિક્રમ સંવત ૧૯૮૭

ગોપાળજી ક. દેલવાડાકર.

## મ્હારો અનુમત—

આ પુસ્તક મેં સાદ્યંત વાંચ્યું. લેખક મારા પરિચયમાં ઘણીવાર આવ્યા છે. તેમની જોડેના વાર્ત્તાલાપની સાથે સરખાવતાં આ પુસ્તકમાં તેમણે જે બુદ્ધિમતા, અનુભવ સિદ્ધતા અને સુંદર તર્કશક્તિત્વ વાપર્યું છે, તે જોઇ મને આનંદ સાથે આશ્ચર્ય થાય છે, નિશાળો અને કોલેજોમાંજ બુદ્ધિ કે જ્ઞાન ભરેલું છે, અને બીજે નથી, એ માન્યતામાં આથી તફાવત પડે છે. અલબત્ત!-પદ્ધત્તિસર અભ્યાસ કર્યો ન હોય તેનામાં વ્યાકરણદોષ, ભાષાદોષ અને સંકળનાના દોષો સ્વાભાવિક હોય. અને તેવું આ ગ્રંથમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. ખરી રીતે આખા પુસ્તકમાં લેખકની બુદ્ધિનો ઉપયોગ છે તે કરતાં તેમના હૃદયના ભાવેનો વધારે ઉપયોગ થયો લાગે છે. અને તેથી વસ્તુ વધારે હૃદયંગમ થયેલ છે.

૧—વિધવાઓની આત્મકથામાં વિધવાઓને પડેલા દુઃખના આઘાતો લેખકે ઘણી અસરકારક રીતે આલેખેલા છે.

૨—ગાયની પવિત્રતા, મહત્વતા અને ઉપયોગિતા સિદ્ધ કરવા રાજા શીવદાસ તથા નિર્મળા જેવાં પાત્રો ગોઠવી ઉચ્ચ ચારિત્રની સિદ્ધિ દર્શાવવા પ્રયાસ કર્યો છે.

૩—કન્યા વિક્રયની અધમતા દર્શાવવા લેખકે સુંદર પ્રયત્ન કર્યો છે. અને માત્ર ધીરજલાલના દ્રષ્ટાંતથી મિત્ર ધર્મની પરિસિમા દર્શાવી છે.

૪—સામતસિંહ મહારાજા, રાજા શીવદાસ અને એકલદેવ જેવાં પાત્રોનાં નિર્મળ ચારિત્રો મને તો આકર્ષક અને વધારે પ્રિય થઇ પડે તેવાં લાગ્યાં છે.

એકંદરે લેખકની બુદ્ધિશક્તિ માટે હર્ષ થાય છે. આ લેખકને ગુર્જર પ્રજા જરૂર આદર આપશે. એટલું લખી આ મ્હારો નમ્ર અનુમત પુર્ણ કરૂં છું.

| | |
|---|---|
| માર્ગશીર્ષ વદી એકાદશી.<br>વિક્રમાર્ક ૧૯૮૭ મહુવા. | લક્ષ્મીનારાયણ સ્વામી. |

## મ્હારા વિચારો—

આ પુસ્તકમાં " ખરા મિત્રની કસોટી, વિધવાઓની દુર્દશા " વગેરે વિષયોમાં આપેલા વિચારો ઘણા ઉંચા પ્રકારના છે. મિત્રની કસોટી ખરેખર સમજવા જેવી છે. તેમજ વિધવાની દુર્દશાનો ચિતાર પણ આબેહુબ છે લેખકનો પ્રયાસ સ્તુતિપાત્ર છે લેખન શૈલી સાદી છતાં સારી છે. રસ બરાબર જળવાઇ શકયો છે. વાંચકને ખચીત આનંદ સાથે સમજવાનું અને વિચારવાનું મળી શકે એવું આમાં ઘણું છે.

ઠેકાણે ઠેકાણે ગીતાઆદિમાંથી પ્રકરણના વિષયના પ્રમાણભુત શ્લોકો ટાંકી બતાવેલ છે. પહેલેથી ઠેઠ સુધી પુસ્તક વાંચ્યા વગર હાથમાંથી મુકી દેવાનું ગમે તેવું નથી. જરૂર આ પુસ્તકના વાંચનથી પોતાના વિચારોનો અને દુનિયાદારીમાં ચાલવાનો સરળ માર્ગ શોધી શકાશે.

મહુવા સં. ૧૯૮૭
માર્ગશીર્ષ



નાગરદાસ રેવાશંકર પંડયા.
તાલુકા સ્કુલ હેડમાસ્તર.
ભાવનગર



# અનુક્રમણિકા



**વાંચકને સુચના**—પ્રકરણ ૬ પછી પ્રકરણ ૮-૯ ગોઠવેલાં છે એમ ગણી પ્રકરણ ૭ મું તે બે પ્રકરણો પછી વાંચ્યાથી લેખકની વાર્તા સંકળનાનો ઉદ્દેશ યથાઘટીત સમજાશે.

વિભાગ બીજામાં પ્રકરણ ૧૧ થી આંક શરૂ થવો જોઇએ, તેને બદલે આંક ૧૨ થી શરૂ કરી તે ભુલ પ્રકરણ ૧૬ સુધી ચાલુ રહી છે, તે ભુલ પણ આ સુચના પછી વાંચકગણના ખ્યાલમાં આવી જશે.

# શુદ્ધિપત્રક

| પૃષ્ટ | લિટિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૦ | સાવેભૌમ | સાર્વભૌમ |
| ૮ | ૧૮ | છત્રીશ | ચાદ |
| ૧૦ | ૫ | કહું | કહ્યું |
| ૧૨ | ૧૫ | ગણ્ણા | ઘણા |
| ૧૪ | ૨૮ | શુશ્રુશા | સુશ્રુષા |
| ૧૬ | ૮ | કુટુબી | કુટુંબી |
| ૩૫ | ૧૩ | બીજાવી | ભીંજાવી |
| ,, | ૧૪ | વ્યગમાં | વ્યંગમાં |
| ૩૬ | ૧૬ | ફરતો | ફરતા |
| ૪૦ | ૧૮ | મહાત્મ્યે | મહાત્મ્ય |
| ૪૩ | અર્થ | અજ્ઞા | આજ્ઞા |
| ૫૨ | ૧૮ | ઉગમણી | આથમણી |
| ,, | ૩૨ | ભરાવેથી | ભરાવેલી |
| ૫૩ | ૨૧ | જાણુ | જાણે |
| ૫૭ | ૨૪ | આદશ | આદેશ |
| ૬૦ | ૨૫ | અશાન્ત | શાન્ત |
| ૬૮ | ૨૫ | વિભ્નમ | વિભ્રમ |
| ૭૪ | ૩ | દીપો | દીધો |
| ,, | ૭ | ધદ | ધર |
| ૭૫ | ૩૦ | વિસ્મર | વિસ્મરણ |
| ૭૬ | ૬ | શ્રીકૃષ્યંદ્ર | શ્રીકૃષ્ણચંદ્ર |
| ૭૭ | ૩ | ચેક | ચક |
| ૭૮ | ૯ | નામે | તમે |
| ૮૦ | ૭ | ખુશીલ | સુશીલ |
| ૮૧ | ૨૧ | થવું જોઇએ | થવુંનજોઇએ |
| ૮૨ | ૧૧ | જવૃ | જવું |
| ૮૩ | ૧ | શેડને | શેઠને |
| ૯૦ | ૧૩ | મ્હાન | મહાન |
| ,, | ૨ | નાવ્યા | બનાવ્યા |
| ૧૦૩ | છેલીલીટી | લઇ | ગઇ |
| ૧૦૯ | ૫ | કદી | કહી |
| ૧૧૦ | ૧૫ | કુઃખના | દુઃખના |
| ૧૧૨ | ૫ | તેમણે | તેમને |
| ૧૧૬ | ૧૩ | મારા | તમારા |
| ૧૨૦ | ૨ | યુવાનો | યુવાન |
| ૧૨૫ | છેલીલીંટી | છું | છે |
| ૧૩૧ | અર્થમાં | વિપ્લમાં | વિપ્લવમાં |
| ૧૩૨ | ૨૯ | વ્યાને | વ્યાજે |

# પ્રકરણના મથાળાના શ્લોકોનું શુદ્ધીપત્ર

| પ્રકરણ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૨ | जीवनी | जीवति |
| ૩ | आहवेणु | आहवेषु |
| ૪ | आपदगमं | आपदगतं |
| ,, | सान्मत्र | सन्मित्र |
| ५ | मृत्यु | भृत्य |
| ७ | ललते | लभते |
| ८ | मन्यद | मन्यद् |
| ९ | न्पुस | न्पुंस |
| ,, | पुणुप | पुप |
| ९ | क्रोधा | क्रोधो |
| ,, | संमीह | संमोह |
| ११ | तदलुवि | तद्भूवि |
| १३ | षाणि | पाणि |
| ,, | बहिरमे | बहिर्मे |
| १५ | बिप्लघे | बिप्लवे |
| ,, | स्तिणत | स्तिष्ठति |
| १७ | सुखान्यपि | सुखान्यपि |

# સંસાર સ્વરાજ્ય ૧૫૫૪૫

અને

# બહાદુર બાળાઓ.

## પ્રકરણ ૧ લું.

### મહારાજા સામંતસિંહ

निरुत्साहं निरानंदं निर्वीर्यमरिनन्दनम् ।
मास्म सीमन्तिनीकाचि ज्जनयेत्पुत्रमीदृशम् ॥

**અર્થ**:–ઉત્સાહ વગરના, આનંદ વગરના, પરાક્રમ વગરના અને શત્રુને આનંદ પમાડનાર એવા પુત્રને કોઇ પણ સૌભાગ્યવતી જન્મ ન આપો.

કુંદનપુર શહેર ઘણા ગાઉના ઘેરાવામાં હતું. શહેરમાં વસ્તીનો પાર ન હતો. લાખોની સંખ્યાથી તેની ગણત્રી થતી હતી. કોઈ કહેતું હતું કે, આ વાર્તા શરૂ થાય છે તે વખતમાં કમમાં કમ ૨૨ લાખની તો હતી. આ ભારત વર્ષમાં, તે વખતે તેની બરાબરી કરી શકે એવું બીજું કોઇ શહેર નહતું. તે શહેરને ફરતો દુર્જય કાળા પથ્થરનો હજારો વર્ષ પહેલાંનો બાંધેલો ઉંચો, પહોળો એક કીલ્લો હતો. હજારો વર્ષ વિત્યા છતાં તે કીલ્લામાંથી એક કાંકરી પણ ખસી શકી ન હતી. કીલ્લાને ફરતી ઉંડી એક ખાઇ હતી. જેટલો કીલ્લો ઉંચો હતો, તેટલીજ તે ખાઇ ઉંડી હતી. બંનેનું રક્ષણ કરવા રાજ્ય તરફથી એક ખાતું લાખોના ખર્ચે કાયમી રાખવામા આવેલું હતું. શહેરમાં દાખલ થવાના ૧૪ દરવાજા અને ૧૪ બારીઓ હતી. દરેક દરવાજે અને બારીઓએ પાકો ચોકી પહેરો રાજ્યે ગોઠવેલો હતો. દરવાજા અને બારીઓ ઉઘાડવાના અને બંધ કરવાના વખત નિયત કરેલા હતા. શહેર બહાર એક માઇલ ઉપર ગંગા સમાન એક પુણ્ય પવિત્ર મ્હોટી નદી, પોતાના બંને કીનારા ઉપર

લાખો માણસોના શ્રમને તેમના વસ્ત્રોની મલીનતાને નિવારતી ધોધ-બંધ ચાલી જતી હતી. અને શહેરથી ૨ ગાઉ જેટલા દુર આવેલા સમુદ્રમાં ધસમસતી ભળી જતી હતી. આ સંગમનો દેખાવ અવર્ણ-નિય અને આલ્હાદકારક હતો.

કુંદનપુર શહેરથી થોડાક ગાઉ દુર જતાં મોટા ઉંચા ટેકરા ટેકરીઓ અને નાના મોટા પહાડો સાઠ ગાઉના ઘેરાવામાં આવેલા હતા. તે પ્હાડો અને ડુંગરોની વચ્ચે ઘણાએક નેસો અને ગામડાંઓ વસેલાં હતાં. ત્યાં નાનાં મોટાં પુષ્કળ ઝરણાઓ અને નદીઓ વહેતી હતી. વળી નાના મોટા સરોવરો પણ હતા. એ જંગલમાં સાગ, ટીંબરવા આદિ ઇમારતી કામમાં આવી શકે તેવાં આંબા, રાવણા આદિના ફળવાળાં વડલા, ઉમરા, પીંપળા, લીમડા આદિ અનેક પ્રકારનાં અનેક વૃક્ષોની ઘટા જામી રહી હતી. એ ઘટાવાળી ઝાડી એવી તો જામી ગઇ હતી કે મધ્યાન્હ સમયે ત્યાંથી નિકળતાં સુર્યદેવનાં દર્શન અશક્ય હતાં. આવા ઘાટા જંગલમાં સિંહ, વાઘ, ચરૂ, રીંછ આદિ હિંસક પ્રાણીઓનો મોટો વાસ હતો તેઓ આ જંગલમાં પોતાનો ભક્ષ્ય શોધવા નિર્ભયપણે ફરતાં હતાં તેઓને તેમ કરતાં કોઇ અટકાવી શકતું નહીં.

નેસો અને ગામડાઓમા રબારી, આહેર, ભરવાડો વગેરે દુઝણાં ઢોરો રાખી તે ઉપર ગુજરાન ચલાવનારી ઘણી કોમ વસતી હતી. તેઓ હજારોની સંખ્યામાં ગાયો, ભેંસો અને બકરાં ઘેટાં વગેરેનુ પાલન કરતા હતા. કુંદનપુર શહેરના બાત્રીશ લાખ મનુષ્યોના દુધ ઘીનો આધાર આ નેસો અને ગામડાઓ ઉપર હતો. એટલુંજ નહીં પણ ઉત્તમ પ્રકારના સુંદર રેશમ જેવા વાળવાળાં ઘેટાં ઉછેરી તેના ઉનનો મ્હોટો વ્યાપાર પણ એ નેસો અને ગામડાં સાથે હતો. નેસોમાં કોઇ કોઇ વેપારીઓ પણ હતા. પણ તે જવલ્લેજ. ત્યાં તો ઘી, દુધ, દહીંની નદીઓ ચાલતી. એ રસકસના જમાનામાં એ નેસવાળાઓ જંગલમાં રહેનારા છતાં, શહેરોની અનીતિ ઉઘાડે છોગેની નિર્લજતા, અને પાપમય જીવનથી જાણે હજારો ગાઉ દુર રહેતા હોય એવા પવિત્ર પરોપકાર કરવામાં મહા કુશળ જનસેવામાં અગ્રણી વગેરે અનેક સદાચારના ધામ સમાન હતા. તે માત્ર પુરૂષોજ નહીં પણ ત્યાંની સ્ત્રીઓ, બાળકો પણ તેથી અધિક હતાં.

કુંદનપુર શહેર લાખો ધનીકો અને શ્રીમંતોથી ભરપુર નગર હતું. ત્યાંની કારીગરી આખા ભારત વર્ષમાં પ્રખ્યાતિને પામેલી હતી. ત્યાંનો વ્યાપાર અઢળક હતો અને આફ્રિકા, અરબસ્તાન, જાવા, સિંહલદ્વીપ વગેરે દેશોનું અઢળક દ્રવ્ય એ વ્યાપારદ્વારા વેપારીઓ કાયમ ખેંચી લાવતા હતા. શહેરમાં જેમ વ્યાપાર તેમજ વિદ્યાનાં અને ધર્માલયનાં સ્થાનો પણ ઘણાં હતાં. નિરાધાર સ્ત્રી પુરૂષોનો આધાર કુંદનપુર શહેર હતું. તેવા લોકોને તે શહેરમાં રોજી મળતી હતી. જેથી પગ રસ્તે અને સમુદ્ર રસ્તે હજારો માણસો તે શહેરમાં બહારથી આવ જા કરતા હતા. આ શહેરમાં હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી વગેરે અનેક પ્રકારના લોકોની વસ્તી હતી. તેઓ દેશ પરદેશથી આવી કુંદનપુર શહેરના રહીશો થઈ ગયા હતા. લોકો ઉદાર પરોપકારી દયાળુ અને પોતપોતાના ધર્મમાં આસક્ત હતા. તેમ બીજી તરફથી હિંદુઓમા પતીત થયેલા, નીચતા ભોગવતા મ્લેચ્છો અને બીજી કોમોમાંથી કેટલાએક રહીશો એવા પણ હતા કે જેઓ નીતિ અનીતિને ઓળખતા નહીં, પાપ પુન્યને પીછાનતા નહીં અને કેવળ નીચ, ઘાતકી, પાપ જીવનમાં જીંદગીને વીતાવતા હતા. સારૂં અને ખરાબ, મીઠું અને કડવું, સુખ અને દુઃખ, તાપ અને શીત એવા દ્વંદો અનાદિ કાળથી છે તો આમાં આશ્ચર્ય શું ?

આ શહેરનો વિસ્તાર મ્હોટો હતો, તેમ તે રાજ્યનો વિસ્તાર પણ તેટલોજ મ્હોટો હતો. રાજા "સામંતસિંહ" સાર્વભૌમ નહીં છતાં ચક્રવર્તી જેવો લ્હાવો લેતો હતો. તે પરમ પુણ્યશાળી ધર્માત્મા અને મહા ઉદાર વીર પુરૂષ હતો. પણ તે વૃદ્ધ થયો હતો રાજકાજ ચલાવવામાં વચનસિંહ પ્રધાન છતે તેનો બધો ભરોસો અને આધાર તેની જુની પટરાણી ગુણસુંદરી ઉપર હતો. નવી રાણી રૂપસુંદરીને પેટે એક પુત્ર પ્રસવ્યો હતો. તે વીરસિંહ નામે હતો. અને જુવાનીની છાકમ છોળમાં પોતાના ખંડીઆ રાજા ભાયાત કુરસિંહની સોબતથી મદ્ય, માંસ અને મૈથુનમાં છકી ગયો હતો તેની માતા રાણી રૂપ-સુંદરી તેને નાની ઉમરનો મુકી મરણ પામી હતી. તે વીરસિંહનો રાજમાતા ગુણસુંદરીએ ઉછેરી મોટો કર્યો હતો. ગુણસુંદરીને કાંઇ સંતાન ન હતું. તે રાણી ઘણી ડાહી રાજ્યકુશળ પ્રજાહિતમાં તત્પર અને સ્ત્રી જાતિના કલ્યાણ માટે પોતાના દરજ્જાને પણ ન ગણકા-

રતાં એક સેવક પેઠે સદાસર્વદા યત્ન કરનારી હતી. તેણે વીરસિંહને રાજ્યકાજમાં ભેળવવા શીક્ષણ આપવા પ્રયત્ન કરવા માંડયો. પણ તેમાં તે સફળ થઇ નહીં. રાજાની ઇચ્છા હતી કે પોતાની હયાતીમાં પોતાના તે પુત્રનો રાજ્યાભિષેક કરી દેવો અને રાજની ધુંસરી તેને શીર નાખવી. એટલે તે ભવિષ્યમાં કર્ત્તવ્ય નિષ્ટ થશે. પતિની આજ્ઞા પાલક સ્ત્રી રાણી ગુણસુંદરી તેમ થવામાં વિઘ્નરૂપ ન થઇ. અને વીરસિંહ કુંદનપુરના રાજ્યનો માલેક થયો. રાજા સામતસિંહ, દીવાન વચનસિંહ અને પટરાણી ગુણસુંદરીની દેખરેખથી રાજ્યરથ ચાલવા માંડયો. વચમાં વચમાં રાજાની દુષ્ટતાનો તાપ રાજ્ય અને પ્રજાને દુઃખકર નિવડતો પણ શાન્ત અને રાજાને દેવરૂપ માનતી પ્રજા પ્રારબ્ધને આગળ કરી સહન કરતી.

---

## પ્રકરણ ૨ જું.



### મનુષ્ય ધારે છે એક, પણ પ્રભુ પાર ઉતારે છે બીજું.

दानोपभोग रहिता, दिवसा यस्ययान्तिवै ।
सकर्मकार भस्त्रेव, श्वसन्नपिनजीवति ॥ १ ॥

**અર્થ**—દાન અને ઉપભોગ વિનાના જેના દિવસો જાય છે તે માત્ર લુહારની ધમણના જેમ શ્વાસ લે છે જીવતો નથી.

કુંદનપુર શહેરના હજારો ધનાઢયોમાં એક મોતીશાહ કરીને ધનાઢય પણ હતા તેઓનો વ્યાપાર કુંદનપુર શહેરમાં ન હતો પણ આફ્રિકા અરબસ્તાન, ઇરાન તરફ હતો મોતીશાહ શેઠની ત્યાં પુષ્કળ પેઢીઓ હતી અને ત્યાંથી કરોડો રૂપીઆની દોલત તેમણે મેળવી હતી. કુંદનપુરમાં રહીને તો તેઓ દોલતને ભોગવતા હતા. ખરી રીતે કહીએ તો દોલત ભોગવતાં તેમને આવડી ન હતી. લક્ષ્મીને માતુ સમાન માત્ર પુજી હતી. સ્ત્રી રૂપે ભોગવી ન હતી શેઠને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ હતી. વરસ પંચાવન થયાં હતાં એટલે હજી પોતે વનમાં વિચરતા હતા. કોઇકજ વીરલો વનને વટાવી જીંદગીનો લ્હાવો લે છે, એ ચિંતા શેઠને પણ હતી. શેઠને એકજ પુત્ર શાંતિલાલ હતો

સ્ત્રી પુત્રને જન્મ આપી મરણ પામી હતી મોટી ઉમ્મરે પુત્ર પ્રજા થઇ, ઉજરી પુત્ર મ્હોટો થયો, બીજાના આગ્રહ છતાં શેઠે સંતોષ વાળી બીજી સ્ત્રી કરી ન હતી. શેઠને વિષયની તૃષ્ણા ન હતી. ધનની તૃષ્ણા હતી. પુત્ર ઉમ્મરે વધતો ગયો તે ગર્ભ શ્રીમંત, લાડકોડમાં ઉછરેલો, નમાયો પુત્ર એટલે શેઠની દયાનું સ્થાન, કોઇથી તેને કાંઇ કહેવાય નહીં એવી સ્થિતિમાં પુત્ર મોટો થયો. પિતાએ પુત્રના કોઇ ઋણાનુ બંધે, ઘણી દોલત ખરચી મોટી ધામધુમથી તેને પરણાવ્યો. તે શિવાય શેઠે કોઇ પ્રસંગમાં નાણાંનો વ્યય કરેલ નહીં. જીંદગીમાં માત્ર એકજ વાત, દ્રવ્યનો સંચય કરવો. જમે પાસુ શીખેલ ઉધાર પાસાનો અનુભવ નહીં. તેમ મનથી કે સુસંગે પણ તે અનુભવ લીધો નહીં. પુત્રવધુ શુસીલ, રૂપયૌવના, શાણી અને ચતુર હતી. શહેરમાં નાણું વ્યાજે ફેરવવા પુરના વહીવટ માટે તથા આફ્રિકા આદિ દેશોની પોતાની પેઢીઓના સુરક્ષિત પણા માટે કુંદનપુરમાં પેઢી રાખી શેઠે મુનીમ મ્હેતાઓ ગોઠવ્યા હતા. તેટલો અને ઘરખર્ચ જેટલો પૈસો, મેળવેલ મુડીમાંથી ઓછો થતાં શેઠનું કંજુસ હૃદય બહુ બહુ દુભાતું હતું. એટલો ખર્ચ પણ શેઠના લોહીને રાત્રી દીવસ તપાવતો હતો. પણ શેઠ નિરૂપાય હતા. શેઠનુ આંગણું ભીક્ષુકોએ નિરાધારો, આશાવંતો કે અનાથોએ કોઇ દીવસ જોયેલું નહીં, શેઠે જોવા દીધેલું નહીં. જ્ઞાતિ ભોજન વ્યવહારને તે ધિક્કારતા હતા. એવા ખરચોને તે જંગલી અને મુર્ખાઇવાળા ગણતા. જ્ઞાતિભાઇઓ સાથે પોતે ભળતા નહીં. કોઇ મીત્ર કે સંબંધી જ્ઞાતિમાં તેણે રાખેલો નહીં. કોઇ અતિથિએ શેઠનું આંગણું ભાળેલું નહીં. દયા, ઉજાણી, બ્રહ્મભોજન, મીત્ર પરિચય એ બધાને તેઓ પાપ ગણતા. જ્ઞાતિમાં તેઓ ભેળાતા નહીં. સારે માઠે પ્રસંગે, જ્ઞાતિ જનોના આવતા ઉપરા-ઉપરી આમંત્રણ પ્રસંગે શેઠને કાંતો અગત્યનું અણધાર્યું કામ હોય અને કાંતો તબીયત બીમાર થઇ હોય એ બહાનાં મુખ્યત્વે હતાં. કોઇ ગરીબના ભુખનો પોકાર કે કોઈ દુઃખીઆંના દુઃખની ધા કે કોઇ ટેલીઆની ટેલનો અવાજ શેઠના કાનમાં પોગતો નહીં. કોઈ ધમાદાની ટીપમાં, કોઇ નિરાશ્રિતોના ફંડમા, કોઇ કામના ફાળામાં, કોઇ નિરાધાર બાળકોના રક્ષણમાં કે અસહાય દુઃખી વિધવાઓની મદદમાં શેઠ કાંઇ માનતાજ નહીં. તે બધાને શેઠ પૈસા કઢાવવાનું બાંધણ કહેતા. વાવ, કુવા, તળાવ, ધર્મશાળા, મુસાફરખાના અને

નિરાધારો માટે કોઇ અન્ન ક્ષેત્ર ખોલવાનું શેઠને કહે તો તે બધું પાપસ્થાનો છે એમ કહેતા અને પોતાની સારી કમાણીનો પૈસો એવા પાપસ્થાનોમાં વાપરવા ઉઘાડી ના પાડતા. કોઇ બોલનાર માણસ આગ્રહથી એવા સુકાર્યમાં પૈસા ખરચવા આગ્રહ કરી ભુલે ચુકે કાંઇ જુજ રકમ શરમે, ભરમે કઢાવી લઇ જાય તો શેઠને તે દીવસે અપવાસ થતો. ખાવું ભાવે નહીં અને રાત્રે ધડધડીને તાવ આવે.

કોણ જાણે, પુત્ર લગ્નમાં એટલો ખર્ચ કરવા પોતાને કેમ વિપરિત બુદ્ધિ સુઝી તે માટે શેઠ અહોરાત્ર તેજ વિષયમાં વિચાર કર્યા કરતા તે વિચારે અને શેઠની મહાન શ્રીમંતાઇથી આકર્ષાઈ સેંકડો માણસો દરરોજ સહાય અર્થે આવતા તેને જવાબ દેતાં શેઠ હવે તો થાકી ગયા હતા.જો કે આવનાર માણસને એમને એમ વિદાય કરવા છેક નીચે બે ભૈયાને, ઉપર એક ભૈયાને અને ત્રીજા માળ ઉપર પોતાના મુનીમ આદિ નોકર વર્ગને ભલામણ કરી દીધી હતી કે કોઇ ઉપર આવે નહીં અને એમને એમ વદાય થઇ જાય તે રીતે હરેક કારણોથી અટકાવવા. છેવટ ન માને તો પોતાની માંદગીનું કારણ બતાવી પાછા વાળવાનું શેઠે કહી દીધું હતું.

આવી કંજુસ સ્થિતિ ભોગવતા શેઠને સહેજે માંદગી લાગુ પડી દીન પ્રતિદિન શેઠ નરમ પડતા ચાલ્યા અશક્તિ વધતી ચાલી. શેઠ મુંઝાવા માંડયા. આટલી બધી આ કરોડોની દોલતનું શું થશે? ઘરમાં હીરા, મોતી, હેમ લાખોની કીંમતનું છે તેનુ શું થશે? દેશાવરની પચાસ દુકાનોમાં કરોડોની દોલત પડી છે તેનું શું થશે? શેઠ વિચારને વમળે ચડયા. વમળમાં ગોથાં ખાવા મંડયા શાંતિલાલ બાળક છે. આ પ્રપંચી દુન્યાનો તેને અનુભવ નથી તેને ફોસલાવી ભ્હીવરાવી મારી આ બધી દોલત લુચ્ચાઓ કપટ જાળ પાથરી લઇ જશે. લઇ જશે? હા લઈ જશે. અરેરે? ત્યારે મારે હવે શું કરવું? મરવું એ જરૂર છે? કોઇને પુછું. મરવું ન પડે એવો કોઈ રસ્તો ન હોય? કદી ન હોય એવો રસ્તો તો આ દોલત સાથે લઇ જવાનો કોઇ રસ્તો નહીં હશે? શેઠ વિચારમાંથી પાછા ચમકયા. વળી વિચારમાં પડયા હું આ શું વિચારો કરૂં છું. અનેક રાજા રજવાડાઓ, અનેક શ્રીમંતો અનંત ગણી સમૃદ્ધિ મુકી ચાલ્યા ગયા

છે. એ વાત મારાથી અજાણી છે ? ત્યારે મને આવા વિચારો કેમ આવે છે ? મંદવાડમાં મારી તૃષ્ણા વધી છે. બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. મન તુરંગ સરત બન્યો છે, તેથી આવા વિચારો મને થાય છે. ત્યારે આ આખર જેવી માંદગી વખતે, મને આ બધું કેમ સાંભર્યું ? તે દિવસે સંન્યસ્તાશ્રમના સ્વામીજીએ ઉપદેશમાં કહ્યું હતું કે લક્ષ્મીની ત્રણ અવસ્થા છે. દાન, ભોગ અને નાશ. મેં લક્ષ્મીને ભોગવી નહીં મેં દાન પણ કર્યું નહીં. હવે તો તેનો નાશજ નિર્માણ હોય એમાં શું આશ્ચર્ય ? મારૂં મરણ થાય એટલે આ લક્ષ્મી રહે તો પણ શું અને નાશ પામે તો પણ શું ? કબીરજી કહેતા ગયા છે કે "કહત કબીરા સુનો મેરે ભૈયા, આપ મુએ પીછે ડુબ ગઇ દુનીઆ" અરે ! આ બુદ્ધિ મને પ્રથમ કેમ ન સુઝી ? આ મૃત્યુનો ઘંટ વાગી રહ્યો છે એવી મારી અવસ્થામાં કેમ સુઝી ? હાથે તે સાથે, એ અમુલ્ય અવસર મને કેમ ન સુઝયો ? મુઆ પછીનું ભાતું બાંધવા મારા પુર્વના પાપોએ જરૂર મને દુર્બુદ્ધિ સુઝાડી. મેં દુઃખીઆના દુઃખોની ચીસો સાંભળવામાં કાનને બ્હેરા બનાવ્યા, મેં અપંગ અને નિરાધારોના દુઃખોના તરફડાટ જોવામાં આંખોને મીંચી દીધી, ગરીબોની ઝુંપડીઓમાં મને દુર્ગંધી લાગી તેથી મારા નાક આડા મેં ડુચા દીધા, તરસ્યાને પાણી પહોંચાડવામાં, ભુખ્યાને તૃપ્ત કરવામાં, મારા હૃદયને મેં કઠોર બનાવ્યું. મેં લક્ષ્મીના લોભે, મારા પુર્વના પાપના ઉદયથી સત્યને અસત્ય અને કપટ જાળ કહી. મારા ઘરના દરવાજા બંધ કર્યાં. અરર ! આ દુઃખની મહા પ્રલય જેવી મહાન જવાળાના તાપનું શમન કેમ થાય, અને મારૂં મૃત્યુ શાન્ત કેમ થાય ? કોઇ મને રસ્તો બતાવો ? આમ શેઠ હૃદયમાં કલ્પાંત ઉપર કલ્પાંત કરે છે, મગજમાં વિચારના વંટોળીઆ ધુળના ગોટેગોટામાં અટવાઇ આંખો મિંચી પડયા છે, ત્યાં શેઠના કુળગોર શેઠના સમાચાર પુછવા બ્હીતા બ્હીતા આવી ઉભેલા, તેને શેઠે જોયા. શેઠે ગોરને પોતાના દીલની ઉભરાઇ ગયેલી કથની કહેવા માંડી ગોર બ્હીવા માંડયા કે શેઠ આ શું બોલે છે ? આતે સન્નિપાતમાં બોલે છે કે સાચું બોલે છે ? જેણે કરોડોની દોલતમાંથી એક પાઇ ખરચતાં અનેક નિસાસા નાંખ્યા છે તેના દીલની વૃતિ એકાએક પરમાર્થના, પુણ્યના દયાના વિચારોમાં કયાંથી વહેવા માંડી ? ગોર કાંઇ વિદ્વાન કે પંડિત ન હતા. પણ સંસ્કારી પુરૂષ હતા. તેમણે શેઠને કહ્યું કે, તમારે હાથે

સારાં કામોમાં પૈસો ન ખર્ચાયો તો ફીકર નહિં. શાંતિલાલ શેઠને ભલામણ કરો. તેઓ પુન્ય કામમાં પૈસા વાપરશે તે પુન્યનો લાભ તમનેજ છે લક્ષ્મી તમારી કમાયેલી છે. એટલી પણ શિખામણ દેવા અને આજ્ઞા કરવા તમને પ્રભુએ હજી જીવન આપ્યું છે તો તેનો જરૂર સદ્‌ઉપયોગ કરો. શાંતિલાલ પણ સુશીલ શાણા અને ચકોર છે, તે તમારા દ્રવ્યને સંભાળશે અને તમારી આજ્ઞા પ્રમાણે સારે માર્ગે વાપરશે તમે તેને માટે અશ્રદ્ધા કરોમાં. શેઠે ગોરને દક્ષણા આપી વિદાય કરી શાંતિલાલને અને તેની વહુને બોલાવ્યાં. આશ્વાસન આપી પાસે બેસાર્યાં. બચ્ચાંઓને ધીરજ આપી શાંતિથી પોતે કહે તે સાંભળવા તથા તે પ્રમાણે અમલ કરવા જણાવ્યું. શેઠે કહ્યું પેઢી દર પેઢીથી આપણા વડીલો નાણાવાળા છતાં હું માબાપ વગરનો ઉછરી ૧૬ વર્ષનો થયો ત્યારે આફ્રિકામાં ગયો. અને મારી બુદ્ધિના યોગે હું આગળ વધવા માંડ્યો મારા ઉપર પ્રભુ કૃપા થઇ મેં એક બે, ત્રણ એમ ત્રણ દુકાનો એક પછી એક ખોલી મારો વેપાર અને નાણું વધતું ગયું, બીજાં શહેરોમાં મારો વેપાર વધારવાની મારી ઇચ્છા થઈ ત્યાં મેં મારી પેઢીઓ ખોલી. એમ આફ્રિકા અરબસ્તાન, ઈરાનના ઘણા શહેરમાં મેં પેઢીઓ ખોલેલી છે. જે જે અત્યારે ૨૫ ની સંખ્યામાં છે. હું બત્રીશ વર્ષે દેશમાં આવ્યો મેં લગ્ન કર્યાં અને ઇશ્વર કૃપાથી મારી ઉમ્મરના બત્રીશમા વર્ષે તારો જન્મ, થયો. તારી માતુશ્રી તે પછી ટુંક વખતમાં મરણ પામ્યાં હું તને આઠ વર્ષનો મુકી, કેટલાએક તારા માટે બંદોબસ્ત કરી, મારાં નાણાં અને મારા વ્યાપારમાં મારૂં ચીત્ત લાગી રહ્યું હતું તેથી હું પાછો અત્રેથી ઘણા વહાણો તૈયાર કરી, માલ ભરી આફ્રિકામાં ગયો. ત્યાં દશ વર્ષ રહ્યો તેટલામાં મેં મેળવેલી તેથી બમણી મીલકત-પૈસો મેં મેળવ્યો અને દાદાની મીલકતમાં બમણો ત્રમણો વધારો કર્યો. મારાથી લાવી શકાય એટલું નાણું લઇને હું દેશમાં આવ્યો અને પેઢીઓ ચાલુ રાખી આંહી આવી પાંચ વર્ષ મેં કાઢયા પણ મારૂં લક્ષ્ય, પૈસો, પૈસોને પૈસોજ હોવાથી તથા તમામ વર્ષો તે મેળવવામાંજ મેં કાઢેલાં હોવાથી મને ચેન પડ્યું નહીં. પૈસો વધુ મેળવવાનું કામ કેમ ચાલ્યું રહે અને એક ફુટી બદામ પણ તેમાંથી કેમ ઓછી ન થાય એજ વિચાર અને ચિંતામાં રાત દિવસ મશગુલ રહેતાં જ્ઞાતિ ભાઇઓ અને બીજા ગરીબો

નિરાધારો, મારા નાણામાંથી મદદ માગવા આવતા તેથી નાણું ઓછું થવાની ફીકરે મને વધુ ઘેર્યો. તેથી જોત જોતામાં મારી માંદગી વધી ગઇ અને હવે જીવતરની ઝાઝી આશા તો મને નથી પણ મારે હાથે પ્રભુને હવે પૈસા સુકૃતમાં ખરચાવવા મારાં પુર્વનાં કોઇ પુન્ય બળ હોય તો કહેવાય નહીં. બાકી તમને કહેવાનું એ છે કે, મેં કરોડો રૂપીઆની કમાણી કરી, પણ તેમાંથી એક ફુટી કોડી પણ મારે હાથે હોંસથી મેં વાપરી નહીં. આ ચિંતા અને આ દુઃખનો ભાર મારી છાતી ઉપર એટલો બધો વધી ગયો છે કે હવે તે મારાથી ઉપડતો નથી. હું આ બોજાથી તદન કચરાઇ ગયો છું. પુરૂં બોલી કે વિચારી શકતો નથી. પુર્વના મારા કોઇ શેષ પુન્ય હશે તેના યોગે આપણા કુળ ગોરે કહ્યું કે હાથે ન થયું તો શાંતિલાલને આજ્ઞા કરો. તે પુન્ય પણ તમારૂંજ છે. તો ભાઈ મને લાગે છે કે આ મારા છેલ્લો શ્વાસ છે એમ ગણી મારી આજ્ઞાનો પુરેપુરો અમલ કરજો. તમે મારે નામે ભુખ્યાને અન્ન દેજો, સદાવ્રત બાંધજો તરસ્યાંને પાણી પાજો, કુવા, અવેડા, વાવ આદિ જળાશયો કરાવજો નિરાધારોને આધાર આપજો, નિરાશ્રિતને આશ્રય આપજો દુઃખીઆના દુઃખ દ્રવ્યથી કપાય તેટલાં કાપજો, ઉઘાડાં નાગાને વસ્ત્રથી ઢાંકજો ધર્મશાળાઓ મુસાફરખાનાં બંધાવજો જ્ઞાતિ બંધુઓને ધંધે રોજગારે લગાડજો દેવમંદીરમાં શ્રદ્ધા રાખી તે અર્થે દ્રવ્ય વાપરજો, બીમારો માટે દવાશાળા ખોલજો અને સર્વ દાનોમાં શ્રેષ્ટ દાન વિદ્યા જ્ઞાન દાન, તે માટે છુટે હાથે નાણું આપજો ઉપલ્યાં બધાં કામો જરૂર જરૂર કરજો તે કરવામાં સંકોચ ધરશો નહીં. મારી દોલત એટલી બધી છે કે ઉદારતાથી છુટે હાથે ખર્ચતાં મારી દોલત ઓછી નહીં થાય. મારૂં પાપ કર્મ એટલું કે મને એ અલભ્ય લાભ લેવાનો સુંદર અવસર મળ્યો નહીં. પણ મારૂ આ દૃષ્ટાંત જગતને દાખલારૂપ કરવા સારૂ પ્રભુએ મને નિમિત્ત બનાવ્યો હોય તેમ પણ બને. ઇશ્વર ઇચ્છા બળવાન છે અંતકાળે પણ મને સુબુદ્ધિ સુઝી એ પણ પ્રભુની પુર્ણ કૃપા. ભાઇ ? વધુ શું કહું, તું સુપુત્ર છે. પિતાની આજ્ઞાનું પરિપુર્ણ પાલન કરજે. આંહીનો વહીવટ ડહાપણ ધીરજથી સંભાળજે અને સાચવજે. ઇરાન અરબસ્તાન અને આફ્રિકાનો વહીવટ હવે સંકેલી લેજે. યોગ્ય વખતે ત્યાં જઇ ત્યાંનું દ્રવ્ય ઘરભેગું કરજે આપણાં વહાણો ત્યાં ખાલી લઇને જઇશ નહીં.

એપ ખાલી ન હોય. આંહીથી પોસાતો માલ લઈ જજે અને ત્યાંનો પોસાતો માલ અત્રે લાવજે સીધો જજે અને સીધો આવજે આડા અવળા મુલકમાં કે બેટ દ્વીપોમાં જઇશ નહીં. દોલત છે તેટલી ભોગવીશ ને સાચવીસ તો પણ સાત પેઢી સુધી ખસસે નહીં. પછી પુત્ર વધુને ઉદ્દેશીને કહ્યું કે તમે સુશીલ શાણાં પ્રતિવ્રતા અને ખાનદાન છો. ઘરની કુટુંબની તેમજ મારા પુત્રની લાજ તમારા હાથમાં છે. તમે બને બાળક છો એમ હું ગણતો નથી તેથીજ બાળક જાતિનો ત્યાગ કરી પ્રૌઢબુદ્ધિ વડે આ સંસારને સુખરૂપ બનાવી, જીંદગીનું સાર્થક કરશો. મારા ગયા પછી તમને કહેનારા વારનારા કોઇ નથી. મારી શીખામણ અને તમારી જાત સામું જોઇ મારા તમારા નામને સાર્થક કરશો. " પ્રભુ તમારૂં કલ્યાણ કરો એ મારો આશીર્વાદ છે. એમ કહી શેઠ બીછાના ઉપર સુતા પણ તે સુતાજ તેમના એ વચનો, એ શ્વાસો, એ ઉચ્ચારો જાણે છેલ્લાજ આખરના હોય એમ આખરનાજ નિવડયા. શેઠનો શ્વાસ રૂંધાવા માંડયો. આંખો વિકળ થવા માંડી અને છાતી રૂંધાવા માંડી ઘડી બે ઘડી થઇ, શેઠ અચેતન થઇ ગયા તેમનો પ્રાણ તેમનો મનોમય જીવ, તે પરમ કૃપાળુ પરમાત્માની હજુર પોતાના સારાં નરસાં કર્મોનો હિસાબ દેવા આ ફાની દુનીયાને છોડી ચાલ્યો ગયો. પુત્ર વહુ દોલત માલ મીલ્કત એ બધાનો સંબંધ ખલાસ થયો તેમને અને શેઠને લાખો ગાઉનું અંતર પડી ગયું. ધન્ય છે પ્રભુ તારી અચિંત્ય અને અકળ કળાને !

શાંતિલાલે પિતાના શબને રૂડે પ્રકારે અંત્યેષ્ઠિ સંસ્કાર કર્યો, ઉત્તમ પ્રકારે તેની દોલતને છાજે તેવી ઉત્તર ક્રિયા કરી જ્ઞાતિ ભોજન, બ્રહ્મભોજન કરાવી નિરાશ્રિતોને અન્નદાન આપ્યાં. વર્ષ એક વિત્યું નહી તેટલામાં સુપુત્ર પુત્રે પીતાની આજ્ઞાનું અક્ષરસઃ પાલન કરી અનેક સતકાર્યોમાં લાખો રૂપીઆની દોલત ખરચી. તેની આવી અઢળક ઉદારદાન શક્તિથી શહેરમાં સર્વત્ર વાહવાહ બોલાઇ ગઇ.

શાંતિલાલ યુવાન હતો તેની વૃતિઓ યુવાનીના પુર બહારમાં ઝુલતી ફાલતી હતી, તે વિલાસ પ્રિય હતો સંગીત એ તેનું વહાલામાં વહાલું જીવન હતું. સંગીતનો તેનો શોખ અકથ્ય હતો સંગીતની

તેની પ્રિયતા અજબ હતી. પિતાને મર્ણ પામ્યાને એક વર્ષ ઉપર થઇ ગયું છે. આજે તે પોતાની વ્હાલી સારંગી લઇ બજાવવા બેઠો છે શાંતિલાલની પ્રિયતમા કમળા સુંદર કંઠે સુંદર આલાપથી ગાતી બેઠી છે આ દશ્ય ઘણું અદ્દભુત હતું. કોઇનું પણ દિલ ખેંચાયા સિવાય ન રહે એવું એ આકર્ષક હતું. ત્રીજે માળે આ સંગીત ચાલતું હતું પણ રાત્રીનો વખત હતો. નીચે રસ્તે ચાલનારના કર્ણ ઉપર સારંગીનો સુંદર અવાજ અને કોકીલ કંઠ, કમળાનો આકર્ષક અવાજ એક સાથે મળી જઇ પંથીના પગને ચાલવા દેતા અટકાવતો હતો ધીરેધીરે લોકોનું ટોળું એકઠું થતું ગયું. શાંતિલાલ માટે તેના પૈસા માટે તેના આવા શોખ માટે જુદે જુદે મુખે જુદું જુદું બોલાવા માંડયું. ચકોર અને શાણી કમળાના કાન ઉપર તે અવાજ આવ્યા. પતિને પ્રાર્થના કરી તુરત વેળા સંગીત બંધ કરાવ્યું અને પતિને વિનતિ કરી કહ્યું કે પિતાની આજ્ઞા પ્રમાણે તમારે પરદેશની આપણી પેઢીઓનો વહીવટ સંભળાવો જોઇએ. મુદત ઘણી વિતિ ગઇ છે. એમાં ગફલત થાય તો તમારૂં ડહાપણુ નહીં કહેવાય વેપારીના દીકરાને આમ શોખમાં મોજ મઝાહમાં જીંદગી કાઢવી પાલવે નહીં. માટે તે તરફનો વિચાર કરવો જોઇએ.

શાંતિલાલે કહ્યું, પ્રિયે તારૂં કહેવું ખરૂં છે પણ ત્યાં જઇને આવતાં ૨-૩ વર્ષો વિતે આંહી પાછળ આપણા ઘરમાં કોઇ પુરૂષ વર્ગ નથી તારી સંભાળને માટે મારે શું કરવું ? એ મને ચિંતાનો પ્રશ્ન છે કોઇ યોગ્ય સજ્જન મિત્રની હું શોધમાં છું તેમ થશે તો હું પિતાના વચનો પાળવા તત્પર છું. તે માટે આ વિશાળ શહેરમાં હું પ્રતીક્ષા કરતો રહીશ. એ પ્રમાણે વાર્તાલાપ કરી રાત્રી વધુ વ્યતીત થવાથી બન્ને નિંદ્રા દેવીને આધીન થયાં —

---

# પ્રકરણ ૩ જું.

## રાજા શિવદાસ.

आहवेणुचयेशूराः स्वाम्यर्थे त्यक्तजीविता ।
भर्तृभक्ताःकृतज्ञाश्च, तेनराःस्वर्गगामिनः ॥ १ ॥

**અર્થ**—યુદ્ધોમાં જે પુરૂષો શૂરવીર છે. તથા માલિકને માટે પ્રાણત્યાગ કરનારા છે, તેમજ સ્વામીના ભકતો છે તથા કરેલ ઉપકારને જાણનારા છે. તે મનુષ્યો સ્વર્ગના અધિકારિ છે.

કુંદનપુર શહેરથી થોડા ગાઉ દુર, જ્યાં ઘાટું જંગલ આવેલું છે. ત્યાંના નાના મોટા પહાડો અને ડુંગરાની તળાટીમાં ખીણોમાં અને કઢણો ઉપર વસેલા નેસોમાં એક નેસ શીવદાસનો હતો. શીવદાસના નેસમાં બીજા તેના ન્નાતીના આહેરો પણ પોત પોતાના ઢોરો સાથે રહેતા હતા. પણ શીવદાસ તેઓમાં અને ખરી રીતે કહીએ તો ગીરના એ મોટા ઘાટા જંગલમાં સઉથી શ્રેષ્ઠ અને પ્રખ્યાત હતો તે દુધ, દહીં અને ઘીનો રાજા હતો તેનું પશુધન બીજા નેસવાળા આહેરો કરતાં અધીક હતું. તેના પાસે દસ હજાર ભેંસો અને એક લાખ તો ગાયો હતી. તે શીવાય બીજાં નાના મોટાં દુધ દેનારાં જનાવરોની સંખ્યા ગણાતી ન હતી એટલી હતી. શીવદાસના પશુ ધનથી રોજ હજારો બલકે લાખો મણ ઉત્પન્ન થતા દુધ, દહીં, ઘીથી કુંદનપુર શહેર ઉભરાઇ જતું હતું. શીવદાસનો નેસ ગણા ગાઉમાં હતો. આસપાસના કેટલાએક પર્વતો અને ડુંગરાઓની, તેની તળેટીઓની અને ખીણોની માલેકી શીવદાસની હતી. તેનાં ઢોરો એ પર્વતો વગેરેમાં બારે માસ લીલા રહેતા ઘાસમાં નિર્ભયપણે અને આનંદથી ચરી દુધ, દહીંની નદીઓ ચલાવી રહ્યાં હતાં.

શીવદાસને ત્રણ પુત્રો હતા. તે સઘળા પુખ્ત ઉમ્મરના હતા. અને પશુધનનો રાજકારભાર તેમણે સંભાળી લીધો હતો. બે પુત્રીઓ હતી તે અવિવાહિત હતી. શીવદાસને ત્યાં હજારો ગોવાળીઆ નોકર હતા. તેઓ પશુધનને સાચવતા, ચરાવતા દહોતા અને દુધ દહીં વલોવતા

તથા માખણ ઘી વગેરેની વ્યવસ્થા કરતા અને શહેરમાં જઈ વેચી આવતા હતા. તે સઘળાઓ પોતાના કુંટુંબો સાથે રહેતા હતા. તેમની સ્ત્રીઓ અને છોકરાંઓ પણ પશુઓની સેવામાં, દોહોવા, વલોવવા, ચારવા આદિ કામમાં લાગી રહેતા હતા. તે સઘળાઓ ખાવા, પીવા, પહેરવા, ઓઢવા વગેરે બાબતમાં નેસના પદાર્થોનો સ્વતંત્રતાથી ઉપભોગ કરતા હતા. કોઈ બાબતમાં કોઇ પ્રકારે અટકાયત ન હતી. આજની પેઠે પૈસાની નાણાની તૃષ્ણા તેમને ન હતી. જીવન પુરતા નિર્વાહને તેઓ બસ ગણતા અને દુધ, દહીં ઘીથી તથા ખેતીવાડીમાં નીપજતાં અનાજથી અને રૂના ઉત્પન્નના તથા ઘેટાંની ઉનનાં હાથે કાંતેલા વણેલા કાપડથી સુખ ચેનથી જીવન વ્યતિત કરતા એ કરતાં તેમને વધુ અભિલાષા ન હતી તેમ એ શિવાય શોખની ખાણુંપીણું કે પહેરવાની કોઇ અન્ય વસ્તુઓની તેઓને ઇચ્છા પણ ન હતી અરે ! ખબર પણ ન હતી. સાદું. નિષ્પાપી અને આડંબર વિનાનું સરળ જીવન તેઓ ગુજારતા હતા. દ્રવ્યની જંજાળ તેમને લાગી ન હતી. લક્ષ્મીની લોલુપ્તા વળગી ન હતી. અનાજ, કાપડ અને દુધ દહીં આદિ પદાર્થો એજ તેમનું સર્વસ્વ હતું. રાજા શીવદાસે પણ તે વસ્તુઓ વાપરવા દેવા પ્રત્યે કોઇ અટકાયત કે પ્રબંધ કર્યો ન હતો. એથી હજારો નોકરો અને તેમના કુટુંબના મનુષ્યો શીવદાસ પ્રત્યે કૃતકૃત્ય હતા.

પણ શીવદાસ હવે વૃદ્ધ થયા હતા. તેઓ કૃષ્ણ ભક્ત હતા. તેમનું પહાડી કદાવર, ગાયોના દુધથી થએલું હૃષ્ટપુષ્ટ અને ઉંચું શરીર હવે, કાળના મારાથી શિથિલ થતું ચાલ્યું હતું. તેમની ઉમ્મર ૮૫ વર્ષને શીમાડે પહોંચી હતી. પણ તેમનું તંદોરસ્ત શરીર જોતાં અજાંણ્યાઓ ૫૦ કરતાં વધારે ઉમ્મર હોય એવી કલ્પના કરી શકતા નહીં. શીવદાસ પણ પોતાના પ્રાણ સમાન વ્હાલી ગાયોના ટોળા સાથે પર્વતોની ખીણો અને ડુંગરોમાં તેમને ચરાવવા નિકળતો. અને પોતાની સુંદર બંશી પર્વત ઉપર ચઢી બજાવી ગાયમાતાને ક્ષણવાર મુગ્ધ બનાવી દેતો.તે ગાઉના ગાઉ ચાલતાં હજી પણ થાકતો નહીં, તે સેંકડો ગાયોને દોતાં, અનેક ગોળીઓનાં દહીં વલોવતાં, મણ મણ જેટલાં માખણના પીંડાને તારવી કાઢતાં તે શ્રમીત થતો નહીં. તે કોઇ પણ પ્રકારના વ્યસનને ઓળખતો નહીં. આખા નેસમાં કહીએ તો ચાલે કે કોઇ પણ મનુષ્ય કોઇ પ્રકારના વ્યસનને પીછાણતા

નહીં. શીવદાસ મોટે ભાગે ગાયના દુધ ઉપરજ રહેતો. તેનું બળ અમાપ હતું તે ગમે તેવા જંગલના ઝાડને હાથે કરી એંચી કાઢતો મદોન્મત થઇ ફાટી ગયેલા આખલાને, જેની પાસે ઉભું રહેવું એ ભયકારક હોય ત્યાં શીવદાસ તેનાં શીંગડાં પકડી તેને ચસકવા દેતો નહીં. ઉભો રાખી દેતો એટલું તેના કાંડામાં હજી પણ બળ હતું. જંગલના સાવજ, વાઘ, દીપડા અને બીજા હિંસક પ્રાણીઓ તેના નેસ તરફ, તેના ઢોર તરફ આવી શકતા નહીં. શીવદાસ પોતાની ડાંગના ગોબાથીજ માર મારી તે પ્રાણીનો અંત લાવતો. શીવદાસનો ગોબો એ ભીમની ગદા કહેવાતી. ગોબાનો પ્રહાર, ગદા જેટલો અસહ્ય થઇ પડતો. શીવદાસ માથા ઉપરજ પ્રહાર એટલા તો બળથી કરતો કે કવચિતજ તેને ગોબાનો ઉપયોગ ફરીવાર કરવો પડતો. પોતાના આ બળ, હિમ્મત અને શક્તિ ગાયના દુધના પ્રતાપે છે એમ તે માનતો. ગાયના દુધ ઉપર તેણે જીંદગી કાઢી હતી. ગાયની સેવા એજ તેનું જીવન હતું, ગાયનું દુધ એજ તેનો ખોરાક હતો. અને ગાયનું દુધ એજ તેની શક્તિ હતી. ગાયના દુધથી તેણે અમાપ બળ પ્રાપ્ત કર્યું હતું. ગાયના પુત્રો જે બળદ (બળની હદ) કેવાય છે તે હદ, તે સીમા તેણે પ્રાપ્ત કરી હતી. ગાયના દુધથી શરીર બળ જેમ તેણે મેળવ્યું હતું, તેમ કેળવ્યું પણ હતું. હાલના જમાનાનો રામમુર્ત્તિ, કે યુરેપનો સેન્ડો તેના આગળ ક્ષુદ્ર હતા તેવા મલ્લોને એક મુઠ્ઠી મારીને તે ક્ષણ વારમાં મૃત્યુને શરણ કરી દેતો હતો, એવો તે મહાન બળવાન હતો. ગાયના દુધના પ્રતાપે તે જેવો શરીરે બળવાન હતો તેવોજ હૃદયનો, બુદ્ધિનો પણ તે બળવાન હતો. તે મ્હોટા મનનો, પરોપકાર બુદ્ધિનો અને જન સેવામાં સદાય તત્પર, ધાર્મિક અને નીતિમાન હતો. ગરીબોનાં દુઃખો તે કાપતો, નિરાધારોને આધાર આપતો, સદાય હજારો ભુખ્યાને અન્ન અને નાગાં ઉઘાડાંને વસ્ત્ર આપતો. તે જેવો નિર્મળ બુદ્ધિવાળો તેવોજ પવિત્ર આત્મા હતો. મનુષ્ય, પશુ, પક્ષી કોઇના પણ દુઃખોને તે જોઇ શકતો નહીં. તેને નેસમાં આશ્રય આપતો અને જાતે શુશ્રુષા કરતો વિધવાઓનો, નિરાધાર બાળકોનો તે મોટો સહાયક હતો કોઇ અતિથી તેને આંગણેથી પાછો જતો નહીં. સાધુ, સંતો અને મહાત્મા પુરૂષો તેને આંગણેથી જતા ત્યારે સદાય આશીર્વાદ આપીને જતા. આ બુદ્ધિ, આ ઉદારતા, આ પવિત્રતા, આ જન સેવા. એ વગેરે અનેક અનેક

ઉત્તમતા કેવળ ગાયના દુધના પ્રતાપેજ હતી. એમ એ માનતો અને અનુભવતો. જગત પણ તેમજ માનતું હતું. આર્ય પ્રજાને શાસ્ત્રો પણ પોકારી પોકારીને તેમજ કહે છે.

શીવદાસના નેસમાં માધવદાસ કરીને એક વણીક રહેતો હતો. તે એક સારો વેપારી હતો. શીવદાસની કૃપાનો તે પાત્ર હતો. માધવદાસમાં પણ ઘણા ઉત્તમ ગુણો હતા. માધવદાસ, શીવદાસના મિત્ર જેવો હતો. માધવદાસને પુત્ર સંતતિ નહતી. એક પુત્રી માત્ર હતી. તેનું નામ નિર્મળા કરીને રાખવામાં આવ્યું હતું. તે એક વર્ષની પુરી થઇ નહીં તેટલામાં તેની મા મૃત્યુને પામી. નિર્મળા હવે નમાઇ થઇ. માના દુધનું સ્તનપાન કરી તે ઉજરતી હતી. તે દુધ ખોયું. ઇશ્વરે તેને માટે ગાયનું દુધ નિર્માણ કરી રાખેલું હતું. માધવદાસે તેને ગાયના દુધ ઉપર, મોટી કરવા માંડી. ગાયનું દુધ તેને અમૃત સમાન થઇ પડયું. તે દિનપરદિન પુર્ણિમાના ચંદ્રની પેઠે વધતી ચાલી હજી તો બે વર્ષની પુરી થઇ નહીં એટલામાં પ્રભુએ તેને નબાપી કરી દીધી. માધવદાસ થોડા દીવસની માંદગીમાં મરણ શય્યા ઉપર પડયા. રાજા શીવદાસને ખબર પડયા તેઓ માધવદાસને ત્યાં આવ્યા. એક બાજુએ પારણામાં બે વર્ષની બાળકી સુતી હતી. બીજી તરફ માધવદાસ મરણ શય્યા ઉપર અંતકાળના છેલ્લા શ્વાસ લેતા હતા. શીવદાસને નિહાળી તેનો અંતરાત્મા પ્રસન્નતાને પામ્યો. ઇંદ્રિયોની શકિત રહી નહતી. ઇશારેથી પુત્રીને સંભાળવા, અને પોતાના મૃત્યુ પાછળ યોગ્ય ક્રિયા, ધર્મદાન વગેરે કરવા કહ્યું. થોડીક્ષણમાં આ સંસારના માયિક શ્વાસોશ્વાસ લેતો તેનો વાસના-સુક્ષ્મદેહ-સ્થુળ દેહમાંથી નિકળી પ્રભુના અત્રુટિત-અકળિત-અગમ્ય માર્ગે રવાના થયો. તેના કુટુંબમાં નિર્મળા સિવાય કોઇ મનુષ્ય હતું નહીં. શીવદાસે બ્રાહ્મણ આદિને તાત્કાળીક બોલાવી મરનારની ઉત્તમ પ્રકારે અંત્યેષ્ઠિ ક્રિયા કરાવી. નિર્મળાને પોતાને ત્યાં આણી અને સ્ત્રી વર્ગને ખાસ ભલામણ કરી તેને ઉજેરવાનું કહ્યું. ઉત્તર ક્રિયા આદિ ધાર્મિક અને વ્યવહારીક સર્વ ક્રિયા સમયે સમયે શીવદાસે કરી, મરનારના આત્માને સદ્દગતિ મળે તે પ્રમાણે કર્યું. નિર્મળાને પોતાની દેખરેખ નિચે ઉજેરવા માંડી. પોતાની વહાલી કામધેનુ, જેના દુધ ઉપર પોતે નિર્વાહ કરતા હતા તે કામધેનુનું દુધ નિર્મળાને પાતા. દિવસનો ઘણો ભાગ નિર્મળાને બોલાવવામાં, રમાડવામાં શીવદાસ વિતાવતા હતા.

નિર્મળા દિવસે દિવસે મોટી થતી ચાલી. તે હવે થોડું થોડું, કાલુ કાલુ બોલવા શીખી હતી. તે થોડું થોડું ચાલવાં અને દોડવાનું કરતી હતી. નિર્મળા શરીરે સુદૃઢ, અવયવે યથાયોગ્ય, તેજસ્વી, સુંદર અને ચિતાકર્ષક હતી. તે ત્રણ વર્ષની થઇ હતી છતાં પાંચ વર્ષની લાગતી હતી. તેનું બોલવું, ચાલવું હ.વભાવવાળું, ગૌરવયુક્ત, બુદ્ધિ ચતુર્યયુક્ત અને પ્રેમ ઉપજાવે તેવું હતું. ગાયનાજ દુધ ઉપર ઉજેરી મોટી કરવા શીવદાસે ખાસ આજ્ઞા કરી હતી. ગાયના દુધનો જે પ્રતાપ પોતે સાક્ષાત્ અનુભવતા હતા, તે આ નમાઇ—નબાપી—પુત્રીમાં અનુભવવા તેની ઇચ્છા હતી. પોતાના તમામ કુટુંબી વર્ગમાં અને તે વર્ગના પોતાનાં પુત્ર પરિવાર તથા તેના બચ્ચાઓમાં જે સ્નેહ—જે પ્રેમ, જે માયા શીવદાસને હતી તેના કરતાં પ્રભુની કોઇ અચિંત્ય શક્તિના બળે આ બાળક પ્રત્યે અધિક સ્નેહ—પ્રેમ અને માયા શીવદાસને ઉદ્ભભવ્યાં હતાં. શીવદાસ નિર્મળાને બધો વખત પોતાની નજર આગળ રાખતા અને ઉજેરતા હતા. એટલુંજ નહીં પણ ઉત્તમોત્તમ સ્રીત્વના ગુણો સાથે ઉત્તમોત્તમ શૌર્યાદિક પુરૂષોના ગુણો પણ તેનામાં આવિર્ભાવ પામે, એ તેની મનોચ્છા હતી. એક પવિત્રમાં પવિત્ર, બ્રહ્મચર્યયુક્ત શિયળ ગુણ સંપન્ન સ્ત્રી સાથે તે એક નિડર, શૌર્યાદિક ગુણોથી યુક્ત, જન સેવામાં તત્પર તથા દયા, પ્રેમ, ઉદારતા આદિ સદ્ગુણોવાળી જગતને અનુકરણીય ઉત્તમ ચારિત્ર્ય બળવાળી સ્ત્રી ઉત્પન્ન થાય એ તેનો આગ્રહી અને મમતી પક્ષપાત હતો. એ તેનો પક્ષપાત પુર્ણ અંશે સફળ થયો હતો, જે વાંચનાર હવે પછીના પ્રકરણોમાં જોશે.

નિર્મળા ઉમ્મરમાં વધવા માંડી તેમ રૂપ, ગુણ અને સૌંદર્યમાં પણ વધવા માંડી. શીવદાસે તેને ભણાવવા, વિદ્વાન વૃદ્ધ બ્રાહ્મણની યોજના કરેલી. માત્ર અક્ષર જ્ઞાન પુરતું તે ભણતર ન હતું પણ શીયળ, પાતિવ્રત્ય વગેરે સ્ત્રી જાતિનાં જે ભુષણ ( ઘરેણાં ) ગણાય તે વગેરે અનેક સદ્ગુણો તેને સ્વભાવ સિદ્ધ થઇ ગયા હતા. શીવદાસને તે સાચા પિતાજ ગણતી. જન્મદાતા માતા પિતાની પીછાણ તેને ન હતી. સંગીતમાં તેણે અનેક વાદ્યો ઉપર જય મેળવ્યો હતો. શીવદાસ જેમ સુંદર, આકર્ષક અને મધુર સ્વરે વૃદ્ધ છતાં પણ—બંસી બજાવતો તેમ નિર્મળાને પણ તે ચીજ તરફ મોહ અને પ્રીતી થયાં હતાં. નિર્મળાએ બંસી ઉપર ઘણો કાબુ મેળવ્યો હતો. અનેક રાગ—

રાગણીઓ બંસી ઉપર તે ગાઇ શકતી હતી. મનુષ્યો તો શું પણ પશુ પક્ષીઓ પણ બંસીના સુર સાંભળતા મુગ્ધ થઇ જતાં. નિર્મળાની ઉમ્મર વધતાં વધતાં તેની સંગીતની શક્તિ અજબ રીતે વધતી ગઇ. તેની ઉમ્મર ૧૫ વર્ષની અત્યારે થઈ છે તેની બંસીનો સ્વર, જંગલનાં વૃક્ષોને, તેના પાંદડાંઓને એક વાર સ્તબ્ધ કરી મુકે છે. હરીણોના ટોળેટોળાં નિઃચેષ્ટપણે ઉભા રહી જાય છે. સર્પોના સમુહ ટોળે મળી ડોલવા માંડે છે. ભમરાઓનાં યુથના યુથ ગુંજારવ કરવા મંડી પડે છે, અને ગાયો તથા વાછરડાંઓ ચરવાનું મુકી દઇ નિષ્પ્રાણ જેવાં સ્થિર થઈ બંસીના સુરને સાંભળ્યા કરે છે. મનુષ્યોમા સ્રીઓને પણ કામના મનોવિકાર ઉદ્‌ભવી જાય છે, તો પુરૂષોનું તો શુંજ કહેવું ? નિર્મળાના બંસીના સુરનું એ આશ્ચર્યકારક ખેંચાણ, એ હૃદયના તારને ડોલાવી દેનારૂં મધુરૂ સંગીત ખરેખર અદ્વૈતજ હતું. રાજા શીવદાસ નિર્મળાનો વાંસો થાબડી ઘણી વાર કહેતો, દીકરી, તેં મને હરાવ્યો ! નેસના રાજા શીવદાસની પુત્રીઓ અને બીજા ગોવાળોની વધુઓ નિર્મળાની સરખી વયની હતી. તેમાંની ઘણી સાથે નિર્મળાને સખીપણું હતું. એની સંખ્યા સેંકડોની હતી. નિર્મળાનાં રૂપ, યૌવન અને તેના અનેક સદ્‌ગુણો તથા તેનામાં રહેલી અજબ આકર્ષક શક્તિઓને લીધે તેના ઉપર નેસનાં દરેક સ્રી પુરૂષો અને બાળકો પ્રેમ રાખતાં. નિર્મળા બીજી સખીઓ સાથે ડુંગરા, ટેકરા ઉપર દોડીને ચડવાની હરીફાઇ કરતી. ગમે તેવા મોટા અને ઉંડા જળાશયોમાં અને નદીઓમાં કલાકોના કલાક સુધી તરવાનું, પાણીના ધરામાં ઘણો વખત બુડી, છુપાઈ રહેવાનું તેને આવડતું હતું. એવાં જળાશયો અને નદીઓ તે જંગલમાં પુષ્કળ હતાં, અને તેથી બીજી સખીઓને લઇ તે દરરોજ જુદા જુદા જળાશયો તથા નદીઓમાં જળખેલન માટે જતી. ગોવાળોની ઘણી સ્રીઓ, પુત્રીઓ અને કોઇ કોઇ વાર રાજા શીવદાસની પુત્રીઓ કુંદનપુર શહેર જોવાને, શહેરમાં ફરવાને, નિર્દોષ આનંદ કરવાને માથે દુધ, દહીંની મટુકીઓ લઇ તે વેચવાને બહાને જતી હતી. નિર્મળાની વૃતિ પણ કુંદનપુર શહેર જોવાને થન થન થઇ રહી હતી. શહેરના માણસો કેવાં હોય, તેની રીતભાત અને વૃતિઓ કેવી હોય, તેઓ નેસના માણુસો જેવા સાદા, નિષ્પાપી અને પવિત્ર જીવન ગાળતા હશે કે કેમ ? વગેરે જોવા, જાણવા અને અનુભવવા તેનું

મન તલપાપડ થઇ રહ્યું હતું. તેથી દાદા શીવદાસને મળી તેમની રજા લીધી, અને પોતાની વણીક જાતનો આચાર, કે જેનું તેને જ્ઞાન કે પરિચય પણ ન હતો તેને મુકી દઇ, પોતાની બહેનપણીઓ અને સખીઓની જેમ, પોતાનાં વ્હાલાં ઘેટાંઓની કાતરેલી સુંવાળી કોમળ ઊનની પોતાને હાથે કાંતેલી અને વણાવેલી કાળી કામળી ઓઢી માથે દુધ–દહીંની મટુકી લઈ, રાજા શીવદાસની પુત્રીઓ અને બીજી મહીઆરી–ગોપીઓ–જોડે નિર્મળા કુંદનપુર શહેરમાં એક દિવસે ગઇ. પોતાની સખીઓ જોડે ફરી ફરીને શહેરનો કેટલોક ભાગ જોયો અને સૌની સાથે દુધ–દહીં વેચી નેસ તરફ ચાલવા પાછી ફરી. એમ વખતો વખત તે શહેરમાં દુધ–દહીં વેચવાને માટે સખીઓની સાથે જવા માંડી અને લોકોનું, તેઓની જુદી જુદી જાતોનું, તેમના જુદા જુદા ધંધાનું, તેઓની દિનચર્યાનું, તેમની રીતભાતોનું, તેમના સ્વભાવનું, તેમના ધાર્મિક અને વ્યવહારીક વર્તનોનુ, વગેરે વગેરેનું અવલોકન કરવા માંડયું. જેમાંનું ઘણુંકતો અનાયાસે, ઘણુંકતો કુતુહળ પણાથી અને ઘણુંકતો ઇચ્છા–અનેચ્છાએપણ થતું. આમ કરતાં કરતાં ૩–૪ વર્ષો વિત્યાં. નિર્મળાએ દાદા શીવદાસ પાસેથી છુટ લઇ લીધી હતી કે તે દુધ–દહીંનુ જે વેચાણ કરે તે પૈસાનો તે મરજીમાં આવે તેમ ઉપયોગ કરે. નિર્મળાએ તે ઉપયોગ શહેરનાં લુલાં, લંગડાં, આંધળા અશકત અને નિરાધાર તથા ભુખ્યાંને ભોજન અને ઉઘાડાંને વસ્ત્ર દેવામાં કરવા માંડયો. તેની બીજી સખીઓ પણ થોડે થોડે તેવોજ ઉપયોગ કરતી. ૨૨ લાખ મનુષ્યોની વસ્તીવાળા શહેરમાં ૩–૪ વર્ષોમાં તો નિર્મળા ગલીઓ અને બજારો–ચૌટા–થી જાણીતી થઈ ગઇ. જાત જાતના ધંધાદારીઓને અને બીજાઓને થોડે ઘણે ઓળખતી થઇ ગઇ. લોકોમાં તે દયાની દેવીને નામે ઓળખાવા માંડી. તેનુ રૂપ, તેનુ યૌવન અને તેનું નિર્દોષ સ્મીત એવું હતું કે કોઇ પણ મનુષ્યનું હૃદય તેના તરફ આકર્ષાયા શીવાય રહેતું નહીં. તેમાં ઘણાંએક પુરૂષો વિકારી દષ્ટિથી, ઘણાએક પુરૂષો દુષ્ટેચ્છાથી અને ઘણાએક મનુષ્યો આ અનુપમ સૌંદર્ય અને આકૃતિવાળી પુતળીના સર્જનહાર પ્રભુની અગાધ બુદ્ધિ કૌશલ્યને આશ્ચર્યના નિમિતથી જોઇ રહેતા હતા. રાજા શીવદાસની ઇચ્છા હવે એવી હતી કે નિર્મળાને તેની જ્ઞાતિના કોઇ ખાનદાન શ્રીમાન્ અને કુળવાન કુટુંબના કોઈ લાયક–યોગ્ય–વર સાથે

લગ્નગ્રંથીથી જોડી દેવી. સતર–અઢાર વર્ષની ઉમ્મરે પહોંચવા છતાં રાજા શીવદાસની એ મનેચ્છા પાર પડી નહતી. આ પારકી થાપણુ સંભાળવી-સાચવવી– અને યોગ્ય સ્થળે તેને વિવાહિતા કરવી એ વાતને તે પોતાની પુરી ફરજ સમજતો. આ વાતમાં જેટલો વિલંબ થતો, તેમાં તે મુંઝાયા કરતો અને વિલંબ ન થાય તેવા માર્ગો શોધતો સાથે તેની ઇચ્છા એવી પણુ હતી કે નિર્મળા શાણી, સમજુ અને મોટી વયની છે તો તેની ઇચ્છાનુસાર શોધગોત થાય તેવા માર્ગો પણુ ખુલ્લા કરી દેવા. આહેરને વેશે, જુદી પ્રવૃતિએ કુંદનપુર શહેરમાં ફરે અને અનુભવ મેળવે એવી ધારણાથી ત્રણુ ચાર વર્ષથી નિર્મળાની એ મરજીને શીવદાસે અનુમોદન આપ્યું હતું. થયું પણુ તેમજ કુંદનપુર શહેરના એક વણીક, ધનાઢય વેપારી ઝવેરચંદના પુત્ર ધીરજલાલ જે સદગુણ સંપન્ન, વિનયશીલ, અને રૂપ યૌવનમાં યોગ્ય હતા તેના તરફ નિર્મળાની વૃતિ, દૃષ્ટિ અનાયાસે આકર્ષાતી ગઇ ધીરે ધીરે તે કોણુ છે એ નિર્મળાએ જાણી લીધું હતું પણુ ધીરજલાલ નિર્મળા એક વણીક કન્યા છે એ જાણતો નહીં ધીરજલાલ તેને એક મહીઆરી છે, એમ જાણતો. અનાયાસે શહેરની એક ગલ્લીમાંથી ધીરજલાલ પસાર થતો હતો, સામી બાજુએથી નિર્મળા તેની એક સખી સાથે માથે દુધ–દહીંની મટુકી રાખી પસાર થતી હતી. ધીરજલાલને નિર્મળા ક્ષણવાર નિહાળી રહી. તેનો ગૌર વર્ણવાળો અને આનંદી ચ્હેરો, તેના પ્રસન્ન ચિત્તની મુખમુદ્રા ઉપર પડી રહેલી તેજસ્વિતા તેની સુંદર ચમકતી આંખો, અને શરીરની ચપળતા અને શરીરનો સુયોગ બાંધો તે ઘડીભર નિહાળી રહી. તેના આત્માના પ્રબળ ઓજસે નિર્મળાને પળવાર પોતાપણું ભુલાવી દીધું. ધીરજલાલને આ વાતનો કાંઇ ખ્યાલ નથી. તે પોતાના હમેશના સ્વભાવ અને ગતિ પ્રમાણે ચાલ્યો જાય છે. પણુ આ સ્થિતિ અને આ કૌતુકનો શાક્ષી રાજા સાંમતસિંહનો રાજ્યાભિષેક પામેલો પુત્ર વીરસિંહ બન્યો. તે વણીકને વેશે શહેરમાં અને શહેરની ગલ્લી કુંચીઓમાં પ્રજાને અને તેની સ્થિતિઓને જાણુવા–જોવા–અનુભવવા, વખત બે વખતે ફરતો તેણે આ કૌતુક જોયું. નિર્મળા જેવી એક મહીયારીનો વણીક પુત્ર ઉપર પ્રત્યક્ષ પ્રણુય દ્રષ્ટિપાત જોયો. અને તેજ સમયે મહીયારીને માથેથી ઢળી જઇ જમીન ઉપર પડી ગયેલી મટુકીમાંથી ઢોળાઇ ગયેલાં દુધ–દહીં જોયાં. મહીયારી મુગ્ધાની વિસ્મયતા જોઈ.

શાંત ચિત્તે મહીયારી સામો સહજ પણ દ્રષ્ટિપાત કર્યા વગર નિર્દોષ અને નિર્વિકાર સ્થિતિ અનુભવતો-ચાલ્યો જતો-ધીરજલાલને પણ તેણે જોયો. આ મહીયારીને પોતે અગાઉ ઘણીવાર આ શહેરના રસ્તાઓમાં જતાં આવતાં વીરસિંહે જોયા છતાં, અને અનેક પુરૂષોના સંસર્ગમાં આવ્યા છતાં નિર્મળાની આવી સ્થિતિ આ પ્રથમજ જોઇ. એ બધી વાતની તેણે પોતાની ખીસ્સા બુકમાં નોંધી લીધી. અને એક બાજુએ ચાલતો થયો. ધીરજલાલ અને નિર્મળા સામસામે રસ્તે ચાલ્યા ગયા; નિર્મળાની સખીએ નિર્મળાની સહજ મશ્કરી કરી. બેન, તારી દહીં-દુધની મટુકી કેમ ફુટી ગઈ? કોની નજર લાગી બ્હેન? નિર્મળા શરમાઇ નીચું જોઈ, જવાબ દીધા વિના "ચાલ બ્હેન ચાલ; આપણે મોડું થાય છે" એમ કહી રસ્તે પડી.

---

## પ્રકરણ ૪ થું.

### શાંતિલાલ શેઠની સફર

**શ્લોક.**

पापान्निवारयति योजयते हिताय ।
गुह्याति गुह्यति गुणान्प्रकटी करोति ॥
आपद्गमं नचजहाति ददाति काले ।
सोन्मत्र लक्षणमिदं प्रवदंति संतः ॥

**અર્થ.**

સંતપુરૂષો સન્મિત્રનાં લક્ષણ નીચે પ્રમાણે કહે છે કે સન્મિત્ર હોય તે પોતાના મિત્રને પાપથી નિવારણ કરે છે. અને તેના હિતમાં જોડે છે. તેની ગુપ્ત વાત ગુપ્ત રાખે છે અને ગુણો પ્રગટ કરે છે, આપત્તિના સમયમાં તેનો ત્યાગ કરતો નથી અને સમય આવે ત્યારે આપે છે.

આ કુંદનપુર શહેરમાં કનકદાસ કરીને એક મ્હોટો ધનાઢ્ય વણીક રહેતો હતો. તે મોટો લક્ષાધિપતિ હતો. શહેરમાં તેને રહેવાના મોટા-વિશાળ-બંગલાઓ, તેને લગતા ફળફુલના સુંદર બગીચા અને

બીજી ઘણી મીલ્કત હતી. કાળના યોગે એક પુત્રી વીમળા શીવાય તેને બીજી કાંઇ સંતતી ન હતી. વીમળા ચૌદ વર્ષની થઇ તેને સર્વ પ્રકારનું જ્ઞાન–શિક્ષણ, પગારદાર શીક્ષકો રાખીને કનકદાસે આપ્યું હતું. શહેર બહાર પણ કનકદાસને વિશાળ જગ્યોમાં ફળફુલના બગીચા હતા. તેમાં અનેક પ્રકારનાં જેમ વૃક્ષો હતાં તેમ અનેક પ્રકારના સુગંધીમય પુષ્પોના રોપા પણ હતા વીમળાને પુષ્પોનો નાનપણથી શોખ હતો તે શોખ પુરો પાડવા કનકદાસ શેઠે દેશદેશાવરથી જુદી જુદી જાતનાં ફુલના રોપાઓ મગાવી બગીચામાં ઉછેરાવ્યા હતા એટલુંજ નહીં પણ બગીચાના તેવા પુષ્પોના રોપાનુ જ્ઞાન વીમળાને મળે તે માટે તે વિષયના નિપુણ વિદ્વાનોને પરદેશથી બોલાવી વીમળાને તે વિષયમાં નિષ્ણાંત કરી દીધી હતી. બગીચામાં પણ તેવા માળીઓને મ્હોટા પગાર આપી કાયમને માટે ગોઠવી દીધા હતા. વીમળાને પુષ્પોનું જ્ઞાન હોવા સાથે શોખ પણ હતો તે એવા તો સુંદર હાર–ગજરા ગોટા વેણી અને બીજી અનેક ચીજોના આકારો ગુંથી શકતી હતી. તેમાં રંગ બેરંગી પુષ્પો ગોઠવતી અને જુદા જુદા અક્ષરો વિવિધ આકારો મુર્ત્તિઓ વગેરે વિસ્મયકારક રીતે ગુંથતી હતી. બગીચાના ઉછેર, રક્ષણ માટે પુષ્કળ નોકરો, માળીઓ છતાં પોતાના શોખનું કામ તો તે જાતેજ કરતી.

નિર્મળા શહેરમાં આવતી ત્યારે વીમળાને બંગલે અને બગીચે જતી. બંનેને બહેનપણાં હતાં. બંને સમાન વયની, કેળવાયેલી, અને સુંદરતામાં એકેકથી અધિક હતી. બંને કુમારિકાઓ હતી છતાં તેટલી ઉમરે કામનાં દુર્જય બાણોનો હલ્લો તેઓના ઉપર થયોજ ન હતો. કામવિકાર કે કામવૃત્તિનો થનથનાટ, એટલી ઉમ્મરે સ્ત્રી પુરૂષોને કબજામાં લઇ લે છે તેવું કાંઇજ આ બાળાઓને થએલું નહીં. તેઓ નિર્વિકાર યોગીની સમાન હતી. બ્રહ્મચર્ય જે મનસા–વાચા કર્મણા એમ ત્રણે પ્રકારે ગણાય છે, તે ત્રણે પ્રકારનો તેમને સ્પર્શ ન હતો. હમેશાં શરીરની દુર્બળતા અને શક્તિની ક્ષીણતા મન ઉપર અસર કરે છે, અને નિર્બળ મન બુદ્ધિને ભ્રમીત કરી વિકારને ચાકડે ચડાવે છે. આ બાળાઓનાં શરીર સુદ્દઢ હતાં. મન અને બુદ્ધિ પણ બળવાન હતી. પોતપોતાના વ્હાલા શોખમાં બંને તલ્લીન હતાં અને જનસેવા એ તેમનો મહામંત્ર હતો. બે વર્ષના બાળક જેવું તેમનું નિર્વિકાર મન હતું. ધન્ય છે આ સ્થિતિને !

વીમળાના પિતા કનકદાસ શેઠ વૃદ્ધ થવા આવ્યા હતા. પણ તેના શરીરનો બાંધો મજબુત હતો એક દિવસે બાગમાં ફરતાં ફરતાં તેમનો પગ પાણીની નહેર ઉપરથી લપસ્યો, અને જમીન ઉપર જઇ પડયા. તેમાં પગના નળાનું હાડકું ભાંગી ગયું ઘણી મહેનતે બગીચાના નોકરો તેમને આસાનીથી તેડી બંગલામાં લાવ્યા અને વૈદ્યો તથા પ્રખ્યાત હકીમોને બોલાવી દવા દારૂ કરવા માંડયા પણ પીડા દીન પરદીન વધી ગઇ આરામ થયો નહીં. કનકદાસ શેઠની આંખમાંથી અશ્રુપાત થયો. ડાહી દીકરી વીમળાએ ધીરજ રાખી પીતાને દીલાસો તથા હિમ્મત આપ્યાં. પીતાનું દીલ તે સમજી ગઇ. સંતતીમાં એકની એક દીકરી તેને પરણાવી ઠેકાણે પાડવાનો અમુલ્ય અવસર પોતાને મળ્યો નહીં તે વિચારથી શેઠના મનમાં ઘણી દીલગીરી થતી હતી. પોતાની લાખોની દોલત અને મીલકતનો વહીવટ એક ડાહ્યા અને ગણત્રીબાજ પુત્રની માફક વીમળા કરશે અને પોતાની ખાનદાનીને વળગી રહી કુછંદે નહી ચડે એવી કનકદાસ શેઠને ખાત્રી હતી. તે પુત્રીનું દીલ સમજી ગયો. અને પોતાની આખરની વેળાનો સમય નજીક છે એમ ગણી આળપંપાળમાંથી મન ઉઠાવી લઇ પ્રભુ ભજનમાં મન જોડી દીધું. ઉપરાંત ગરીબ, ગુરબાં, અને નિરાધારોને, બ્રાહ્મણ, સાધુ, ફકીરોને, નાત જાતનો તફાવત રાખ્યા વગર હજારો રૂપીયાનું દાન કર્યું. પોતાની જ્ઞાતિના ઉત્કર્ષ માટે, તેમને જમવા ખાવાના વાપરવાળા મકાનો માટે, કેટલાંક મકાનો ખરીદ કરી સોંપ્યા તથા એક વિધવાશ્રમ ખોલવા માટે ટ્રસ્ટીઓ નીમી મોટી રકમ આપવા ફરમાવ્યું. શહેરમાં અને આસપાસના જંગલમાં પાણીનાં પરબો સ્થાપ્યાં તથા મહોટાં-મહોટાં મુસાફરખાનાં અને ધર્મશાળાઓ અનેક પ્રકારની સામગ્રી તથા સદાવ્રતો સાથે સ્થાપ્યા. આ વગેરે અનેક સત્કર્મો કરી, પોતાના નાણાંનો સદ્વ્યય કરી કનકદાસ શેઠનો આત્મા, પરમાત્મા હજુર, પોતાના પુન્યનો બદલો લેવા ચાલ્યો ગયો. પ્રભુ ! એવા પુન્યશાળી પુરૂષોના આત્માને સદાય શાંતિ અપજો. શાણી વીમળાએ, પોતાના વહીવટો અને કામકાજ ધીરે ધીરે સમેટી લઇ, પોતાની મુડી અને મીલકતને ડહાપણથી સાચવવા અને તેમાંથી થતા ઉપાર્જન પુરતો વૃદ્ધ માણસો રાખી વહીવટ કરવા માંડયો. અને ભગવદ્ભક્ત ડાહી વૃદ્ધ સ્ત્રીઓને પોતાના પરિચયમાં રાખી, કોઇ ખાનદાન કુટુંબના યોગ્ય પુરૂષ સાથે પોતાનો સંબંધ બાંધવાના સમયની રાહ જોતી વખત વીતાવવા માંડી.

બીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે શાંતિલાલને પોતાનો પરદેશનો વહીવટ સંભાળવા સારૂ જવાની તાકીદ હતી, પણ એ ૨-૩ વર્ષની મુદત દરમ્યાન આંહીનો વહીવટ અને પોતાની મીલ્કત તથા ઘર સંભાળવા, એક મીત્રની પોતે શોધમાં છે એમ પોતાની સ્ત્રી કમળાને તેણે કહેલું તે આપણે અગાઉ વાંચી ગયા. એક દિવસે ધીરજલાલનો. શહેરના બગીચામાં શાંતિલાલને અચાનક મેળાપ થયો. આ બગીચામાં સાંજને વખતે અનેક સ્ત્રી પુરૂષોના યુગલો, ( જોડાં ), અનેક મીત્રો અને અનેક પરદેશના માણસો આવતાં અને બગીચામાં આવનાર માણસો માટે બેસવા સારૂ રાખેલા કોચ જેવા બાંક ઉપર બેસતા. બગીચામાં અનેક નાના પ્રકારના વૃક્ષો, અનેક પ્રકારના ફુલના રોપાઓ, અને નાના મોટાં ઝરણાઓ તથા તળાવો અને કુંડો હતા. ત્યાં અનેક પ્રકારનાં પક્ષી તથા પશુઓનું સંગ્રહસ્થાન પણ ગોઠવવામાં આવ્યું હતું. અચાનક એકજ બાંક ઉપર, કોઇ ભવિષ્યના ઇશ્વરી સુંદર સંકેત અનુસાર શાંતિલાલ અને ધીરજલાલ, ગોઠવાઇ ગયા. એક બીજાના મ્હો સામું એક બીજા જોઈ રહ્યા. કોઇ કોઇ બોલ્યું નહીં. છેવટે શાંતિલાલે મુખ ખોલ્યું.

" આપ ક્યાંના રહીશ છો અને કઇ જ્ઞાતિ છો ? "

" જી ! હું આ કુંદનપુર શહેરનોજ રહીશ છું અને જ્ઞાતે × × × વણીક છું. "

" ત્યારે તો આપણે એકજ જ્ઞાતિના છીએ. "

" ઠીક, ત્યારે આનંદની વાત છે. " એમ ધીરજલાલે કહ્યું.

આ પછી બંને જણ વચ્ચે જાજી વાર સુધી જુદી જુદી બાબતો ઉપર અનેક પ્રકારનો વાર્ત્તાલાપ થયો. એક બીજાએ, એક બીજાના સ્વભાવ, અને ગુણ-દોષ તથા શકિતનું યથાબુદ્ધિ અનુસાર માપ કાઢી લીધું. આખરે, એકંદરે બંનેને પરસ્પર પરિચય વધારવાની દીલમાં લાગણીઓ થઇ અને તેના પરિણામે મૈત્રીનાં બીજ નખાયાં. અનેકવાર આ બગીચામાં અને અનેક બીજાં સ્થળોએ એક બીજાને અનાયાસે મળવાનું થવા લાગ્યું અને પરસ્પર દેશની, શહેરની, નાતની અને ધંધા રોજગારની વાતો થવા માંડી. ૨-૩ મહિના આ પ્રમાણે ચાલ્યા બાદ એક બીજાના કુટુંબની, કુટુંબના પરિજનોની વાતો થવા માંડી. જુદા જુદા પ્રસંગોના અમુક પરિચયના તંતુઓથી બંને વચ્ચે પ્રેમની-સ્નેહની-સાંકળનું ઘડતર ઘડાવા માંડયું અને કેટલાક

મહિના વિત્યા એટલે દેહ જુજવા, પણ જીવ એક એવી લોખંડી સાંકળ ઘડાઇ ગઈ. જેના અંકોડા એવા ગોઠવાઇ ગયા કે દેહાન્તે પણ તે અંકોડા છુટાં પડે એવું રહ્યું નહીં. ઇશ્વરી સંકેત પણ એ ઘડતર તરફજ હતો. કેમકે બંને ગુણે, વયે, વિદ્યાએ, પૈસે અને ખાનદાનીમાં સમાન હતા.

ધીરે ધીરે શાંતિલાલે, પોતાની આફ્રિકા તરફની મુસાફરીની અને આંહીના પોતાના વહીવટની, તથા પોતાના ઘરને સંભાળવાની વાત ખોલવા માંડી અને ધીરજલાલની તરફ દ્રષ્ટિ ખેંચી. ધીરજલાલે તે વાતમાં અનુમોદન આપ્યું અને પરદેશ જવા માટે શાંતિલાલે દશ વહાણો તૈયાર કરવા તથા તે વહાણોમાં આ દેશમાંથી લઇ જવાનો માલ ખરીદ કરવા મુનીમને જણાવી દીધું. દશે વહાણના ટંડેલો ( કેપ્ટનો ) જુદા જુદા હતા, તે ઉપરાંત દરેક વહાણમાં સંખ્યાબંધ ખારવા ( સેલેરો ) હતા. પણ દશે વહાણોનો એક વડો ટંડેલ યાને કેપ્ટન હતો. તેનું નામ અરજણ હતું. તે અરજણને બોલાવીને પણ શાંતિલાલે તમામ સુચના આપી દીધી. અને કયે દિવસે વહાણોનાં લંગર ઉપાડવાં છે તે પણ જણાવી દીધું. અરજણ ઘણો વૃદ્ધ હતો. શાંતિલાલના પિતાની જુવાનીથી તે જુનો નોકર હતો. અરજણ ટંડેલ શાંતિલાલના કુટુંબનો પ્રમાણિક અને નીમકહલાલ નોકર હતો. અને આફ્રિકાના કીનારા ઉપર અનેક સફરો કરી આવ્યો હતો. અને સમુદ્રનો તે જાણીતો સહેલાણી હતો. પોતે અભણ છતાં દરીઆનો નકશો તેની નજર આગળ ચિત્રાઇ ખડો થયેલો હતો. આફ્રિકા જતાં કયાં કયાં ખડકો, પાણીના વમળો, નિર્જન બેટો અને તોફાન સુચક કયાં કયાં સ્થળો છે તે તેનાથી અજાણ્યું નહતું. અરજણે શાંતિલાલ શેઠની સૂચના પ્રમાણે દશે ટંડેલને બોલાવી તૈયારી કરવા આજ્ઞા આપી દીધી. શાંતિલાલ, મુનીમને બોલાવી તમામ વહીવટ કાળજીથી ચલાવવા, મીલ્કતની અને ઘરની સંભાળ રાખવા ભલામણ કરવા ઉપરાંત, ધીરજલાલની સલાહ અને સુચના પ્રમાણે કામ લેવા જણાવી દીધું. ધીરજલાલને પણ પોતાના વહીવટ અને મીલ્કતથી યોગ્ય રીતે વાકેફ કરી દીધા એટલુંજ નહીં પણ અલગપણે રહી પોતાના ઘરની સંભાળ રાખવા ખાસ કરીને ભલામણ કરી. ઘરમાં કોઇ પુરૂષ વર્ગ નથી; ૨ થી ૩ વર્ષની પોતાની લાંબી મુસાફરી છે, ભવિષ્ય કોઇ જાણતું નથી માટે સ્વજન તરીકે કહેવું ઘટે તેટલું કહી દીધું. પોતાની સ્ત્રી

કમળાને પણ તેના માબાપના અને સાસરાના કુળ તરફ લક્ષ આપી મુસાફરીનાં વર્ષો દરમ્યાન શાંતિ અને ધીરજ તથા શાણપણથી સંયમ પાળી દિવસો નિર્ગમન કરવા કહી દીધું. કમળાની સખી ચંપાને બોલાવી ઘટતી સુચનાઓ સાથે પુરતી ભલામણ કરી દીધી.

વહાણોમાં ભરીને લઇ જવા ખરીદ કરેલા માલથી વહાણો ભરી દીધાં. શુભ દિવસે વહાણો ઉપાડવા નક્કી થયું હતું તે શુભ દીવસે ઉપાડવાના વખત પહેલાં સગા–સંબંધી–પડોશીઓ અને બીજા જાણીતા માણસો, નોકર નફરો શાંતિલાલ શેઠને મળવા આવ્યાં. સર્વેને મળી ભલામણ આપી, તેમની ભલામણો લઇ શાંતિલાલ શેઠ નોકર, ચાકર, આશ્રિતો અને બીજા આશાતુર મનુષ્યોને દ્રવ્યાદિથી તૃપ્ત કરી તેમનો આશીર્વાદ લઈ વહાણ ઉપર ચડવા તૈયારી કરવા માંડયા. પણ એ પ્રમાણે કોઇ બાકી ન રહે એવા સર્વે આવ્યા છતાં સઉ બાકી રહે એવા એક જણની ગેરહાજરી આ વખતે શાંતિલાલને સાલતી હતી શાંતિલાલનું ચિત્ત તે માટે તે તરફ લાગી રહ્યું હતું. આંહી સમુદ્રમાં ભરતી થવા માંડી હતી અને વહાણોના લંગર ઉપાડવાની તૈયારી થતી હતી એમ અરજણ ટંડેલ શાંતિલાલને હાક મારીને વારંવાર કહેતા હતા. એટલામાં છેટેથી–દુરથી સફેદ વસ્ત્ર પહેરેલ અશ્વારૂઢ થયેલ એક યુવાન અશ્વને દોડાવતો આવતો હતો તેના હાથમાં એક લીલું શ્રીફળ, અને પુષ્પના હાર તથા ગજરા હતા. તે યુવાન તે શાંતિલાલનો મીત્ર ધીરજલાલ હતો. ધીરજલાલ શ્રીફળ અને પુષ્પના હાર લેવા માટે વીમળાને બગીચે ગયો હતો. વીમળા તેની દુરની સગી હતી. ઘણે દિવસે ધીરજલાલ મળ્યા જાણી બેન–ભાઇ વચ્ચે કેટલોએક વાર્ત્તાલાપ થયો તેમાં વખત જવાથી ધીરજ-લાલને મોડું થયું હતું. બંને મીત્રો કીનારે પ્રેમથી ભેટયા ધીરજ-લાલે શાંતિલાલને પુષ્પનો હાર પહેરાવ્યો અને હાથમાં ગજરો તથા શ્રીફળ આપી સફર સુખરૂપ ઇચ્છી. બંનેના અકથ્ય સ્નેહમાં આ જુદા પડવાનો સમય તેઓને દુઃખરૂપ લાગ્યો. અને તેમાં વખત જવા માંડતા ટંડેલે લંગર ઉપાડી લીધું છે કહી તાકીદ કરતાં શાંતિલાલ મુંઝાઇ વહાણ ઉપર જવા મછવામાં બેસતાં ધીરજલાલે છેવટ કહ્યું કે પરદેશનો વહીવટ સંકેલી, ઘેર આવતાં સુધીમાં વિષય વાસનામાં કે ખોટા લોભમાં નહીં ફસાતાં સુખરૂપ વહેલા વહેલા આવી પોંચશો. એટલામાં તો મછવો વહાણ પાસે પહોંચી ગયો. શેઠ વહાણમાં ચડી

ગયા અને મછવો પણ ખારવાઓએ વહાણ ઉપર ચડાવી લીધો. વહાણે દિશા ફેરવી સમુદ્રમાં સડસડાટ ચાલવા માંડયું. બંને મિત્રોની દ્રષ્ટી એક બીજાની સામે દેખાઇ શકાયું-ત્યાંસુધી સ્થિર થઇ ગઇ. સફરે નિકળેલા મિત્રનું કલ્યાણ ઇચ્છી ધીરજલાલ અને અન્ય સંબંધી વગેરે બહોળો જન સમુદાય કુંદનપુર તરફ પાછો વળ્યો. અને શહેર આવતાં સઉ પોતપોતાને સ્થાનકે ગયા.

---

## પ્રકરણ ૫ મું.



### સિંહનો શિકાર-ગાયના દુધનો પ્રતાપ-

---

योनात्मजे नच गुरौ न च भृत्यु वर्गे
दोने दयां न कुरुते न च बंधु वर्गे ।
किंतस्य जीवितफले न मनुष्य लोके
काकोपि जीवति चिरं च बलिं च भुंक्ते ॥

અર્થ—જે પોતાના પુત્ર, ગુરૂ દાસવર્ગ અને બંધુ વર્ગ તથા દીનોના ઉપર દયા કરતો નથી. તેના જીવ તરફથી મનુષ્ય લોકમાં શું ફળ છે? કાગડો પણ લાંબો વખત જીવીને શ્રાદ્ધાદિના બળી ખાઇને રહે છે. શીવદાસના નેસમાં ગાયોનાં ધણ ચારવા સારૂ, જે સેંકડો ગોવાળો રાખ્યા હતા તે જંગલમાં-ડુંગરામાં-હમેશાં જતા હતા. સવારમાં ગાયો દોવાયા પછી ગોવાળો ગાયોનાં, વાછરૂના ટોળે ટોળાં લઈ ચરાવવા સારૂ નેસમાંથી જતા હતા. અને સાંજ થાય નહીં તે પહેલાં નેસમાં આવી પહોંચતા હતા. કોઇ કોઈ વખત ગોવાળો શહેરમાં કે બીજે મોજમજા લેવા ઉતરી પડતા ત્યારે ગાયોના ધણને જંગલમાં ચરાવવા જવાનું કામ તેની સ્ત્રીઓ-ગોપીઓ-ઉપાડી લેતી હતી. વસ્ત્રનો કછોટો વાળી, મોટી ડાંગો ખભે લઇ ગાયોના ધણને આગળ કરી ગોવાળણો ઘણીવાર ચાલી નીકળતી હતી. જંગલમાં એ પ્રમાણે ઘણે દુર પણ જતી હતી. ગાયો, મોટા વાછરૂં અને ભેંસો આદિ બીજાં ઢોરો ચરી ચરીને ધરાઇને જ્યારે વૃક્ષોના શીતળ

ઝાંયા નીચે ઓગાળવા બેસી જતી ત્યારે ગોવાળણો, નેસમાંથી શીકામાં પોતાનું લાવેલ ભાત ખાવા સારૂ બેસતી હતી. આ વખતનો તેમનો આનંદ કોઇ ઓર પ્રકારનો બની રહેતો. આવા આનંદમાં રાજા શીવદાસની પુત્રીઓ પણ ભળતી એટલુંજ નહીં પણ નિર્મળા પણ તેમની સાથે જંગલમાં જતી. નિર્મળા પણ બીજી ગોવાળણોની પેઠે કચ્છોટો વાળી, જાડી મોટી ડાંગ લઇ પોતાની વહાલી સેંકડો ગાયોના ધણને આગળ કરી પાછળ ચાલતી અને ચરાવતી હતી.

આજે ગોવાળીઆ કુંદનપુર શહેરમાં ટોળાબંધ ઉતરી પડયા હતા. કુંદનપુરમાં આજે પરદેશથી આવેલા મલ્લોની કુસ્તી માટે રાજાએ પ્રોગામ ( કાર્યક્રમ ) રચ્યો હતો. પ્રજા માટે તે અખાડો ખુલ્લો રાખ્યો હતો. કોઇપણ જાતનું તરતોફાન ન થાય તે માટે પાકો બંદોબસ્ત રાખ્યો હતો. આજના જમાનામાં જેમ ટીકીટો અને પાસથી નાણાં તથા મહોબત ખરીદ કરવામાં આવે છે. તેમ તે સમયે ન હતું એવી નવીનતા જોવાનો પોતાનો હક અને આતુરતઃ રાજા પોતાની માનતો, તેટલીજ બલ્કે તેથી વધારે પોતાના પુત્ર પુત્રી સમાન પ્રજાની પણ માનતો. તેથી સર્વ પ્રજા માટે આવા ખેલો અને બીજા મેળાવડાના દરવાજા તેમને માટે સદાય ખુલ્લા રાખતો. રાજા સામતસિંહના આવા ઉદાર હેતુનું બરાબર પાલન કરવા વીરસિંહને સદાય ગુણસુંદરીનું શાસન હતું. છતાં પણ વીરસિંહની કેટલીક નિચતા બદચાલ અને દુષ્ટેચ્છાઓ નાશ પામી નહતી. એમાં સોબતે અસર જેવું થયુ હતું. વીરસિંહને શિકારનો પણ શોખ હતો. ઘણીવાર તે એકલો અને ઘણીવાર પોતાના મિત્રો સાથે વીરસિંહ નેસના જંગલમાં શીકારે નીકળી પડતો. તે માટે તેણે ઘણાં તેજી અને સુંદર ઘોડાઓ રાખ્યા હતા તથા કેળવ્યા હતા. શિકાર કરવો એ પોતે ક્ષત્રીયનો ધર્મ સમજતો. સિંહ, વાઘ અને દીપડાઓનો શિકાર કરવો એને ધર્મ સમજતો, રાંક, નિર્બળ અને શાંત પ્રાણીઓનો શીકારને બહાને વધ કરવામાં તે અધર્મ ગણતો. આટલું છતાં પણ શીકારની તાલીમ તે પુરી લઇ શકયો ન હતો. શીકારમાં ઠરેલાપણું, સાવધનતા, ચંચળતા, હિંમત અને દીર્ઘ વિચાર શ્રેણી જોઇએ, તેમાં ઠરેલપણાનો ગુણ તેનામાં પુરેપુરો જામ્યો ન હતો. તેનામાં યુવાનીનું ઉંછ્રકળપણું હતું. જોઇએ તે કરતાં શીકારને પ્રસંગે તે ઘણો સાહસી બની જતો. ક્ષણવાર પછી જે મહાન જોખમ પોતાના ઉપર આવી પડનાર છે, કાંતો

પોતાની બંદુકથી જે ક્ષણે તાત્કાળીક શીકારનું મૃત્યુ છે તેજ ક્ષણે, કાંતો શીકારના પંજાથી તાત્કાળીક પોતાનું મૃત્યુ છે એ કટોકટીના સમય વખતે જે ધીરજ, જે હિંમત અને દીર્ઘદ્રષ્ટી જોઇએ તેમાં કોઇ કોઇ વખત ઉણપ જણાતી હતી. તે સિવાય અને ઉપર જણાવ્યા દુર્ગુણો શિવાય વીરસિંહ એક શકિતશાળી ક્ષત્રીય હતો સવારથી બપોર સુધી રાજ્યના અને પરદેશી મલ્લોની કુસ્તીઓ, તથા પ્રાણીઓના જુદા જુદા પ્રકારના ખેલો જોયા બાદ આજે આનંદનો રજાનો દિવસ ગણી ગોવાળીઆ કુંદનપુર શહેરની બજારો ચૌટાઓમાં ખરીદી માટે ઉતરી પડયા હતા. કુંદનપુરનો રાજા વીરસિંહ અખાડામાંથી પરવારી અગાઉથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે પોતાના માનીતા ઘોડા ઉપર સ્વાર થઇ શીકારના પુરતા સરંજામ સાથે એક લોજ નેસના ડુંગરા અને પર્વતોમાં શીકારને માટે નિકળી પડયો. કેટલાક ડુંગરાઓ ટેકરાઓ વટાવતો વટાવતો એક મ્હોટા, ઉંડા અને અગાધ જળ ભરેલા મીઠા પાણીના સરોવર પાસે તે જઇ પહોંચ્યો. સરોવરની ચારે તરફ ઉંચા ઉંચા ડુંગરાઓ અને પર્વતોની ખીણો આવી રહી હતી કયાંઇક કયાંઇકિ ડુંગરાઓ વચ્ચે ગલીઓ જેવો થોડો થોડો ચાલવાનો માર્ગ હતો. શીવાય જવાનો માર્ગ ન હતો તે માર્ગ પણ ઝાડી ઝાંખરાથી ભરપુર હતો. તે માર્ગ ઘણો વિકટ અને બિહામણો હતો. ભુલા પડવાથી વીરસિંહ એ માર્ગે આવી પડયો. થોડીજવાર પહેલાં સિંહોનું એક ટોળું સરોવરમાંથી પાણી પીઇને ત્યાંથી બાજુના જંગલમાં ચાલી ગયાનાં પગલાં કળાયા. વીરસિંહે ડુંગરાની કઢણ ઉપર ઘોડાને ચલાવવા માંડયો થોડેક દુર ગયો ત્યાં ઉપલ્યાજ સરોવરની બાજુના નજીકના એક કીનારા પાસે સ્ત્રીઓનાં એક મોટા ટોળાને સરોવરમાં તરવાની રમત રમતાં જોયું. તે સ્ત્રીઓ સરોવરના તે ઉંડા પાણીમાં, પોતાના લાંબા ચોટલા ફેંકી જુદા જુદા પ્રકારના દાવ રમી રહી હતી. શીકારના વિચારમાં ફરતા રાજાએ બંદુકનો એક બાર કર્યો. ડુંગરાના છેક નિચાણમાં, કઢણમાં, એક સિંહ પાણી પીઇને, ખોડાંગતો ધીરે ધીરે ચાલ્યો જતો હતો. તેણે બંદુકનો આ અવાજ સાંભળ્યો. પણ તે અવાજ તેનાથી સહન થઇ શકયો નહીં. તેણે એક ગર્જના કરી અને સરોવર તરફ—અવાજ તરફ—તે પાછો ફર્યો, ક્રોધથી તેણે યાળને તથા પુંછડીને ઉંચી કરી, વીરસિંહે શીકાર જોયો. તેણે ડુંગરાની

કઢણ ઉપરથી નીચે ઉતરવા માંડયું. તેણે વૃક્ષોની ઘાટી ઝાડીની ઓથે રહી બંદુકના બાર કરવા માંડયા. સિંહની ગમે તેવી સાવચેતી છતાં બંદુકની ગોળીઓ તેની આંખમાં અને કપાળમાં વાગી. સિંહ અતિ ક્રોધાયમાન થયો. તે મોત ઉપર આવ્યો. બંદુકના અવાજ તરફ છલાંગ મારી, લંગડાતો છતાં કુદ્યો, વિરસિંહને અને શીકારને બહુજ થોડું અંતર રહ્યું. વીરસિંહે ઝાડીમાંથી ઘોડાને ખેંચી નિક-ળવાનો માર્ગ શોધ્યો પણ માર્ગજ નહીં. જે માર્ગે તે આવ્યો હતો તેજ માર્ગે સામો સિંહ ચાલ્યો આવતો હતો તે ગર્જના ઉપર ગર્જના કરતો આવતો હતો. જાણે હમણાંજ ગગનને ભેદી નાંખશે એવી તે ત્રાડ હતી. વીરસિંહને સામે જવાનું હતુંજ નહીં. કાંતો સિંહને ત્યાંજ ઠાર કરવો અને કાંતો પોતે સરોવરના અગાધ જળમાં ઘોડા સાથે જઇ પડવું એ શિવાય બીજો માર્ગ આ પ્રસંગે ન હતો. સમય બરોબર કટોકટીનો હતો. બેમાંથી જે ચુકે તેને માટે મોત હાજર હતું. મોતનો દુત તૈયાર થઇજ રહ્યો હતો. સમય ક્ષણથી—આંખના પલકારાથી—પણ ઓછો હતો તેજ ક્ષણે—તેજ પ્રસંગે—સિંહ એક ચીસ નાખી ડુંગરની કઢણ ઉપર જઇ પડયો તે ચીસ તેના મૃત્યુની છેલ્લી ચીસ હતી. આ કેમ બન્યું ? શું બન્યું ? અચાનક કેમ બન્યું ? વાતાવરણ તાત્કાળીક કેમ બદલાઇ ગયું ? એ કેમ બન્યું, શું બન્યું, અચાનક કેમ બન્યું એ વીરસિંહે જોયું, નજરોનજર જોયું તે આભોજ બની ગયો. આશ્ચર્યમાં ગરકાવજ થઇ ગયો, તેને યાદ આવી ગયું કે પ્રભુની અકળ કળા છે. તેજ ખરો મારનાર, તારનાર અને ઉગારનાર છે. બીજો કોઇ નથી. ત્યારે આ શું બન્યું ? બન્યું એમ કે, ઉપલ્યા સરોવરમાં થોડેક દુર સ્ત્રીઓનું એક ટોળું જે પાણીમાં અનેક પ્રકા-રની રમત ખેલતું મસ્તી કરતું હતું તેમાથી એક સ્ત્રીની ઉપલ્યા દ્રષ્ય તરફ દ્રષ્ટિ ગઇ. ટુંક વખતમાંજ આ શીકારનું પરિણામ વિપ-રિત આવશે એમ તેણે જોયું. રાજા વીરસિંહને તેણે જોયા. તેની મુશ્કેલી તેણે જોઇ. ક્ષણવારમાં ઉપાય થાય નહીંતો રાજા વીરસિંહ કાંતો શીકારના મુખમાં અને કાંતો સરોવરના ઉંડા અગાધ—જળમાં ઘોડા સાથે મરણને શરણ થવાની તેણે સ્થિતિ જોઇ પાંચ છ સખી-ઓને ઇસારો કરી તે એકદમ કુદીને કીનારે આવી અને ભીનાં વસ્ત્રે, કછોટો વાળેલા દેહે, પોતાની ડાંગ ઉપાડી સિંહ ઉપર, ઉપરા ઉપરી, મહાબળથી પ્રહાર ઉપર પ્રહાર કરવા માંડી. સિંહની દ્રષ્ટિ, કેવળ

શીકારી તરફજ હતી. તે પોતાના મૃત્યુના દુતનેજ જોઇ રહ્યો હતો. આસપાસ શું છે તેનો તેને કાંઇ ખ્યાલ પણ હતો નહીં. એકાએક માથા ઉપર આવી પડેલા ગોઆના પ્રહારથી તેનું માથું ફાટી ગયું અને તે નીચે ભુમી ઉપર જઈ પડયો અને ઢોળાવવાળા ડુંગરની કઠણ ઉપરથી ગબડતો ગબડતો એક મોટી શીલા પાસે જઇ અટકયો હજી પણ તે જીવતો હશે એમ ધારી પાછળથી પણ તેજ વખતે આવેલી સ્ત્રીઓએ પોતાની લાકડીઓના ગોબાથી સિંહ ઉપર ઘણા પ્રહારો કર્યા. પણ તે કાંઇ જીવતો નહતો તે તો યુવાન બાળાંની પ્રથમની આવેલી લાકડીના ગોબાથીજ મરણ જીવનનો હિસાબ ચુકાવી પ્રભુના દરબારમાં પહોંચી ગયો હતો. સરોવરમાં રમવા પડેલી આ સ્ત્રીઓ કોણ હતી ? તે સ્ત્રીઓ રાજા શીવદાસના નેસની ગોવાલણો હતી. આજે ગોવાળો કુંદનપુરમાં મલકુસ્તીના ખેલો જોવા સારૂ ગયેલા હોવાથી, ગોવાલણો ગાયોના ધણને લઈ જંગલમાં ગાયો ચારવા સારૂ પોતાની લાકડીઓના ગોબા અને જમવાના ભાતના શીંકા લઇને જંગલમાં આવી હતી. તેમાંથી નિર્મળાની સાહેલીઓનું એક ટોળું છુટું પડયું હતું. તેઓ પોતાની ગાયોને સરોવરના કીનારા ઉપરથી પાણી પાઇ, બાજુના ડુંગરા ઉપર તેમને નજર આગળ ચરતી રહેવા દઇ, સરોવરમાં તરવાની અનેક રમત રમવા સારૂ કછોટાવાળી પાણીમાં પડી રમતી હતી તે વખતે શીકાર અને શીકારી તરફ નિર્મળાની દ્રષ્ટિ ગઇ. તેણે રાજા વીરસિંહને ઓળખ્યો અને એક બીજાના મૃત્યુનો કટોકટીનો સમય પ્રત્યક્ષ નિહાળ્યો બીજી સખીઓને ઇસારો કરી એકદમ બહાર નીકળી દોડી નિર્મળાએ અજીત ડાંગ અને અજીત હિમ્મત તથા બાહુબળને એકત્ર કરી સિંહને સ્વધામ પહોંચાડયો. આ બધું આપણે હમણાંજ નજરે નીહાળ્યું. આ બાળાને આ વખતે હજારો હજાર ધન્યવાદ શિવાય બીજું શું આપીએ ? આવી વીરબાળાઓ, વીરવ્રતધારીણી સ્ત્રીઓ, જગતને પણ વંદનીય છે એમ કહીએ તો તેમાં વિશેષતા શું છે ? કેવળ ગાયના દુધ ઉપરજ આહાર કરી રહેનારી, દુધ ઉપરજ મોટી થએલી નિર્દોષ, પવિત્ર, મહાબળશાળી, નિર્મળા તરફ દ્રષ્ટિ જતાં રાજા વીરસિંહ, ક્ષત્રી પુત્ર છતાં, તેના પ્રત્યે આશ્ચર્ય ચકિત થયો. તે સ્તબ્ધજ થઇ ગયો, ક્ષણવારે સંભ્રમ મુક્ત થતો અતિ ઉપકારના ભારે બોજા નીચે દબાઇ ગયેલો રાજા એકદમ ઘોડા

ઉપરથી નીચે ઉતરી ગયો. અને ઘોડાને ત્યાંજ ઉભો મુકી નિર્મળા પાસે જઇ પહોંચ્યો અને કહ્યું.

" આપ સ્ત્રી જાતિ છતાં વીરપુરૂષોને પણ શોભા આપે એવું આ અતિ હિમ્મતવાળું અને શૌર્ય પરાક્રમવાળું કાર્ય આપે કર્યું તો કૃપા કરીને કહેશો કે આપ કોણ છો ? અને ક્યાં રહો છો ?"

હું ભુલતો નહોઉંતો આપનો પરિચય આ બીજીવારનો છે નિર્મળાએ કહ્યું, " ખરી વાત છે બીજીવાર હશે. આપને અધિક પુછવાનું પ્રયોજન શું છે ? આ રંક સ્ત્રી આપના વિશાળ અને સમૃદ્ધ રાજ્યના એક ખંડીઆ ગીરાસદારની પુત્રી સમાન છે, આપનો સદાય જય હજો ! "

અરે ! બ્હેન, તમે મને જીવીત દાન આપ્યું. આયુષ્યની મારી જીવનદોરી તુટવાની ચાલી રહેલી છેવટની ક્ષણમાં તમે મને બચાવ્યો અને તમારો જીંદગીનો ઋણી બનાવ્યો. હવે પછીનો મારી જીંદગીનું બાકીનું આયુષ્ય પછી તે એક દિવસનું હોય કે એકસો વર્ષનું હોય સ્વામિત્વ તમારૂંજ છે. એ આયુષ્ય દાતા તમેજ છો તો પછી તમે કોણ છો એ પુછવાનો જાણવાનો મારો હક-મારી પ્રાર્થનાજ નહીં. એમ ન હોય કહી રાજાએ પ્રાર્થના કરવા માંડી.

નિર્મળાએ પોતાની અથઇતિ હકિકત રાજાને કહી સંભળાવી રાજાએ પુછ્યું. " આ અતુલ્ય પરાક્રમ, અતુલ્ય હિમ્મત, અને વીર પુરૂષને પણ આશ્ચર્ય પમાડે તેવી અતુલીત શકિત ક્યાંથી ?" નિર્મળાએ કહ્યું એ આ ગાય માતાના પ્રતાપ છે. તેના દુધ ઉપરજ આ દેહનો ઉછેર થયો છે. બીજી કોઇ પણ ચીજનો આ દેહે ખોરાક તરીકે કે પીવા તરીકે ઉપયોગ કર્યો નથી. એ કામ ધેનુના દુધનો પ્રયોગ કેવળ પવિત્ર અને બળશાળી ભાવનાથી કર્યો છે અને આજ સુધી મનસા, વાચા, કર્મણા મેં બ્રહ્મચર્યનેજ સેવ્યું છે. ગાયના દુધના પ્રતાપે મારા મનની વૃતિઓ અને વિચારો પવિત્ર રહ્યા છે. હું મારા મનને સ્વાધિન-સંયમ-શીલ-રાખી શકી છું. મારા મન ઉપર વિષયી કે બીજા વિકારોએ જરાપણ અસર કરી નથી એ પણ ગાયના દુધનાજ પ્રતાપે છે. મારામાં જે કાંઈ શકિત, સાહસ, બળ, પરાક્રમ પવિત્રતા આદિ તમો જોઇ શકતા હો તો તે ગાયના દુધનોજ પ્રતાપ છે. તે જગન્માતા જગદ્‌વંદનિય છે. જગતના મનુષ્યોની પામરતા, હૃદયની નિર્બળતા અને મનની વિકળતા એટલી

બધી છે કે તેઓ ગાયના દુધના પ્રતાપને–ખરા સત્યને જરાપણ ઓળખી શકતા નથી. તેઓ અમુલ્ય એવા મણીને મુકી કાચના કકડા ઉપર મોહી પડયા છે. અરે ! રાજા વધુ શુ કહું, ગાયની અપાર અને અતુલ્ય શકિતનો કાંઈ સાર તમારે જાણવો હોય તો વશિષ્ઠ અને રાજર્ષિ વિશ્વામિત્રના કામધેનું–નંદિની–માટેના મહા દારૂણ યુદ્ધને શાસ્ત્રમાંથી શ્રવણ કરો. અથવા ખરા ગૌસેવક રાજા દિલિપનું વૃતાંત જાણો અથવા એ બધું દુર જવા કયાં કહું ? અમારા શીરછત્ર વડીલ, રાજા શીવદાસનું સુંદર ચરિત્ર અને તેના અપાર બળ પરાક્રમનો તથા તેમની દયા, પરમાર્થ પવિત્રતા અને ન્યાય શકિતનો ખ્યાલ કરો."

રાજા વીરસિંહે કહ્યું "તમારા વચનોમાં યથાર્થતા છે, સત્ય છે. હું તે સ્વિકારૂં છું. હું તમને સામાન્ય કદાચ ક્ષુદ્ર મનુષ્યની ગણનામાં ગણતો હતો પણ મારી તે ભુલ ભાંગી છે. નિઃસંદેહ રીતે ભાંગી છે. બાળા ! તને ધન્ય છે. પણ તારા ઉપકારનો બદલો તને હું શું આપું ? તું ઉદાર મનથી માગી લે."

નિર્મળાએ કહ્યું "જનસેવા એ મહામંત્ર છે. રાજા પ્રભુએ તમને આ જગત ઉપરના બીજા પ્રભુનો અવતાર આપ્યો છે. પુત્રવત પ્રજાનું પાલન કરો. અને તેને શ્રેયને માર્ગે દોરો. તમારા દુષ્ટ વિકારો અને વિચારોને પરિણામ પામતા અટકાવો એટલું હું તમારા પાસેથી માગી લઉં છું." રાજાએ કહ્યું "એતો મારી જાત માટે તમે કહ્યું. તમારા પોતાને માટે શું ?" નિર્મળાએ કહ્યું "મને કોઇ પ્રકારની ઉણપ હોય એમ હું માનતી નથી. મારૂં મન શાન્ત, નિર્વિકાર અને કોઇ પણ પ્રકારની આશા રહિત છે. આવી સ્થિતિમાં મારે માગવાનું કાંઇ જણાતું નથી."

રાજાએ કહ્યું "બાળા ! વધુ વિવાદની જરૂર નથી. તમારી દ્રઢતા, મ્હોટાઇ અને ઉદાર હૃદય જોતાં મારે આગ્રહ કરવો એ યોગ્ય નથી. તમારો આ મહાન ઉપકાર હું કદી નહી ભુલું એટલું પરમાત્મા પાસે માગું છું. " પણ બાળા ! મને એક વાતનો શંશય છે, જેનો ખુલાસો કૃપા કરી કરો એમ મારી માગણી છે. " નિર્મળાએ કહ્યું "ખુશીથી."

એક દિવસે મારા શહેરની એક ગલીમાથી નિકળતાં તમારે માથે દહીં દુધની મટુકી હતી. સામેથી ઘણા પુરૂષો ચાલ્યા જતાં

તમે જરા પણ ક્ષુબ્ધ થયેલાં નહીં. પણ એક યુવાન વણિક ચાલ્યો જતો તમારી ચાલની ગતિ ધીમી પડી. તમે અટકયાં. તમે ઘણા માન અને વિવેકથી બાજુ ખસવા જેવો પ્રયત્ન કરવા ગયાં. એટલામાં માથેથી દહીં દુધની બંને મટુકી નીચે પડી ગઇ અને દુધ દહીં ઢોળાઇ ગયાં. તે યુવાન તો સીધો ચાલ્યોજ ગયો. તેની દ્રષ્ટિ પણ તમારા તરફ નહોય એમ મને લાગ્યું. પણ આ બધું દ્રશ્ય મેં જોયું. મને ત્યારથી ઘણું આશ્ચર્ય થયું છે. આ કૌતુકનું કારણ શું ?"

નિર્મળાએ કહ્યું "આ વાતનો ખુલાસો આપની રાજધાનીમાં મારી સખી વિમળા રહે છે જે ધનાઢય કનકદાસની પુત્રી છે અને ફુલ ઝાડના સુંદર બગીચા રાખે છે. તેને મળીને પુછી જોશો, તે તમને બધો ખુલાસો કરશે."

આટલા વાર્તાલાપ પછી બંને જુદાં પડયાં હતાં.

---

## પ્રકરણ ૬ ઠું.

### કન્યા વિક્રયના અનાજથી થતી બુદ્ધિ ભ્રષ્ટતા.

શ્રુતિ

**आहार शुद्धौ, सत्व शुद्धि, सत्व शुद्धौ. ध्रुवास्मृति स्मृति लंभे सर्व ग्रंथीनां विप्रमोक्षः ॥**

**અર્થ**—આહારની શુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિ, અંતઃકરણની શુદ્ધિથી નિશ્ચય સ્મૃતિ અને સ્મૃતિની પ્રાપ્તિથી સર્વ ગ્રંથીનો વિપ્રમોક્ષ થાય છે.

શાંતિલાલ શેઠની સ્ત્રી કમળા વિચાર કરે છે. મારા પતિને પરદેશ ગયે ત્રણ મહિના થવા આવ્યા. દિવસો ઉપર દિવસો વિતતા જાય છે. મારૂં મન વિકાર વશ થઇ ચગડોળે ચઢે છે. હું મારા મનને ઘણું ઘણું વારૂં છું. મન હસ્તીને લોઢાની સાંકળે બાંધી રાખું છું અને વિવેક વૈરાગ્ય રૂપી વિચારો ઘોળી ઘોળીને હસ્તીના ગંડસ્થળમાં અંકુશ પણ વારંવાર ઘોંચું છું. પણ એકાંત અને કામ ધંધા વગરની સ્થિતિમાં મન મને બહુ કાયર કરે છે. મારે મારા ધણીની

આજ્ઞા ભુલી જવી ન જોઇએ. મારે મારા સાસરાની લાજ આબરૂ અને મ્હોટાઈ તરફ ધ્યાન આપવું જોઇએ. મારે વિષયાધિન થઇ કુમાર્ગે ફસી પડવું ન જોઇએ. ગરીબ, પણ પવિત્ર અને ખરાં કુળવાન એવાં મારાં માબાપની લાજ સામું પણ મારે જોવું જોઇએ. દિવસો, વર્ષો કાલે ચાલ્યાં જશે. મારા પ્રિય પતિ પરદેશથી કાલ સવારે આવી જશે. પણ બગડી, અણબગડી થશે નહીં. જો વિષયેચ્છા રોકાય નહીં તો નીચ પુરૂષનો પ્રસંગ પાડીશ નહીં. એમ જતાં જતાં મારા સ્વામીનાથે મને મર્મમાં કહ્યું હતું. પણ વિષયને માટે ઉત્તમ પુરૂષનો પ્રસંગ પાડવો એ પણ શું? જ્યાં વિષય વાસનાજ અધમ છે, ત્યાં ઉત્તમ પુરૂષનો પ્રસંગ શું? એ તો આત્માનું પતનજ છે. મારા પિતાએ મને ભણાવી, ગણાવી, મારી માતાએ મને પતિવ્રતાના ધર્મો શિખવ્યા, મારા સસરાએ કુળ સામું જોવા અને પોતાની જાતને સાચવવા વખતો વખત અમુલ્ય બોધ પાઠ આપ્યા મારા સ્વામીનાથે મને ગીતા ભાગવત આદિ ધર્મ ગ્રંથોનું પઠન કરાવી મને સદ્‌ધર્મ અને સંયમ તરફ વાળી, મારી સખીઓ વિમળા અને નિર્મળા વગેરે મને " બ્હેન? આ પવિત્ર શરિરને અન્ય પુરૂષનો સ્પર્શ થવા દઇશ નહીં. એ સ્પર્શએ મહાપાપ છે, તે આત્માને અધોગતિ આપનાર છે. અગ્નિ અને સુર્યની શાક્ષીએ મહાજન સમક્ષ જે પુરૂષે તારૂં પાણી ગૃહણ કરેલ છે તેજ એક જગતમાં પુરૂષ છે. અને તેજ તારો પ્રભુ છે. એમ માન અને એમ માની તે પ્રમાણે વર્ત્તન કર. એજ આ મનુષ્ય જન્મનું સાફલ્ય છે, વગેરે વગેરે વચનો કહેતી તે હું શું ભુલી ગઇ છું? મારા સ્વામીનાથના મિત્ર ધીરજલાલ ભાઇ પણ મને શું કહે છે. તે પણ તેમજ કહે છે, આં પ્રમાણે પ્રમાણે વિચારના વમળે ચડો મનને સદ્‌વિચાર તરફ દોરે છે, મન તેને વિષયેચ્છા તૃપ્ત કરવા લલચાવે છે. એ બે વચ્ચેની ખેંચતાણ થાય છે એટલામાં વિમળા, નિર્મળા, ચંપા વગેરે સખીઓ આવી પહોંચી. કમળાએ તેને આવકાર આપી બેસાર્યાં. વાત ચાલતાં વિમળાએ કહ્યું, બ્હેન કમળા આજે ફાલ્ગુન શુદિ પુર્ણીમા છે. આવતી કાલે હોલીકા ઉત્સવ છે. આવતી કાલનો ઉત્સવ મહા આનંદકારક છે. શ્રીકૃષ્ણ પરમાત્મા અને હજારો ગોપીઓએ આવતી કાલનો એ ઉત્સવ ઘણા આનંદ અને પ્રેમથી ઉજવેલો છે. તારી મરજી હોયતો આવતી કાલે ચંદ્રની રોશનીમાં તેના થંડા અને શીતળ કિરણોની

શ્હેરમાં એ ઉત્સવનું ઉજવણું કરીએ. કમળાએ કહ્યું. " ખુશીથી મારે ત્યાં સઉ રાતના આવો, વળી બીજી સખીઓને પણ કહેવરાવો. ઉત્સવ પછીના પ્રસાદની મારે ત્યાં હું ગોઠવણ કરીશ, તમો સઉ વહેલાં આવજો. " નિર્મળા, વિમળા વગેરે સઉ સખીઓ તે પછી પોત પોતાને ઘેર ગયા. બીજે દિવસે નિર્મળા નેસમાંથી તેની બીજી કેટલીક સાહેલીઓને લઈ દીવસ છતાં કુંદનપુરમાં આવી પહોંચી, શહેરમાં રંગની છાકમછોળ હતી. જુવાનો અને છોકરાઓ રંગની પીચકારીઓ ઉડાડી રહ્યાં હતા. સ્ત્રી વર્ગ તો આડો ઉતરી શકતો નહીં. નિર્મળા અને તેની સખીઓ એ પીચકારીઓના ઝપાટામાં સપડાઇ ગઈ, ઘણી સાવચેતીથી અને છુપાછુપ ગલીને રસ્તે ચાલવા છતાં મશ્કરા અને લ્હેરી યુવાનોએ તેમને કોરેકોરાં જવા દીધાં નહીં. રંગથી તરબોળ કરી દીધાં, રસ્તે ચાલનાર બીજાઓ કહેવા માંડયા. " મહીઆરીઓને ઠીક બીંજાવી, જુઓ ? જુઓ ? તેના કપડામાંથી રંગના ટીપાં પડે છે, વાહ ! કેવો સુંદર દેખાવ. " આમ જુદીજુદી વાણીમાં, વ્યગમાં, શૃંગારીક અને બીભત્સ રીતે પાત્ર અનુસાર વ્યકિતઓ બોલી રહી હતી, સ્વભાવીક લજ્જા અને શરમાળપણાથી કાંઇ પ્રત્યુત્તર ન વાળતાં ગોપીઓ, ગોવાલણો કમળાના ઘર તરફ જવા ઉપડતી પાનીએ ચાલી જતી હતી. કમળાના ઘર પાસે આવતાં નિર્મળાના શરીરે એક રંગનું કુંડું ઢલવાઇને આવી પડયું. ઉંચે ઉપર જુએ છે તો ચંપાને અગાશીમાં પાછી દોડી જતાં ભાળી, થોડાજ વખતમાં સ્ત્રી વર્ગ કમળાના ઘરમાં દાખલ થઇ ગયો, એક બે અને ત્રણ એમ દાદરો ચઢી સઉ અગાશીમાં પહોંચી ગયા. અગાશીમાં કમળા, વિમળા, ચંપા અને બીજી ઘણી સ્ત્રીઓ હતી, ચંપાએ નિર્મળાને પુછ્યું, બ્હેન નિર્મળા ! રંગની આટલી બધી રેલમછેલમ કોની સાથે કરી ? કોણ કૃષ્ણ છેલછબીલો મળ્યો હતો, કહેતો ખરી, તારાં સ્તન ઉપર રંગના કુંડાને કુંડા ઢોળ્યા લાગે છે જોને બ્હેન ? હજી રંગ ચુએ છે ને ટીપાં પડે છે, " નિર્મળાએ કહ્યું " કોઇ છેલછબીલો તો મળ્યો નથી, પણ છેલછબીલી ચંપા મળી ગઈ, તેણે મને રંગમાં તરબોળ કીધી છે, ચંપા તું ભ્રમરની ભોગી છે, તારે છેલછબીલાની મોહિની છે, તારામાં રૂપ છે, ગુણ છે, અને સુગંધ કહેતાં પ્રેમ પણ છે પણ તારામાં એક મોટો અવગુણ છે, જેથી કોઇ ભ્રમર તારી પાસે આવતો નથી, આ કારણથીજ કવિઓએ તારા માટે નિચે મુજબ ગાયું છે.

ચંપા તુજમે તીન ગુન. ૩૫, ગુણ અરૂ બાસ,
પણ અવગુણ તુજમે એક હૈ, ભ્રમર ન આવે પાસ.

માટે ફોગટ ફાંફાં મારમાં. રંગના કુંડા ઢોળવાથી તારા પાસે કોઇ ભોગી ભ્રમરતો આવવાનોજ નથી." સઉ સાહેલીઓ આ સાંભળી હસી પડી ચંપાની સઉ મશ્કરી કરવા લાગી. આમ આનંદમાં હશી, ખુશીમાં, તાલ ટપ્પામાં કેટલોક વખત વિતતાં રાસોત્સવ શરૂ થયો બાળાઓ અને સ્ત્રીઓની સંખ્યા ૩૫ ની હતી તેમાં કેટલીએક પરણેલી અને બાકીની કુમારીકાઓ હતી. કમળાના મકાનના ત્રીજા માળ ઉપરની વિશાળ અગાશીમાં ચંદ્ર ઉદય થઇને ધીમે ધીમે પગલે ચાલતો ચાલતો અગાશીને માથે આવી પહોંચ્યો હતો સર્વે સાહેલીઓ એક કુંડાળામાં ફરી વળી, કોઇના પાસે મ્રદંગ તથા કોઇના હાથમાં સતાર, કોઇના હાથમાં વીણા તો કોઇના હાથમાં મોરલી હતી, તે શીવાય બે સ્ત્રીઓ નરધાં. તબલાં, ધીમે ધીમે હાથે ઠોક દઇને તાલ પ્રમાણે બજાવતી બેઠી હતી, બાકીની સ્ત્રીઓ ઝાંઝરના ઝમકારને—પગમાં પહેરેલા નુપુરના અવાજને—કુંડાળામાં ફરતાં ફરતો પગના ઠેકાથી તાલ દેતી હતી. અને પોતાના સુમધુર કંઠના આલાપથી સુર સાથે સુરને મીલાવતી હતી. મુખ્ય ગવરાવનારી, રાસડો પુરો થતાં ફરતી જાતી હતી. તેની જગોએ બીજી સાહેલી પુરાઇને નવો રાસડો શરૂ કરતી હતી. એમ રાસ ઉપર રાસ ચાલવા માંડયો ઘણા ધીમા હલકથી, સુંદર મીઠા શરોદથી, શૃંગાર અને પ્રેમથી ઉભરાઇ જતી બાનીમાં એ રાસક્રિયા એવી રીતે ચાલતી હતી કે, ચંદ્ર માથે આવ્યા છતાં તેની ચાલ ધીમી પડી ગયેલી દેખાતી હતી, અથવા જાણે ચંદ્ર આ મનહર દ્રશ્ય જોવા ભ્રમણ કરવાનો પોતાનો ધર્મ વીસરીજઇને ક્ષણવાર થંભી ગયો હોય નહીં એમ દેખાતું હતું. ગાનારીઓનું ગાયન, તેનું ચાલવું, એક સાથે તાલબદ્ધ પગ ખસેડવા, તેમના ચિત્તાકર્ષક હાવભાવ, તેમનાં સુંદર વસ્ત્રો, ચંદ્રના તેજને પણ હઠાવી દે એવું તે સ્ત્રીઓનું સૌંદર્ય, તેમના અવયવોનું સુઘટીત બંધારણ જગતના પ્રાણીઓનું આખા દિવસની જંજાળમાંથી મુકત થઇ થાકયા પાકયા નિદ્રાદેવીને આધિન થતાં વ્યાપી રહેલી અદ્દભુત શાંતિ, વગેરે વગેરે દેખાવ અને વ્યવસ્થા તથા કુદરતનું નૈસર્ગિકપણું એટલું બધું ઉભરાઇ રહ્યું હતું કે, અજાણ્યા જોનારને આ સ્ત્રી મંડળ કોણ હશે ? એ તે સ્વર્ગમાંથી કોઇ દેવાંગનાઓ ઉતરી આવી હશે કે એ તે ઇંદ્ર મહારાજની સભામાંથી આ મહોત્સવ ઉજવવા અપ્સરાઓનું ટોળું આવી પડયું હશે ?

કે સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ, વૃજની પોતાની ભક્ત ગોપીઓ ઉપર કૃપા કરી ફરીથી તેમને રાસોત્સવનો લાભ આપવા આ ગોઠવણ કરી હશે ? ગમે તેમ પણ, આ દૃષ્ય ઘણું અદ્દ્ભુત હતું. અતિ મનોહર હતું. નૈસર્ગિક હતું. તે જોતાં જોતાં મન તૃપ્તિને અનુભવે એમ ન હતું. એ જોતાં જોતાં આંખને પલકારો મારી તેટલો પણ વખત ખાલી જવા દેવા ઇચ્છા થતી ન હતી. વખત ઘણો ગયો હતો. સાહેલીઓને વિશ્રામ લેવા ઇચ્છા થઇ હતી. પણ એક ગવરાવનારી બાકી હતી. તેને સ્ત્રીઓ મશ્કરીમાં કૃષ્ણ કનૈયો કહેતી. તેની મોરલીના નાદે હજી રાસોત્સવમાં અગ્ર ભાગ લીધો ન હતો, તેને તેવી તક મળી ન હતી. તે છેલ્લી રહી હતી. તેણે ધીમા ધીમા સુરથી એક સુંદર, અતિ શૃંગારીક, શરીરના રોમાંચ ખડાં કરે એવો પ્રેમ મસ્તીનો એક રાસ શરૂ કર્યો. રાજા શીવદાસની એક પુત્રી રાધા, જે નિર્મળાની પ્રેમાળ બ્હેનપણી હતી, તેને નિર્મળાએ એ રાસ ગવરાવવા સુચના કરી; અને તે રાસ નિર્મળા પોતે પોતાની બંસીમાં ગાવા માંડી. સઉ સખીઓ કુંડાળે ફરી ગાવા–ઝીલવા–માંડી. ફરતાં ફરતાં અને ગાતાં ગાતાં રંગથી તરબોળ થએલી સખીઓ હૃદયબીના પ્રેમથી તરબોળ થવા માંડી. સઉના શરીરની સ્થિતિ અવનવી થવા માંડી. કાંઈ કાંઈ વિકારો અનુભવવા માંડી. નિર્મળાની બંસીનો કોઇ દિવ્ય નાદ સઉને લાગ્યો, પણ તે બધામાં કમળાની સ્થિતિ ઘણી ભારે થઇ પડી. તેનું મન કનૈયાના આ નિર્દોષ–નિર્મળ–પ્રેમના શૃંગાર રસને સહન કરી શક્યું નહીં. તેનું મન વિષયના વિકારને ચગડોળે ચડ્યું. તે કુંડાળામાં ફરતી જાય છે, પગથી તાલ દેતી જાય છે, મુખે રાસડો બોલતી જાય છે, પણ તેને તેમાંની કોઇ વાતનું ભાન નથી. તેને એ તાલનું, ફરવાનું કે રાસડાનું જ્ઞાન નથી. ચાવી દીધેલું ચક્ર જે ગતિમાં મુકાયું હોય તે ગતિમાં ચાલ્યા કરે તેમ કમળાના શરીરની હાલત હતી. કેમકે તેના શરીરનો સ્વામી–મન–એ અત્યારે તેને ઉંધા સ્વપ્નાં દેખાડતો–રમાડતો–હતો. મન તેને વિષયની આતુરતામાં ખેંચી જતું હતું. જેમ જેમ ગાયનની કડીઓ બોલાતી જાય તેમ તેમ કમળાના શરીરની સ્થિતિ ઉગ્ર, બેભાન અને બેહોશ થતી જતી હતી. રાધાનું ગાયન હજી તો અધુરૂં હતું, સૌ સખીઓના દીલમાં આનંદની રેલમછેલ થઇ રહી હતી અને નિર્મળાએ બંસીના સુરથી સઉને મંત્ર-મુગ્ધ બનાવી દીધાં હતાં અને

સઉ તલ્લીન બની કોઇ અલૌકિક આનંદનો લ્હાવો લેતાં હતાં ત્યાં કમળા પોતાના મગજનું સમતોલપણું ખોઇ બેશી સઉ મંડળની વચ્ચે બેહોશ થઇ જઈ પડી. એકદમ બંસીનો સુર બંધ થઇ ગયો, ગાયન અટકી ગયું, બીજાં વાજીંત્રો શાંત થઇ ગયાં અને સઉ મંડળ-કેમ જાણે નિદ્રામાંથી એકાએક જાગ્રત થાય તેમ જાગ્રત થઇ આસપાસ ચિંતાયુક્ત હ્રદયે ફરી વળ્યાં. "આ શું ? કેમ થયું ? કમળા બ્હેન કેમ પડી ગયાં ?" વગેરે ઉદ્દગારો અનેક મુખમાંથી નિકળી પડ્યા. તરતજ નિર્મળા, વિમળાએ તેના મુખ ઉપર ગુલાબ જળનું સહજ પાણી છાંટી, પંખાથી ધીમે ધીમે પવન નાંખી, કમળાને સચેત કરવા માંડી. પા-કલાકે કમળા સચેત થઇ અને રાસ કેમ બંધ પડયો એમ પુછવા માંડયું. નિર્મળાએ કહ્યું, "રાસ પુરો થયો. હવે સૌ શ્રમીત થઈ ગયાં છે. માટે સૌ દીવાનખાનામાં ચાલો. સૌ સ્ત્રીઓ દીવાનખાનામાં ગઇ. નિર્મળા, વિમળા, ચંપા અને રાધા વગેરે ધીરે ધીરે બાજુના દીવાનખાનામાં કમળાને લઇ ગયા. ફરી ફરીને પવન વગેરેથી તેને વધારે સચેત કરી. તેનાં રંગથી ભીંજાઇ ગયેલાં વસ્ત્રો બદલાવા કોરાં વસ્ત્રો આપ્યાં આ પ્રમાણે કેટલી એક વારે કમળાને પુરેપુરી જાગૃતિ આવી ત્યારે સખીઓ તેને પુછવા માંડી. "કમળા બ્હેન ! આ બનાવ કેમ બનવા પામ્યો. તું શાણી, સમજુ અને સંયમી છતાં મન ઉપરનો કાબુ કેમ ખોઇ બેઠી ? તારૂં મન ખોટી દિશા તરફ વિષયેચ્છા તરફ ચગડોળે કેમ ચડયું ? શાંતિલાલને ગયે ઝાઝા મહિના વિત્યા નથી. હજી તો બ્હેન ! તારે કેટલાં વર્ષો કાઢવાં છે. કેવા કારણથી તારા શરીરની આ હાલત થવા પામી તે અમને કહે." કમળાએ કહ્યું. બ્હેનો ! પ્રસાદ તૈયાર છે. બીજી તમામ બ્હેનોને બોલાવી સઉને એક સાથે બેસારી પ્રસાદ આપો. તેઓને તૃપ્ત કરો. પછી આપણે વાત કરીશું. તે ઉપરથી સઉ સખીઓને દીવાનખાના પાસેના મ્હોટા ચોકમાં બેસારી કેળના સુંદર પાંદડામાં ગાયના દુધમાં બનાવેલ સાકરનો સ્વાદિષ્ટ કંસાર અને બીજી ફળાદિકની તૈયાર કરાવેલી મીષ્ટ વાનીઓ પીરસાવી, તથા પાછળથી એલચી, કેસર આદિ નાખેલ ગાયનું કઢેલું દુધ આગ્રહ કરી કરીને સઉને પાયું. તે પછી એ સઉએ તાંબુલ પાન આદિ મુખવાસ લીધા. તે વખતે કમળાએ કહ્યું. બ્હેનો મારી વિતક વાત શું કહું. મારા પતિને ગયે ચાર મહીના થયા પણ મારા

મનમાં કોઈ દીવસ કાંઇ વિકાર નામે ઉત્પન્ન થયો નથી. મારી બુદ્ધિ સદાય નિર્વિકાર રહી હતી. ગઇ કાલથી મારા પુર્વ પુણ્યનો નાશ થઇ મને કુબુદ્ધિ સુઝવા માંડી છે. ગઇ કાલથીજ મારા મનમાં વિષયેચ્છાના અનેક તરંગો આવવા માંડયા છે, હું મારા મનને ઘણીએ વારૂં છું, ઘણીએ તેને સ્વાધિન રાખું છું પણ કોઈ રીતે મન હાથ રહેતું નથી. અને ભ્રષ્ટતાને માર્ગે દોડી રહ્યું છે. તેમાં નિર્મળા બ્હેનની બંસી અને રાધા બ્હેનના ગાયને હદ વાળી. મને છેક ગાંડી–ઘેલી બનાવી દીધી મારા શરીરનું ભાન ભુલાવી દીધું મારૂં મન હાથ રહ્યું નહી, અને કામદેવની મારા ઉપર એવી ચડાઇ થઇ કે હું તમને મને પોતાને અને જગત માત્રને ભુલી ગઇ. મારા મનમાં કામદેવનું સામ્રાજ્ય વરતી રહ્યું. એવામા તમે મને બચાવી અને શરીરની શુદ્ધિ આવતાં મારા મનની નિર્બળતા કયાં છે તે હું સમજી ગઇ જેથી આ વાત કહેવા મને પુર્ણ શક્તિ છે. તમો સર્વે બ્હેનો મારી ઉપર હૃદયથી પ્રેમ રાખો છો જેથી તમારી પાસે મારી નિર્બળતાની વાત કહેતાં મને સંકોચ થયો નથી. હવે મારી શરીર સ્થિતિ બગડવાનું કારણ એવું છે કે, ત્રીજા દીવસ ઉપર હું મારી માશીબાને ત્યાં જમવા ગઇ હતી. મારા માશીબાએ કંસાર વગેરે ઘણા સ્વાદિષ્ટ પદાર્થોનું જમણ કરેલું હતું. ત્યાં જમતાં જમતાં માશીબા સાથે વાત થતાં માલુમ પડયું કે તેમની પુત્રી ધનબાનું સગપણ સુરતના એક શ્રીમાન વૃદ્ધ પુરૂષ સાથે કર્યું હતું. તે માટે આ જમણ કર્યું હતું અને તે જમવા માટે તેમણે ઘણાં સગાં–સ્નેહીઓને નોતર્યાં હતાં. મારી માસીએ કહ્યું બેન, અમારી ગરીબાઇ તું જાણે છે. તારા માસાને માથે કરજનો પાર નથી. છોકરાં બધાં મળી સાત છે. તેમને પ્હેરવા પુરાં કપડાં નથી તો ખાવા અનાજ તે કયાંથી હોય ? તારા માસા કરજથી મુંઝાઈ ગયા હતા. અને આપઘાત કરીને આ દુઃખી જીવતરનો અંત લાવવા તે બોલ્યા કરતા હતા. મેં કહ્યું કે આપણી ધનબા મોટી થઇ છે. તો કોઈ સારે ઠેકાણે આપી પાંચ રૂપીઆ લઈ આ ભવનું દુઃખ ટાળો. આવકનો રસ્તો તો બીજો કોઇ નથી. દુકાને વેપાર કરે છે, તેમાં તો પુરો ખરચ પણ નીકળતો નથી. તો દેવું કયાંથી દેવું ? દેવા દીધા વગર લેણદાર કાંઇ જંપીને બેસવાદે ? ગોરને બોલાવી તારા માસાએ ભલામણ કરી દીધી. ઘણા માગાં આવ્યાં પણ કોઇ પાંચ હજાર અને બહુતો દસ હજાર રૂપીઆ કરતાં

વધારે રકમ આપવા હા પાડતું નહી. મોટી ઉમ્મરના મુરતીઆ વગર બ્હેન, કોણ હા પાડે ? તારા માસાને માથે પંદર હજારનું તો કરજ છે. ત્યારે એ ચાર હજારતો વધારાના રહેવા જોઇએ ના ? છેવટ આ રૂપચંદ શા સાથે સગપણનું નકી કર્યું. રૂપીઆ અઢાર હજાર લીધા અને કંકુને કન્યા આપી વરની ઉમ્મર તો પચાસ ઉપર પંદર છે. પણ તે વિના આપણો ભરખ ભરાય એટલા રૂપીઆ આપે કોણ ? આજે આપણા કુટુંબને અને સગાંવહાલાંને સઉને જમવા નોતર્યાં છે તને આ વાત કહું છું. બીજાં કોઇને કહી નથી. તેને તો કહ્યું કે વર કુળવાન છે. સુખી છે ને વરસ ૪૦ નો છે. માટે કંકુને કન્યા અમે તો આપી છે. એમ સઉને કહીએ છીએ" હું તો આ વાત સાંભળી સ્તબ્ધજ બની ગઇ, અરેરે ! આ તો કન્યા વિક્રયનું અન્ન ! મારી શી મતિ થશે. મારી બુદ્ધિ હવે કેમ સ્થિર રહેશે. આ પાપી અન્નનું પરિણામ મારે ભોગવવું પડશે. પોતાની વહાલી દીકરીના લોહી–માંસ અને હાડ વેચી તેના ઉપજેલ નાણાનો કંસાર મારા હૃદયને પવિત્ર કેવી રીતે રહેવા દેશે. મારા દીલમાં અનેક વિકારોને એ અન્ન ઉત્પન્ન કરશે. મારા ગરીબ પિતાએ કન્યા વિક્રય તો ન કરવો, પણ કન્યા વિક્રય કરનારના ઘરનું પાણી ન પીવું એમ પ્રતિજ્ઞા લીધી હતી. પ્રતિજ્ઞાનું મહાત્મ્યે મને આજ સમજાય છે. આ વખતમાં મારા માસાની જેમ અનેક જણ કન્યા વિક્રય કરવા મંડી પડયા છે. કન્યા વિક્રય કોઇ ન કરતું હોય એવી કોઇ કોમજ મોટે ભાગે નથી. બીજી જ્ઞાતિઓ પણ એ ભ્રષ્ટતા, એ અધમતા કરતી વધી પડી છે. આવા વિક્રયના બનાવો વધતા જવાથી ઘરે ઘરે વિધવાઓ વધી પડી છે. અને જ્ઞાતિને પાપમાં બોળી રહી છે. સારા–નરસા સઉની મતિ ભ્રષ્ટ થઈ છે. અને બુદ્ધિ કુમાર્ગે ગઇ છે. દયા પ્રેમ, અને ન્યાયની વૃતિનો લોપ થયો છે. અને દુષ્ટતાની શીશીનો પારો ચઢી ગયો છે. અધમતા અને અધર્મનો રસ્તો સરળ થઇ ગયો છે. આવા અનેક વિચારો મારા મનમાં એક પછી એક વિજળીના તારના વેગની પેઠે ઉડવા માંડતા, મારા ભાણામાં પડેલો કંસાર અને બીજી વાનીઓ પાપના લોહીથી જાણે રાંધેલી ન હોય એવી મને દેખાવા લાગી. તે પહેલાં મારા પેટમાં ગયેલા અન્નનો જાણે ઉછાળો આવી મને ઉલટી થઈ જાય એવું લાગ્યું, તેથી હાથ ધોઇ હું તરત ભાણા ઉપરથી ઉભી થઇ ગઇ. આ ઘરનું પાણી પીવું એ પણ મને ગમ્યું નહીં. મારી માશીએ

કહ્યું, "કાં બેન, જમતાં જમતાં કેમ ઉઠી જાય છે. પુરૂં જમતી કેમ નથી ?" મેં કહ્યું "મને પેટમાં ઉંછાળો આવે છે તેથી મને ઉલટી થાય એમ લાગે છે. આજે મને ઠીક નથી. મારાથી બેસાય ભાણા ઉપર તેમ નથી." મારી માશી કાંઇ વધુ બોલી શકયાં નહીં. હું રજા લઇને તરત મારે ઘેર આવી. ઉલટી થઇ મારા પેટમાં કન્યા વિક્રયના પાપી લોહીથી રાંધેલું અનાજ નીકળી જાય એવું મેં ઘણું કર્યું, પણ મને ઉલટી થઇ નહીં. તે અન્ન મને પેટમાં પચ્યું અને તે અન્નથી મારી દુર્બુદ્ધિ થઇ. મારૂં મન કુમાર્ગે ચડયું. ગઇ કાલથી મારો કામ વિકાર મારા મનને ચકડોળે ચઢાવે છે. મારા મનને ભમાવી રહ્યો છે. આવી મારા મનની દશા થઇ રહી છે બ્હેનો, મારી શરીરસ્થિતિ બગડવાનું આ કારણ છે. મને તો આ અન્નનો પાપી મહિમા તુરતમાં ફળાયો. બીજાને તો થતું હોય તે ખરૂં." બ્હેનોએ કહ્યું, "તમારી વાત ખરી છે એમાં જરા પણ ભુલ નથી. દીકરીની જાતને વેચવાનું અને દ્રવ્ય ઉપાર્જન કરવાનું શાસ્ત્રમાં કોઇ ઠેકાણે કહેલું અમે સાંભળ્યું નથી. ઘેર ઘેર એવા બનાવો હવે બનવા લાગ્યા છે. તમને એ વાતનો બહુ ખ્યાલ ન હોય. પૈસાની એ બુરી લાલચ, વગર મહેનત કર્યે, વગર કામ્યે હજારો રૂપીઆનો ઢગલો પાપી પિતાને એ શિવાય બીજે કયે ધંધે મળી શકે ? નાણાંનો પોટલો આ રસ્તેથી મળવાનો તેમને સહેલો રસ્તો લાગ્યો છે. આપણી જ્ઞાતિમાં પણ આ પાપ વધી ગયું છે. દેખાદેખી આ માર્ગે ઘણાં ગરીબ અને ઘણાએક પૈસાના લોભી માબાપો ચાલી નીકળ્યાં છે અને તે પ્રમાણે ચાલવામાં તેઓ અધર્મને દેખતાં નથી. આ દુષ્ટ ચેપ જલદીથી ફેલાઇ ગયો છે અને ઘેર ઘેર વિધવાઓની સંખ્યા વધી પડી છે આ કામ ઘણું વિપરિત થયું છે. અરે ! બ્હેન, શું કહીએ અગાઉના વખતમાં હાલનાં જેવાં બાળલગ્ન અને કન્યાવિક્રય થતા નહીં અને તે વખતે આટલી બધી વિધવાઓ હતી નહીં હાલ તો આખા હિંદુસ્થાનમાં ગણુવા જાઓ તો લાખોના સંખ્યામાં વિધવાઓ વધી પડી છે. તેમાં એ તે ઘણી નાની ઉમ્મરની, જેને સંસારના વા હજી વાયા નથી અને ધણી એ શું છે, લગ્ન એ શું છે તેવું જાણુતી નથી એવી વિધવાઓનો પણ સુમાર કાઢી શકાય તેમ નથી. એક તરફથી બાળ લગ્ન અને કન્યાવિક્રય બિચારી બાળીકાના ભવનું-સંસાર સુખનું સત્યાનાશ વાળી રહ્યો છે, ત્યારે તેના પરિણામનો ડાહ્યા અને દયાળુ

પુરૂષોએ કોઇ માર્ગ કાઢવો જોઇએ. આપણે બ્હેનોએ પણ તેમાં સાથ દેવો જોઇએ. અગર પુરૂષો એ કાર્યમાં કાંઇ પ્રવૃતિ કરે નહીં તો સ્ત્રી વર્ગે એ કામ ઉપાડી લેવું જોઇએ એ નિરપરાધી, નિષ્પાપ અને નિરાશ્રિત બાળાઓનો શું દોષ ?" આ પ્રમાણે ઘણો વાર્તાલાપ થયા પછી સૌ સ્ત્રીઓ પોતપોતાને ઘેર ગઇ, નિર્મળા, વિમળા, રાધા, ચંપા અને બીજી કેટલીએક સાહેલીઓ કમળાને ઘેરજ રાત રહી હતી. બીજે દિવસે પ્રાતાકાળે ઉઠી નેસમાં જતા પહેલાં નિર્મળાએ કમળાને કહ્યું, " બ્હેન ! આ પાપનું પ્રાયશ્ચિત કરવા મારે બે અપવાસ કરવા પડશે, તે શિવાય મારી બુદ્ધિ નિર્મળ નહીં થાય. એ મળ દુર કરવોજ પડશે, મારી આટલી ઉમ્મરમાં મને આ પહેલો પ્રસંગજ પ્રાપ્ત થયો છે," નિર્મળાએ કહ્યું બ્હેન ! તારૂં કહેવું ખરૂં છે. હ્રદય શુદ્ધિ માટે અપવાસ કરી નાખવો એ ઉત્તમ ઉપાય છે પણ તે વધુ ઉત્તમ ઉપાય તો ગાયનું દુધ છે, જો તે દુધ ઉપરજ શરીરને નિભાવી શકાય તો તે ઘણું સર્વોત્તમ છે, બુદ્ધિની પવિત્રતા તેથી સદાય રહે છે, દુષ્ટ વિચારો કે વિકારો ઉત્પન્ન થતા નથી મન ઘણું હલકું અને આજ્ઞાધિન રહે છે, અને વૃતિની સદાય એકાગ્રતા રહી મન ધર્મ પરાયણ રહે છે, વળી શરીર પણ બળવાન થાય છે, નિર્બળ અને નિ:સત્વ રહેતું નથી. તારા શરીરને માફક આવે તો એ સર્વોત્તમ ઇલાજ છે, તારે પ્રત્યક્ષ દ્રષ્ટાંત જોવું હોય તો રાજા શીવદાસનું અને તેથી આગળ વધીને બીજું દ્રષ્ટાંત જોવું હોય તો આ મારી જાતને જોઇ લે."

કમળાએ તેમાં સમ્મતિ આપી અને તારૂં બોલવું અક્ષરસઃ સત્ય છે એમ અનુમોદન આપ્યું, પછી નિર્મળા આદિ પોતાને સ્થાનકે ગયાં.

પણ કમળા તે પ્રમાણે વર્તી શકી નહીં, ગાયના દુધ ઉપરજ રહેવું તેને ઠીક પડયું નહીં, બે ત્રણ દિવસ પ્રયોગ કરીને તે બંધ પડી ગઇ. લક્ષાધિપતીના ઘરમાં કેસર, કસ્તુરી, અંબર આદિ અનેક પ્રકારની કામોત્તેજક ચીજો અને અનેક પ્રકારના સુંદર મસાલાઓ તથા નાના પ્રકારનાં સ્વાદિષ્ટ મન ભાવતાં ભોજનમાં ટેવાઇ ગયેલી કમળાથી તે બધું છોડી શકાયું નહીં, ઋષિ મુનિઓ ફળફુલ ઉપરજ માત્ર નિર્વાહ કરનારા છતાં કામદેવનો પરાજય કરી શકયા નથી તો ઘી, દુધ, મલાઇ આદિ કામોત્તેજક ચીજોના ખોરાક ઉપર રહેનારા મનુષ્યો નિર્વિકાર કેમ રહી શકે ?

---

# પ્રકરણ ૭ મું.

## પ્રાચિન કાળનો શુદ્ધ સનાતન એક વિલક્ષણ ધર્મ-

શ્લોક.

बुद्धया विशुद्धया युक्तो, धृत्यात्मानं नियम्यच ।
शद्बादीन् विषयां स्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्यच,
विविक्त सेवी लघ्वाशी, यतवाक्काय मानसः
ध्यानयोग परोनित्यं, वैराग्यं समुपाश्रितः
अहंकारं बलंदर्पं, कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो, ब्रह्म भूयाय कल्पते ॥
ब्रह्मभूतः प्रसन्नात्मा, नशोचतिन कांक्षति ।
समः सर्वेषु भूतेषु, मद्भक्तिं ललते पराम् ॥

અર્થ—પરમ ધર્મને માટે શ્રી ગીતાજીમાં ભગવાન આજ્ઞા કરે છે કે—

પરમ પવિત્ર બુદ્ધિથી યુક્ત થઇ, ધીરજથી મનને નિયમમાં લાવી, શબ્દાદિ વિષયોનો ત્યાગ કરી, રાગ અને દ્વેષને દુર કરી, એકાંત સેવી થોડું ભોજન કરનાર વાણી કાયા અને મનને કબજે રાખનાર, નિત્ય ધ્યાન યોગ પરાપણ, વૈરાગ્યનો રૂડા પ્રકારે આશ્રય કરનાર, અહંકાર, બલ. દર્પ કામ, ક્રોધ અને પરિગ્રહને એકદમ છોડી મમતા રહિત થયેલો અધિકારી પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે છે પોતાના સ્વરૂપનો જ્ઞાતા પ્રસન્ન ચિત્તવાળો કોઇ પણ પ્રકારનો શોક કરતો નથી તેમ આકાંક્ષા રાખતો નથી. સર્વ પ્રાણી માત્રમાં સમાન થઈ ગયેલું છે મન જેનું તે મારી પરા ભક્તિને મેળવે છે.

રાજા સામતસિંહનો બંધાવેલો વિશાળ રાજમહેલ કુંદનપુર શહેરના મધ્ય ભાગમાં, ચૌટા વચ્ચે હતો. તેની આસપાસ અશ્વશાળા ગૌશાળા, બગીચાઓ, એક નાનું સરોવર, સેવકો, રક્ષકો આદિ મનુષ્યોને રહેવાનાં મકાનો અને રાજાનો હવામહેલ, રાજમહેલને લગતાં બીજાં અનેક નાનાં મોટા મકાનો વગેરે સંખ્યાબંધ હતા. તેનો

વિસ્તાર આશરે બે માઇલના ઘેરાવામાં હતો. તેને ફરતો કાળા પથ્થરનો ઉંચો મજબુત બાંધણીનો કીલ્લો હતો. રાજમહેલમાં જવા આવવાને માટે માત્ર એકજ દરવાજો હતો, જે ચૌટામાં આવેલો હતો. તેવા ચાર દરવાજા ચોકીઓ વટાવ્યા પછી રાજમહેલવાળા ચોગાનમાં જવાતું હતું.

રાજા વિરસિંહને રહેવાનો મહેલ જુદો હતો.તે મહેલના પોતાના દીવાનખાનામાં તેણે અનેક પ્રકારના મોજ શોખના સાધનો ગોઠવી દીધાં હતાં. બેસવા માટે, સુવા માટે, એઘડી આરામ લેવા જુદા જુદા પ્રકારની બેઠકો, કોચો, પલંગો વગેરેની ગોઠવણ હતી, ચોતરફ સુગંધી પુષ્પના રોપાઓ કાચના કુંડામાં ગોઠવેલા હતા. દીવા-બતીનાં પુષ્કળ સાધનો હતાં. શીઆળામાં સુગંધી ગરમ પવનની લ્હેરો આવે અને ઉનાળામાં સુગંધમય ઠંડા પવનની લ્હેરો આવે એવી અનેક ગોઠવણો, બાહોશ કારીગરોને પરદેશથી બોલાવી કરેલી હતી. વિરસિંહ રાજમેહેલના પોતાના ઓરડામાં એક સુંદર છત્રી પલંગ ઉપર સુતો હતો. રાત્રીના ૧૧ બજવાનો સમય હતો તેને પુરી ઉંઘ આવતી ન હતી. સાંજે, પોતાના શહેર બહારના જાહેર બગીચામાં ફરવા ગયેલો, ત્યાંના દેખાવનો ચિતાર મનમાં આવવા માંડયો તો ઘડીક વારમાં દેશમાં ચાલતા અનેક ધર્મો સંબંધી પોતે સાંભળેલી વાતોનું સ્મરણ થવા માંડયું. ઘડીકમાં એવા ધર્મોમાં પણ કેટલાએક છુપા ધર્મો છે, તેનું રહસ્ય તેજ ધર્મના ભક્તો શીવાય બીજા કોઇ ન જાણે એમ તદન છુપું રાખવામાં આવે છે, તે સંબંધી વિચારો આવ્યા. વિચારના વમળે ચડતાં આંખ અર્ધ નિદ્રામાં ઘેરાણી એટલામાં તેનું મન એક સ્વપ્ના તરફ વળવા માંડયું.

તેણે જોયું તો પોતે કોઇ એક દુર પરદેશમાં જઇ ચડયો છે. પોતે એકલો અટુલો છે, સાથે કોઇ નથી. તે પરદેશના કોઇ શહેરના એક મ્હોટા બગીચામાં પોતે જતાં, ત્યાં પડેલા એક સુંદર-પૉલીસ-કરેલા બાંક ઉપર બે ઘડી આરામ લેવા બેશી ગયા. થોડી વારમાં તો ત્યાં સેંકડો માણસો આવવા લાગ્યા. તેમાં પુષ્કળ સ્ત્રી-પુરૂષોનાં જોડાં હતાં. એકલું તો કોઇકજ જોવામાં આવતું હતું. જોત જોતામાં તો બગીચો જાણે માણુસોની મેદનીથી ઉભરાઈ જતો હોય એમ હજારોની સંખ્યામાં સ્ત્રી-પુરૂષોના ટોળે ટોળાં તેણે જોવા માંડયા.

આ બધાં ક્યાંથી આવ્યાં. શું કામે આવ્યાં, કયાં જાય છે તે પુછવા તેની ઇચ્છા થઇ. પણ પુછે કોને ? બધાં માણસો પોતાના અપરિચિત અને અજાણ્યાં હતા. થોડે દુર જુએ છે તો એક સ્ત્રીને એક બાંક ઉપર તેણે એકલી બેઠેલી જોઇ. તેને તે સ્ત્રી પરિચિત લાગી. તે ધીરે ધીરે તે સ્ત્રી પાસે ગયો તો માલુમ પડ્યું કે તે તો નેસડાવાળી મહીયારી નિર્મળા હતી. પાસે જઇ પુછ્યું કે "તમે આંહી ક્યાંથી ? અને આ બધા માણસો કોણ છે ? તે ક્યાં જાય છે તે તમે જાણો છો ? નિર્મળાએ કહ્યું કે, "એ બધા યાત્રાળુ છે. એકતા મંદિરના મહા પ્રભુના તે ભકતો છે; તેમના ઇષ્ટ દેવનો આ મહા સુદ ૨ નો પાટોત્સવ છે, અને ત્યાં પાંચ દિવસનો ઉત્સવ છે. તેથી તમામ ત્યાં જવા માટે આંહી આવ્યા છે, અને ધીરે ધીરે ત્યાં જશે." વિરસિંહ કહે, "એકતા મંદિરની વાત મેં કોઈ દિવસ સાંભળી નથી. એ ધર્મ કેવો છે, તે મંદિર કયાં છે." નિર્મળા કહે "એ છુપો ધર્મ છે. તેની વાતો બધી ગુપ્ત છે. આંહીથી ૪ ગાઉ ઉપર એકતા મંદિરનું જંગલમાં પહાડો વચ્ચે એ સ્થળ આવેલું છે. ત્યાં તેના તેના ભકતોનેજ જવાનો હુકમ છે. બીજાને દાખલ કરવામાં આવતાં નથી." વિરસિંહ કહે, "તમે ત્યાં જનાર છો ? તમે તે ધર્મનાં શિષ્યા છો ? શિષ્ય શિષ્યા શિવાય બીજાને ત્યાં જવાનો અધિકાર ખરો કે નહીં ? મારે તે ધર્મનું રહસ્ય જાણવા અને જોવા ઇચ્છા છે." નિર્મળા કહે, "હું એ ધર્મની શિષ્યા છું, અને કર્માધિકારી મંડળમાં સભ્ય પણ છું. હું પણ ત્યાં જવાની છું. જો કોઈ શિષ્ય કે શિષ્યા, એ મંદિરના અધીકારીઓને વિનંતિ કરે તો તેને મંદિરમાં અને મંદિરમાં થનારી ક્રિયામાં દાખલ કરે. પણ એવા દાખલ થનારમાં અનેક પ્રકારની યોગ્યતા જોઇએ, અનેક પ્રકારનાં વ્યસનોથી, ગુપ્ત વિકારોથી તે દુર રહેલો જોઇએ. તેણે પોતાનાજ દેશનાં વસ્ત્રો પરિધાન કરેલાં જોઇએ. સ્ત્રી પુરૂષોનો એવો સમાગમ ત્યાં થાય છે કે જરા પણ બુદ્ધિ ભ્રષ્ટ થાય તો તેનો પરચો તુરત ત્યાં કળાઇ આવે છે, અને તરતજ તે વિકારી પુરૂષના પ્રાણનો અન્ત આવે છે. એ કામ જેટલું વિકટ તેટલુંજ ઉત્તમ છે. ખરેખરી કસોટીમાંથી પાર ઉતરવું, એજ એ ધર્મનું ઉંડું અને સાચું રહસ્ય છે. તેમાં ભુલ થતાં ઘણાં માણસો માર્યાં જાય છે અથવા એ ધર્મમાંથી તેને હમેશને માટે દુર કરવામાં આવે છે. તમારાથી એ બધું બનવું બહુ

મુશ્કેલ છે. તમે એક રાજ્યના અધિષ્ટાતા છો, તેથી તમારામાં દેવત્વ અધિક હોય. તેમ છતાં મારા જાણવામાં છે તે પ્રમાણે તમારી વિષયાતુર વૃત્તિઓ તમારા સંયમમાં નથી. ખરે વખતે તમારા આત્માને નીચો પડતાં તમે જાણી શકતા નથી. છતાં તમારો અતિ આગ્રહ છે અને તમે તમારા મનને કાબુમાં રાખવા મને ખાસ કહો છો, તો ભલે, હું તમને મારી સાથે તેડી જાઉં અને મંદિરમાં દાખલ કરી ત્યાંની ક્રિયાઓ તથા સત્યદેવની જાગૃત શક્તિનાં દર્શન કરાવું." એમ કહી નિર્મળાએ હાલના વસ્ત્રો બદલાવી સ્વદેશી વસ્ત્રો પહેરી લાવવા અને તેવાંજ ઉપયોગ માટે બીજા વસ્ત્રો વગેરે લાવવા સુચના કરી. તે મુજબ વસ્ત્રોથી રાજા સજ્જ થઈ આવતાં બન્ને જણા એક ગાડી ભાડે બાંધી એકતા મંદિર તરફ રવાને થયા. ત્યાં સેંકડો ગાડીઓ તે રસ્તા તરફ હજારો ભક્તોને લઇ જતી તેમણે જોઈ. જ્યારે મંદિરની હદ આવવાની થતી ત્યારે ત્યાંથી એક માઇલ દુર બધી ગાડીઓ એક પછી એક ઉભી રહેતી, અને તેમાં બેઠેલા માણસો ભાડું ચુકાવી નીચે ઉતરી જતાં એટલે તેમને ત્યાંથી પગે ચાલીને મંદિર તરફ જવાનું હતું. નિર્મળા તથા વિરસિંહ પણ એ પ્રમાણે પગે ચાલતા રવાના થયા. એ મંદિર એક મોટા જંગલમાં આવેલું હતું તેની આસપાસ છ માઇલમાં એક મોટો પુરાતની કીલ્લો હતો. એ કીલ્લાના દરવાજામાં દાખલ થતાં કેટલા એક સાધુ સ્વયંસેવકો ત્યાં ખડે પગે ચોકી કરતા ઉભા હતા. દરવાજામાં દાખલ થનાર મંદિરનાં સેવક શિવાયના હોય તો તેને દાખલ થવાની મના હતી. સેવકને દાખલ થવા માટે એક છુપી નિશાની મળતી હતી તેને અને તેવો સેવક મંદિરનો કર્માધિકારી હોય તો તેની સાથે નિશાની વગરના બીજા કોઇ મુમુક્ષુ પુરૂષને દાખલ કરવામાં આવતા. નિર્મળા એ કર્માધિકારી મંડળની એક સભ્ય હતી. સામાન્ય સેવક અને એવા સભ્યની નિશાનીઓ પણ જુદી જુદી હતી. એવા સભ્યોની સંખ્યા ઘણી મોટી હતી તેમાં પુરૂષો અને સ્ત્રીઓને બન્નેને દાખલ થવાનો હક હતો નિર્મળાએ એ પંથમાં દાખલ થઇ પોતાની પવિત્રતાના બળે કરીને કેટલાએક પરચાઓ બતાવવાની શક્તિ પણ કેળવી હતી. વિરસિંહને લઇ અંદર દાખલ થતાં ત્રણેક માઇલ જેટલું તેમને ચાલવું પડયું. બીજા હજારો ભક્તો ભજન કિર્તન કરતા, વાજીંત્રો વગાડતા, તાલ સુર દેતા જય સત્ય

દેવ એમ જય ઘોષ કરતા ટોળાબંધ ચાલ્યા જતા હતા. ત્રણેક માઇલ ચાલ્યા પછી જાણે કુદરતે પોતાનો આંહી ખાસ કરીને પડાવ નાખ્યો હોય તેમ નજીકમાંજ સમુદ્ર ગર્જના કરી રહ્યો છે અને પોતાનાં શ્યામવરણાં પાણી કીનારા ઉપર, શેષ નાગની ફેણ પેઠે પછાડી ફુફાટા મારી રહ્યો છે, ત્યાં તારા, ચંદ્રા અને સુર્યા એ નામની મહાન વેગવતી ત્રણ નદીઓનો સંગમ સમુદ્રને જોસભર ભેટી રહ્યો છે એ સુંદર આલ્હાદીક દૃષ્ય જોવામાં આવ્યું નદીઓની પારજવાને માટે મંદિર તરફથી રાખેલા નાવિકો ભકતોને બહુ પ્રેમથી નાવમાં બેસારી કીનારે ઉતારતા હતા. કીનારે ઉતારવાની કાંઇ કીમત લેવામાં આવતી નહીં. એ ખારવાઓ પણ મંદિરના ભક્તો હતા તેઓ આવા મહાન ઉત્સવ વખતે ભક્તજનોની સેવા કરવાનો પોતાનો ધર્મ સમજતા હતા. જેથી તેવા સંખ્યાબંધ ખારવાઓ, સ્વયંસેવક તરીકે દર વર્ષે હજારોની સંખ્યામાં ત્યાં આવી પહોંચતા અને પાંચ દિવસનો ધાર્મિક લ્હાવો લઇ પોતાને કૃતાર્થ માનતા, પછી પોતાને વતન જતા. યાત્રાએ આવનાર યાત્રાળુ ભક્તોની સંખ્યા લગભગ પચાસ હજારની હશે તેમની પાંચ દિવસની પરિચર્યા માટે જુદા જુદા અનેક કામો અનેક સ્વયંસેવક ભક્તોની ટુકડીઓએ ઉપાડી લીધાં હતાં. તેમની સંખ્યા હજારોની હતી. તેઓ ઉત્સવનું કામ કેવળ નિઃસ્વાર્થે અને પ્રેમથી ધર્મ સમજીને કરતા હતા. અને તેમ કરવાથી પોતાને મોક્ષના અધિકારી થવાય છે એમ માનતા હતા તેથી અર્ધા લાખ માણસની મોટી મેદનીના કામકાજને પહોંચી વળવાનું ઘણું સરળતાવાળું હતું. એ બધું કામ એવું તો યંત્રવત્ ચાલતું જતું હતું કે કોઈ યાત્રાળુ ભક્તોની ફરીયાદ કે બડબડાટ જેવું ત્યાં હતું નહીં.

ત્રીવેણી સંગમમાં નાહી, આચમન લઈ હૃદયની પવિત્રતા મેળવી, યાત્રાળુ સંઘ સાથે નિર્મળા અને વિરસિંહ આગળ વધ્યા એટલામાં ગગન ચુંબિત શિખરોવાળા પર્વતો અભિમાનથી જાણે અકડ થઇ પોતાની ગરદન ઉંચીને ઉંચી રાખી ગગન સાથે સ્પર્ધા કરતા હોય એમ ચોતરફ ગોળાકાર સ્થિતિમાં ગોઠવાઇ ગયા હતા, અને સત્ય દેવને માર્ગ આપવા પોતાના ખોળા પાથરી જગ્યા કરી આપતા હોય તેમ પાંચે દહાડો અર્ધા પોણા માઇલના ઘેરાવામાં પાંચ માલની ઉંચાઈ જેટલા વિશાળ-સુંદર-સપાટ પડથાર બનાવી

દઈ મંદિર બનાવી લેવાનો અવકાશ પોંઠી ચો તરફ આડા ચોકી-દારની પેઠે ખડા રહ્યા હતા. એકતા મંદીર એ પહાડોની વચ્ચે આશરે એકસો ફુટની ઉંચાઇએ પોણા માઇલના ઘેરાવામાં કુદરતે બનાવી આપેલા એક ઓટલા ઉપર આરસ પહાણથી બંધાયેલું અને સોના રૂપાના ગુંબજોથી આચ્છાદિત થયેલું પોતાની અપાર ભવ્યતાને દર્શાવતું દેખાતું હતું. તે મંદિરની બહાર તેટલીજ વિશાળતામાં ભક્તોને પરિક્રમા કરવા સારૂ ફરસ બંધીની ભમતી બાંધેલી હતી, તે ભમતીમાં થઇને ત્યાં ચો તરફ પડતા પર્વતો ઉપર જવાતું હતું જ્યાંથી અનેક પાણીનાં ઝરણાઓ ખળખળ બારે માસ વહ્યા કરતા હતાં, અને તે પર્વતો બારે માસ લીલાછમ રહેતા હતા પર્વતો ઉપર આંબા, નાળીએરી, જાંબુ વગેરે સુંદર ફળોનાં અનેક વૃક્ષો હતા તેમ સાગ દેવદાર વગેરે વૃક્ષોનો પણ સુમાર નહતો વૃક્ષોની ભીંસથી ત્યાં આખા પર્વતોમાં મોટી ઘાટી ઝાડી હતી, તેમાં વાઘ, વરૂ, સિંહ આદિ અનેક હિંસક અને બીજા મૃગો, શિયાળીઆ વગેરે અનેક પશુઓ રહેતાં હતાં જુદા જુદા પ્રકારના પક્ષીઓનો તો પારજ ન હતો તે સઘળાં પશુ પક્ષીઓ આ મહોત્સવના દિવસોમાં જાણે પોતાનો ધર્મ હોય તેમ સમજી પર્વત ઉપર પ્રદક્ષિણા કરવા સારૂ ભકત જનોનાં ટોળાં પાસે થઇ ચાલ્યાં જતાં છતાં કોઇ ઇજા કરતાં નહતાં એવો સત્ય દેવનો, ચમત્કાર હતો. એ પર્વતોના નિચાણના ભાગમાં ચારે બાજુ ભમતી ઉપર બબ્બે, પાંચ પાંચ હજાર માણસો સમાઇ શકે અને સુખેથી હરીફરી શકે એવા જાણે ખાસ કામને માટે કોરી કાઢી સાફ કર્યાં હોય એવા વિશાળ ઓરડા જેવા ભોંયરા હતા. તેને મથાળે પથ્થરની એક સરખી છત છતા તેમાં ઉપરથી ખુલ્લા અવકાશમાંથી પવન પ્રકાશ આવવા માટે જાણે મોટાં બાર મુકયાં ન હોય તેવાં મોટાં મોટાં બાકોરાં હતાં જેથી તેવા ભોંયરામાં સુનાર બેસનાર યાત્રાળુઓને હવા પ્રકાશનો પુર્ણ લાભ મળતો હતો. એવા ભોંયરાની આજુ બાજુમાં મોટા મોટા ઓરડાઓ જેટલા નાનાં ભોંયરાઓ પણ હતાં. તે ભોંયરાંઓમાં દેવને જે પ્રસાદ ધરાવવામાં આવતો અને પછી તેનો ઉપયોગ ભકતોને જમાડવા માટે કરવામાં આવતો તે પ્રસાદ ત્યાં બનાવવામાં તથા રાખી મુકવામાં આવતો. ભક્તોને દિવસમાં એકજવાર પ્રસાદ લેવાનું ત્યાં ધોરણ હતું. પણ કેટલાક ભકતો તો માત્ર એક કણ જેટલો પ્રસાદ લઇ પાંચે દિવસના અપવાસ કરતા હતા. ભકતોની

મંડળીઓ ઉપર કહેલા જુદા જુદા વિશાળ ભોંયરામાં ગોઠવાઇ જતી અને ત્યાંજ પડાવ રાખી જમવા સુવા બેસવાનું ત્યાંજ રાખતા. આવડો સમુહ એકઠો થયા છતાં, અને અનેક કીમતી દાગીના વસ્ત્રો તથા પૈસા છતાં, તથા સ્ત્રી પુરૂષો એકી સાથે એકજ ભોંયરામાં સુવા બેસવા છતાં, એ દેવનું મહાત્મ્ય એટલું બધું બળવાન હતું કે કાંઇ ચોરી ભ્રષ્ટતા કે દુષ્ટતાનો ત્યાં પડછાયો પણ પડતો નહીં એકતા મંદિર તો દુર હતું. પણ તે મંદિરના મુખ્ય દરવાજા પાસે આવતાં સ્વયંસેવકની ટુકડીના મુખ્યે વીરસીંહને અંદર દાખલ થવા મના કરી. મંદિરના સેવકો પાસે, તે ધર્મના સેવકની જે છુપી એંધાણી જોઇએ તે તેના પાસે ન હતી. તેમજ જે ગુપ્ત ભાષામાં તેણે પોતાની ઓળખાણ આપવી જોઇએ તે તે આપી શકે તેમ ન હતું. નિર્મળાએ તુરત તે વાતનો ખુલાસો કર્યો અને પોતે એ ધર્મના કર્માધિકારી મંડળની એક સભ્યા છે એમ સમસ્યાથી બતાવી દીધું. અને આ ભક્ત જનને નવા હોવાથી દાખલ કરવા છે, માટે મુખ્ય મંડળ પોતે ખાત્રી આપશે ત્યાં સુધી આ અતિથિ ગૃહમાં તે આરામ લેશે. એમ કહી તેને અતિથિ ગૃહમાં બેસારી નિર્મળા મંદિરના મુખ્ય કર્માધિકારીઓના કર્મ મંદિરમાં દાખલ થઇ. આંહી વ્યવસ્થાપક અધિકારી મંડળના અનેક સભ્યો, ગાદી તકીઆની બેઠક ઉપર બેઠેલા હતા. આ વખતે છુપા સ્વયં સેવકો મંદિરમાંથી ચુપકીથી દાખલ થવા કોણ કોણ આવેલા છે, મંદિરની વ્યવસ્થા અને પ્રણાલિકાના નિયમોનો ભંગ કરવા સેવકોમાંથી કોઇ કોઈ શું તજવીજ કરી રહેલ છે, એકતા મંદિર અને એકતા ધર્મની મહાનતાને નિચી પાડવા કોઇ દુષ્ટ બુદ્ધિ પ્રયત્ન કરી રહેલ છે કે કેમ ? મંદિરની અનર્ગળ કિમતી દોલત, જવાહેર, અને બીજી કિમતી મીલ્કતમાં ખલેલ પાડવા કોઇ ઇરાદો રાખે છે કે કેમ વગેરે અનેક ખબરો વારંવાર આવી આવીને રજુ કરતા હતા. જેને માટે સભ્યોમાં ચર્ચા થઇ, છેવટના તાત્કાલિક નિર્ણયો તથા નિર્ણય પ્રમાણે અમલ થતા હતા.

નિર્મળા કર્મ મંદિરમાં દાખલ થતાં તેના દરજ્જા પ્રમાણે તેને માટે નિયત થએલી જગ્યો તેણે લીધી. વીરસિંહ માટે નિર્મળા હકીકત ઝાહેર કરે તે પહેલાં તો સભ્ય મંડળમાં સ્વયંસેવકોથી તે વાત ઝાહેર થઈ ગઈ હતી. મંડળના પ્રમુખનો એ વાંધો

હતો કે, આ ધર્મના મુખ્ય નિયમ એ છે કે જોડાં વગર ભકતજનમાં કોઇથી દાખલ થવાય નહીં એ તમે જાણુતા છતાં, તમે વીરસિંહ માટે કેમ વિનતી કરો છો ? નિર્મળાએ એ વાતનો સ્વિકાર કરી એ મહાશયની રાજ્યાધિકારી તરીકેની ઓળખાણુ આપી, ભવિષ્યમાં દંપતિ સાથેનો પ્રસંગ પ્રાપ્ત થશે એવી પોતાની ખાત્રી છે, માટે દાખલ કરવા બીજા ઘણા કારણોથી વિનતી કરતાં તે વિનતી મંજુર થઇ. ત્યારબાદ વીરસિંહને મંદીરમાં દાખલ કરવા આજ્ઞા થઈ.

નિર્મળા વીરસિંહને મંદીરમાં દાખલ કરવા પોતેજ અતિથિ ગૃહે જઇ તેડી લાવી. મંદીર પાસે આણ્યા. મંદિર પાસે આવતાંજ મંદીરની મહાનતા, ભવ્યતા, અને અલૌકિકતા જોઇ વીરસિંહને જાણે પોતે કોઈ નવી દુનિઆમાં આવ્યો હોય તેમ લાગ્યું. મંદિર પાસેનો સફેદ આરસ પહાણનો બાંધેલો વિશાળ ચોક, મંદિરની સુંદરતા, જોતાં જોતાં મન તૃપ્ત ન થાય તેવી અનુપમ કારીગીરી તથા ગુંબજની ઉન્નતતા જોઇ વીરસિંહ છક્ક થઇ ગયો. જાણે પોતે સ્વર્ગ ભુવનમાં એકાએક આવી પડયો હોય તેમ તેને લાગ્યું. મંદિરમાં જે સુગંધ બ્હેંક બ્હેંક થઇ રહી હતી, તેથી તથા ત્યાંની શીતળતા અને નિ:રવ શાંતિથી તેનું મન અને મગજ તર થઇ ગયું હતું. મંદિરના અંદરની સાત નવયોવના બ્રહ્મચારિણી બાળાઓ દેવ સન્મુખ ઉભી રહી સત્ય દેવની સ્તુતીમાં તદ્રૂપ થઇ ગયેલી વીરસિંહે જોઇ ત્યારે તો ઇંદ્ર ભુવનની કોકીલ કંઠી, અનુપમ સૌન્દર્યવાળી ઉર્વશી, મેનકા, રંભા આદિ અપ્સરાઓ છે કે શું ? એમ તેને વિભ્રમ થઇ ગયો. તેઓના હાવ ભાવ, તેનો સુંદર આલાપ, સુંદર સ્વરૂપ, સુંદર સંગીત, અને સુંદર સ્મિત નિરખી નિરખીને વીરસિંહ આભોજ બની ગયો. નિર્મળાએ વીરસિંહને આવી સમાધિમાંથી જાગૃત કરી, મંદિરની અંદરની દિવાલો ઉપરનાં હાથની કારીગીરીનાં અનેક રંગના દશ્યો બતાવવા માંડયાં.

નળ દમયંતી જંગલમાં જાય છે, ક્ષુધાતુર નળ રાજા પક્ષીને પકડવા તેના ઉપર પોતાનું એકનું એક વસ્ત્ર નાખે છે, પક્ષી તે વસ્ત્ર ઉપાડી ઉડી જાય છે અને દમયંતીના એક વસ્ત્રથી બન્ને જંગલમાં ચાલ્યા જાય છે; દુર્બુદ્ધિ થવાથી અરધું વસ્ત્ર ફાડી, દમયંતીને જંગલમાં એકલી મુકી રાજા નળ ચાલ્યો જાય છે, દમયંતીને અજગર ગળી જાય છે, એક શીકારી તેમાંથી દમયંતીને મુક્ત કરી

તેના સ્વરૂપથી મોહિત થઈ તેના ઉપર અત્યાચાર કરવાનું કરે છે, ત્યાં વણઝારા નિકળતાં તેને બચાવે છે. તે રખડતી રખડતી, સાસીના રાજમાં દાસી થઇ નોકરી કરતાં, ટોડલો હાર ગળી જઇ તેના ઉપર ચોરી આવે છે. તેમાંથી તેના સતીત્વના તાપથી ટોડલો ફાટી તે નિર્દોષ થાય છે. તે પછી પાછા બાપને ઘેર જઇ સ્વયંવર થતાં નળ રાજાને વરમાળ આરોપે છે. એ દૃષ્ય જોઈ વિસ્મયતાનો વીરસિંહને પાર રહેતો નથી. ત્યાં સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા, તેની રાણી અને રાજકુંવર વિશ્વામિત્રના કૃત્યથી સત્યને વળગી રહેવામાં જે જે અપાર દુઃખનો રાજા હરિશ્ચંદ્ર અનુભવ કરે છે તેના દરેક પ્રસંગના સુંદર દેખાવો વીરસિંહ નિહાળે છે. આગળ ચાલતાં રાવણ સન્યાસી વેશે પંચવટીની મઢુલીમાંથી સીતાને ઉપાડી જાય છે, રસ્તામાં ગરૂડજી તેના સાથે યુદ્ધ કરે છે, સીતાને અશોક વનમાં:રાવણ રાખે છે, ત્યાં અનેક દુર્મુખા રાક્ષસણીઓની ચોકી તળે શ્રી રામનુંજ નામ સ્મર્ણ કરતાં સીતાજી દિવસ રાત વિતાવે છે વગેરે તે પછી પિતૃભક્ત શ્રવણનો ચિતાર આવે છે. શ્રવણ, દશરથ રાજાના બાણથી વિંધાઈ મરણ પામે છે તે વખતે તેના અંધ માબાપો રાજાને પુત્ર વિયોગનો શ્રાપ આપે છે તેવાં દૃષ્યની સુંદરતા જોતાં જોતાં વીરસિંહ સિંહાસન ઉપર બેઠેલા દુર્યોધન રાજાની સભામાં અનેક મુકુટધારી મહાન રાજાઓ, તથા ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે અનેક શસ્ત્રધારી મહારથીઓ સમક્ષ પાંડવોની મહારાણી દ્રૌપદીને દુઃશાસન ખેંચી લાવ્યો, તેને સભા મધ્યે નગ્ન કરવા મહા દુષ્ટ અધમ રાજાની આજ્ઞા પ્રમાણે દુઃશાસન તેના પહેરલાં વસ્ત્રો એક પછી એક ખેંચવા માંડયો. પણ કૃપાળુ દેવ શ્રી કૃષ્ણ પરમાત્માએ તેની લાજ રાખી અનેક વસ્ત્રો પુર્યાં તે દૃષ્ય જોઇ, વીર અર્જુન ત્રાજવામાં ઉભો રહી મચ્છવેધ કરે છે, તે પછી શ્રી કૃષ્ણ ચંદ્રપ્રભુ વૃંદાવનમાં શરદ્ પુનમની સુંદર રાત્રીએ ગોપીઓ સાથે રાસ રમ્યા છે તે પછી રાધાને લઈ પોતે અંતરધ્યાન થઇ રાધાનું અભિમાન ઉતારી બીજી ગોપીઓની પ્રભુ પ્રત્યે ભક્તિની દ્રઢતા કેવી છે તેની કસોટી કરે છે તે તથા ઈંદ્રનો ગર્વ ઉતારવાનો, કાલીય નાગને નાથી યમુનાજીનું જળ ઝેર રહીત કરવાનો, બ્રહ્માનો મદ ઉતારવાનો વગેરે અનેક પ્રકારનાં દૃષ્યો જોતાં જોતાં નૃસિંહ મહેતા ભક્ત મંડળમાં રાસ રમતાં પોતાના હાથમાં પકડેલી સળગતી મશાલથી પોતાનો હાથ બળે છે, પણ જે

કૃષ્ણ ચંદ્ર પ્રભુમાં તલ્લીન થઇ ગયેલ છે, જેથી તેની પોતાને ખબર પડતી નથી એ વગેરે અનેક દષ્યો જોતાં જોતાં બન્ને જણા આખા મંદિરમાં ચોતરફ ફરી વળ્યાં. આ અનુપમ દષ્યો જોતાં જોતાં વીરસિંહને તૃપ્તી થતી ન હતી અને તેને દરેક દષ્ય તાજું, નજર આગળજ જાણે આ ક્ષણે બનતું હોય એમ તે અનુભવતો હતો. જો કે તે મંદિર હજારો વર્ષ પહેલાંનું અને તે વખતના મહાન ભગવદ્ ભક્ત ચિતારાએ તે દષ્યો અંતરના ઉમળકાથી ચીતરી સજીવન બનાવ્યા હતાં. જે શાંતિથી, પ્રેમથી અને શ્રદ્ધા દષ્ટિથી જોતાં મહીનાના મહીના વિતિ જાય તેવું હતું.

સાંજ પડવા આવતાં મંદિરની અંદરનો ચોક પ્રથમ ગૌમુત્રથી, પછીથી દુધથી અને તે પછી ત્રીવેણીના સુંદર જળથી ધોઇને સાફ કરવામાં આવ્યો અને અનેક પ્રકારની સુગંધી વસ્તુઓ તથા પુષ્પોથી મ્હેંક મ્હેંક કરવામાં આવ્યો. તે પછી મંદિરમાં સૌ ભક્ત જનોને આવવા રજા મળી. પચાસે હજાર ભકતો કેવળ શાંતિથી, બીલકુલ વ્યવસ્થાસર મંદિરમાં ગોઠવાઇ ગયા. નવા જોનારને આ બનાવ ઘણો વિસ્મયકારક લાગે પણ એકતા મંદિરના ભકતોની એજ ખુબી હતી. તેમજ બીજી પણ તેવી અનેક ખુબીઓ છે જે હવે પછી વાંચનાર જાણી શકશે. ઉગમણી તરફની દીવાલ પાસે એક સફેદ આરસપહાણના અને તે ઉપર લીલમ, પોખરાજ, મણી વગેરે જડેલા ઓટલા ઉપર શ્રીકૃષ્ણ ચંદ્ર દેવ, શ્રીમતિ રાધા રમણિ સાથે મુખમાં વાંસળી વગાડતા ઉભા હતા. તે સત્ય દેવનું સ્વરૂપ અદ્ભુત, મનહર અને મહાન તેજસ્વી હતું. તે સ્વરૂપ એટલું બધું તો સ્વયં પ્રકાશમાન હતું કે તેના સામે જાઝો વખત દષ્ટિ રાખી શકાતી નહીં. છતાં તે પ્રકાશ પ્રખર નહીં પણ સૌમ્ય હતો. દર્શન કરનાર ભક્તના દુર્વિકારો હૃદયમાં પ્રગટ ન થયા હોય ત્યાં સુધી તેની દષ્ટિ સ્થિર રહી શકતી, પણ ભક્તાની વૃત્તિ સાંસારિક વિષયો તરફ વળતાં દષ્ટિ મિંચાઇ જવાનો અનુભવ કરતી. આવું અને એવું બીજું અનેક મહાત્મ્ય એ મહા પ્રભુજીનું હતું. તે બન્ને મુર્તિઓ આપો આપ પ્રકટ થઈ હતી. કોઇ મનુષ્યે તેને ઘડીને બનાવી ન હતી. તેની નજીકમાં ત્રાંબના એક ગોળાકાર મ્હોટા વાસણમાં એક પાંચ ધાતુનું, રૂની મોટી વાટ દાખલ કરવાનું ભુગળું હતું. તે ભુંગળામાં રૂની વાટ ભરાવેથી હતી અને ત્રાંબાના પાત્રમાં ગાયનું સ્વચ્છ, સુગંધી તાજું ઘી પુરેલું હતું.

હરીજનો નાહી ધોઇ સ્વચ્છ વસ્ત્રો પહેરી સ્ત્રી, પુરૂષો મંદિરમાં સામસામાં-હારબંધ ગોઠવાઇ બેશી ગયાં હતાં.

સાતે બ્રહ્મચારિણી મુરલીઓમાંથી ત્રણ મુરલીઓ તે વખતે શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુની સુંદર વીણાઓ ધારણ કરી સ્તવન કરવા માંડી, અંધારૂં હોવાથી ઘણા સ્વયંસેવકો હાથમાં મશાલો લઇ મંદીરમાં સ્થળે સ્થળે ઉભા હતા. તેમને ત્રાંબા પાત્રની જ્યોતિ પ્રકટ થતાં સુધીમાં ત્યાં ઉભા રહેવાનું હતું. એ જ્યોતિ સ્વયં પ્રકટ થતી હતી અને તે એકજ જ્યોતીનો પ્રકાશ પુર્ણિમાના ચંદ્રના પ્રકાશ કરતાં પણ અધિક તેજસ્વી હતો, તે પ્રકાશ, મંદિરની દીવાલો ન હોય તો અનેક માઇલો સુધી પહોંચે તેવો હતો, સઉ ભક્તજનોના હૃદયની ભક્તીની તીવ્રતા, શુદ્ધતા અને નિયમપાલનનું, એ પરિણામ હતું, તેમાં પ્રભુસ્તવન એજ સાધન હતું, પ્રભુકૃષ્ણચંદ્ર દેવ આ હજારો વર્ષના જુના પ્રાચિન ધર્મની મહત્તાનો પરચો એ જ્યોતિને સ્વયં પ્રકટ કરતા બતાવી રહ્યા હતા.

આજે મુરલી દેવીઓની આરાધનાને વખત ઉપર વખત જવા માંડયો પણ પ્રભુ પ્રસન્ન થયા નહીં. જ્યોતિ સ્વયં પ્રકાશમાન થઈ નહીં. ભકતોનાં હૃદય ઉદ્વેગતાને પામવા માંડયા. ભકતો શ્રીકૃષ્ણ દેવનો સૌ આગ્રહ પુર્વક જપ કરવા માંડયા. કોઇપણ ભકતોમાં નિયમ ભંગ થયો છે એમ વિચારવા માંડયા ક્ષણવાર એકાએક કેવળ શાંતિ પથરાઈ ગઈ. પચાસ હજાર મનુષ્યોના શ્વાસો શ્વાસ ચાલતા જાણ ક્ષણવાર સ્થિર થઈ ગયા હોય તેમ થયું, જે મુરલીઓ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની આરાધનામાં તદ્રુપ હતી તે જાણે સમાધિમાંથી જાગૃત થઈ હોય તેમ ભકતજનો તરફ જોઇ બોલી, " ભકતો ! વસ્ત્ર નિયમનો ભંગ કોઇ ભકતે કર્યો છે, જેથી સ્વયં જ્યોતિનાં દર્શન થશે નહીં " તેજ વખતે ભક્ત રાજા ગુણસિંહની રાણી દેવળ દેવીએ ઉભા થઇ હાથ જોડી ક્ષમા માગી કહ્યું કે એક વિદેશી ચોળી પોતે પ્હેરી છે. માટે તે શિક્ષાને પાત્ર છે, દેવળ દેવીને સ્ત્રી સ્વયંસેવકો શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુ પાસે લઇ આવ્યા, તેમણે પ્રભુની ક્ષમા માગી અને વિદેશી વસ્ત્રને મંદિર બહાર મોકલાવી દીધું, તે પછી બ્રહ્મચારિણી મુરલીઓ પાછું પ્રભુસ્તવન કરવા લાગી. જોત જોતામાં તેજ વખતે મહા સૌમ્ય, મહા પ્રચંડ અને મહા પ્રકાશવાન જ્યોતિ સ્વયં પ્રકટ થઇ. મશાલો બહાર લઇ જવાની સ્વયંસેવકોને આજ્ઞા થઇ, તેઓ

બહાર ગયા તે પછી શ્રીમદ્ ભગવદ્ ગીતા ઉપર પ્રવચન શરૂ થયું, તે પછી બોધ વચનોનાં વ્યાખ્યાન થયાં અને એકતા ધર્મના અનુયાયી ભક્તોએ વ્યવહારમાં કેમ વર્ત્તવું, ધર્મમાં કેવું આચરણ રાખવું, ધર્મને કેમ સંભાળવો, ભક્તિ અને દેવનાં તથા દેવસ્થાનનાં રહસ્યો કેમ છુપાં રાખવાં તે સમજાવવામાં આવ્યું, તે પછી નવા આવનારા મુમુક્ષુ પુરૂષોને, તે ધર્મના મહાન સન્ત અધિકારી પુરૂષે દિક્ષા આપી, તેમને દેવના મંત્ર આપ્યા. દેવની, ધર્મની નિશાની આપી, ભાષાના ગુપ્ત સંકેત સમજાવ્યા. ત્યાર બાદ પુરૂષ સ્વયંસેવકો પુરૂષોને અને સ્ત્રી સ્વયંસેવીકાઓ સ્ત્રીઓને પકડી પકડી શ્રીકૃષ્ણચંદ્ર દેવ અને રાધીકા રમણીની ભવ્ય મુર્ત્તિઓ નજીક દર્શન કરવા લઇ જતાં. મુર્ત્તિઓનો પ્રભાવ એટલો મહાન હતો કે પાસે જવાની ઇચ્છા છતાં ભકતો પ્રભુ સન્મુખ નજીક જઇ શકતા નહીં, માત્ર બ્રહ્મચારિણી દેવીઓ અને થોડાક ખરેખરા પવિત્ર, વિરકત અને સનકાદિક જેવા સન્તોજ પ્રભુ દર્શનનો ખરો અને અલભ્ય લાભ લઇ શકતા. સ્વયંસેવકો ભકતોને પુષ્પો આપતા. દરેક ભકત પ્રભુને પુષ્પથી વધાવતા. એમ પ્રથમ દરેક જોડાં દર્શન કરી રહેતાં ૩૦૦૦ વિધવાઓ અને તેટલાજ પુરૂષો દર્શન કરતા હતા તેઓ આ ધર્મમાં દાખલ થયા પછી એ સ્થિતિને પ્રાપ્ત થએલા હોવાથી તેમને ધર્મ મંડળમાંથી દુર કર્યા નહતા.

આ પછી બ્રહ્મચારિણી મુરલી દેવીઓએ સારંગી-સીતાર લઇ સુંદર ઉંચા સ્વરેથી પ્રભુ સ્તુતી કરી અને તેમાંની મુખ્ય મુરલીએ ભક્ત જનોને ઉદેશી કહ્યું કે, હવે પ્રભુ દર્શનનો સમય ખરી કસોટીનો છે. ભક્ત સ્ત્રી પુરૂષોએ તેમના દીલના દુષ્ટ વિકારોથી મુક્ત થયા છે કે કેમ તેની ખરી કસોટી કાઢવા પ્રભુએ ગીતાજીમાં કરેલી આજ્ઞા પ્રમાણે આ બીજા સત્રની યોજના કરવાની આજ્ઞા કરી છે. જેની વૃત્તિ ડગમગતી હોય, જેનું મન સંયમમાં ન હોય તે સ્ત્રી-પુરૂષોએ મંદિર બહાર નીકળી જવું, જેનું મન નિર્વિકાર રહી શકે તેમણેજ રહેવું. આ સખ્ત પરિક્ષા આપવામાં આશરે દશ હજાર જોડાં મંદિરમાં બેશી રહ્યાં. બાકીનાં બહાર ચાલ્યાં ગયાં. તેજ વખતે સ્વયંસેવકોએ દરેક પુરૂષો પાસેથી એકેક રૂમાલ, જેને છેડે સોના મ્હોરો હીરા, મોતી, માણેક, અને બીજી અનેક કીમતી ચીજો બાંધેલી હતી તે રૂમાલ લઇને નેતરના નકશીવાળા એક પ્રાચિન વખતના

ટોપલામાં તે રૂમાલો એકત્ર કરવા માંડયા. સોનું રૂપું વગેરે રૂમાલને છેડે બાંધવાની આજ્ઞા એવા ઉદ્દેશ ઉપર હતી કે, ગરીબ સ્ત્રીઓના ગુજરાન માટે તે પોતાને ઘેર લઇ જાય અથવા ગરીબ ગુરબાંને આપે કિંવા ધર્મદાન કરે કિંવા મંદિરમાં આપે. દરેક પુરૂષે યથાશક્તિ એ દાન કરવાનું હતું. એ પ્રમાણે પાંચ હજાર રૂમાલ એકત્ર થયા પછી સ્ત્રી સ્વયંસેવકોએ આજ્ઞા થતાં પાંચે હજાર સ્ત્રીઓને, દરેકને એકેક રૂમાલ પોગાડવામાં આવ્યો.

તે વખતે મુખ્ય મુરલી દેવીએ, ફરીથી આજ્ઞા કરી કે જે, દીલને કબજે રાખી શકે નહીં તેણે હજી પણ મંદિર બહાર ચાલ્યા જવું. આ સખ્ત કસોટી છે આમાં ભુલ થશે તો સ્વયંજ્યોતિથી તરત પકડાઈ જશે અને ભક્ત જનો ઉપર પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનો મહાન કોપ ઉતરશે. નિર્મળાએ વીરસિંહને બોલાવી આ વખતે ચેતવણી આપી કે "તમે આ કસોટીમાંથી પાર ઉતરી શકશો નહીં અને હજારો ભક્તમાં તમે અપજશને પાત્ર થવા ઉપરાંત મરણને શરણ થશો. માટે હજી પણ મુરલી દેવીની આજ્ઞાને અનુસરો પણ વીરસિંહે દ્રઢતા બતાવી કહ્યું કે, મારૂં મન નિશ્ચળ છે ફીકર ન કરવી."

રૂમાલો દરેક સ્ત્રીઓને મળી ગયા પછી સ્ત્રીઓએ ઉભા થઇ ઉંચા હાથ કરી રૂમાલો બતાવવા માંડતા, જે પુરૂષનો તે રૂમાલ હોય તે પુરૂષ અને તે સ્ત્રી મંદિર બહાર ત્રીવેણી સંગમમાં નાવા સારૂ જોડાં રૂપે જતાં. એમ પાંચ હજાર જોડાં નાહીને આંકડા બીડી મંદીરમાં આવવા લાગ્યાં અને સઉ પાછાં સાથે સાથે બેસવા માંડયા. વીરસિંહનો રૂમાલ શાંતિલાલ શેઠની સ્ત્રી કમળા પાસે આવેલો તેથી તે બને જોડાંરૂપ થઇને મંદિરમાં બેઠાં. ત્રીવેણી સ્નાન કરી આવી રહ્યા પછી મુરલી દેવીઓએ આજ્ઞા કરતાં પાંચ પાંચ જોડાં ભગવાન રાધા રમણના દર્શને સ્વયંસેવકો તથા સેવિકાઓ સાથે આવવા માંડયાં અને ભગવાનને પુષ્પોથી વધાવી તેમનો કૃપાપ્રસાદ લઇ પાછા ફરવા માંડયા.

વારો આવતાં કેટલીક વારે વીરસિંહ તથા કમળા યુગલ સ્વરૂપમાં ઉભા થઇ ચાલવા માંડયું. સ્વયં જ્યોતિના આચ્છા આસમાની સુંદર સૌમ્ય પ્રકાશના તેજમાં કમળાના મુખ સામું વીરસિંહે જોતાં તે મોહમુગ્ધ થયો. પ્રભુ સન્મુખ પહોંચતામાં તો તેના દીલના

દુષ્ટ વિચારો ઉભરાવા માંડયા. તે ઘડીકમાં પોતાને ભુલી ગયો. પ્રભુ કૃષ્ણચંદ્રમાં તલ્લીન થવાને બદલે કમળાના અનુપમ સૌંદર્યમાં પોતે તલ્લીન થઇ ગયો અને ક્ષણવારમાં વિષય વિકારને ચકડોળે ચઢી ગયો અને કંઇ કંઇ વિષયી વિચારો મનમાં ગોઠવવા મંડી પડયો તરતજ સ્વયં જ્યોતિનો પ્રકાશ ઓછો થવા માંડયો. તેમ થતાં થતાં જેમ વીરસિંહના વિકારો વધતા ગયા તેમ એ જ્યોતિનો મહા પ્રકાશ ઓછો થતાં થતાં કેવળ બંધ પડી ગયો.

સઉ ભક્તજનોમાં હાહાકાર વ્યાપી ગયો. બહાર ગયેલા ભક્તો પણ પાછા મંદિરમાં દાખલ થવા માંડયા. આ કેમ થયું, કોનું પાપ લાગ્યું, કોણ પાપી આ મંદીરમાં પેશી ગયો છે વગેરે ચર્ચા થવા માંડી અને હવે પ્રભુનો આ જગત ઉપર કોપ થશે. અનાવૃષ્ટિ કે અતિવૃષ્ટિ થશે. સુર્યદેવ કે વાયુદેવ કોપાયમાન થશે વગેરે વિચારોથી બીકર અને ચિંતાના ઉહાપોહ કરવા માંડયા. તરતજ સ્વયંસેવકો મશાલો લઇ મંદિરમાં દોડી આવ્યા. અને ભક્તજનોને બેશી જવાની આજ્ઞા કરી. સઉ બેશી ગયા બાદ મુરલી દેવીઓમાંથી મુખ્ય દેવીએ કમળા તથા વીરસિંહને પુછવા માંડયું, કમળાએ કહ્યું કે આ પુરૂષે મારા તરફ કુદ્રષ્ટિ કરી એ મને પ્રભુ પાસે આવતાં માલુમ પડયું એટલુંજ નહી પણ હું કોણ છું, કયાં રહું છું વગેરે ત્રણ વાર પુછયું. પણ આપણા ધર્મની આજ્ઞા પ્રમાણે તેના દુર્વિકાર સામે મેં કાંઈ જવાબ દીધો નથી.

તે પછી વીરસિંહને પુછતાં તેણે પોતે કોણ છે એ કહ્યું અને પોતાની ભુલ થઇ છે તે જણાવી માફી માગી. પણ મુરલી દેવીએ કહ્યું કે આ ગુન્હાની અમારા ધર્મમાં માફી મળતી નથી. તમને જીવતાં સમાધિ આપવી પડશે. તમે હાથે કરીને મોતને માગી લીધું છે. ભગવદ્ ગીતાનું રહસ્ય તમે પાલન કરી શકયા નહીં. વિકારો ન જીતાય તેણે મંદિરમાં જોડાં સાથે ક્ષણવાર રોકાવું ન જોઇએ. આ ધર્મની ઉંચામાં ઉંચી કસોટી અને ભગવદ્ પ્રાપ્તિ માટે આ ઉંચામાં ઉંચો માર્ગ છે કે સ્ત્રી પુરૂષો સંબંધના વિકારોમાંથી એક બીજાએ કેમ બચવું.

તમારે શ્રીકૃષ્ણચંદ્ર દેવની પ્રાર્થના કરવી હોય તે કરીલો. સમાધિસ્થ કરતાં દેવને વાર નથી.

મહા બળશાળી, ક્ષત્રી વીરસિંહ આ ઠરાવથી ગળગળો થઇ ગયો. મૃત્યુને પાસેજ ઉભેલું જાણી તેનાં હાજાં ગડગડી ગયાં અને રોમાંચને અનુભવવા લાગ્યો. પોતે અતિ વિપરિત કાર્ય કર્યું એમ તેને લાગી આવતાં અંતર વ્યથાનો પાર રહ્યો નહીં. હે ! પ્રભુ, હવે આપના વિના મારો બચાવ નથી એમ તેનાથી બોલાઇ ગયું.

નિર્મળા હિમ્મતથી આગળ આવી અને પ્રભુને વંદન કરી મંદિરના કર્માધિકારીઓને કહ્યું, "મુરલી દેવીની આજ્ઞા થઇ છે, તે આપણા ધર્મના નિયમ પ્રમાણેજ છે. જેથી આ પુરૂષ સમાધિને પાત્ર છે. પણ એમાં દયા બતાવવી એ આપની મરજી ઉપર છે. આપ ધર્મના, ન્યાયના, નીતિના અને દયાના ભંડાર છો. આપના સદ્ગુણ, આપના ચારિત્ર્ય અને આપનો તપ વંદનીય છે. સમાધિને પાત્ર કરી ચુકેલ પુરૂષ, એક સામાન્ય પુરૂષ નથી. તે એક મહારાજા છે. લાખો મનુષ્યોના ઉપર તે અધિકાર ભોગવે છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં શ્રીકૃષ્ણ ચંદ્ર પ્રભુએ, રાજાને પોતારૂપ કહ્યા છે. મનુષ્ય માત્ર વિકાર વશ છતાં કોઇ મહા સંયમી, પુરૂષજ બચી શકે છે. તો આ પુરૂષને ક્ષમા કરવી જોઇએ" પ્રમુખ સન્તે કહ્યું, એ કેમ બની શકે ? નિયમનો ભંગ કેમ થાય ? કોઇ માર્ગ હોય તો આપણે તેને અનુસરીએ "નિર્મળાએ કહ્યું," અર્જુનના ગાંડીવ ધનુષ્યનું અપમાન કરનારને જીવતાં મારી નાખવો એ પ્રસંગ પ્રાપ્ત થયેલો તેથી ધર્મ રાજાનો વધ કરવા અર્જુન તત્પર થતાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ધર્મરાજા પ્રત્યે અધમ વાણી ઉચ્ચારવી એ મહાન કીર્તિવાન પુરૂષોને મરણ સમાન છે એમ ઠરાવ્યું હતું. માટે આપણે આપણા પ્રભુના એ નિર્ણયને અનુસરી આ મહારાજાને મુકતી આપવી જોઇએ. "સૌએ આ નિર્ણય યોગ્ય, ન્યાય પુરઃ સર અને પરમાત્માના આદેશ રૂપ સ્વિકાર્યો અને વીરસિંહને પ્રમુખ મહાશયે તીરસ્કારના વચનોથી ધિક્કાર કરી રજા આપી. તે પછી ધીરે ધીરે સઉ ભકતો ઉભા થઇ જાય છે અને દેવીઓ પાછી પરમાત્માની આક્રંદ કરીને સ્તુતી કરે છે. અતિ આર્જવના પછી અને હજારોની મેદનીની પ્રાર્થનાના પરિણામે, સ્વયંજ્યોતિ પુનઃ પ્રકાશમાન થઈ અને તે પછી આનંદથી દર્શન કરી ભક્તજનો પ્રસાદ લેવા પોતપોતાને સ્થાનકે ગયા. તે પછી ભક્તજનો રાત્રીના ભજન, સંતસમાગમ, અને સતસંગ કરી કૃષ્ણ નામની ધુન બોલાવી નિદ્રાવશ થયા હતા. એ પ્રમાણે પાંચ દિવસ પુરા થતાં

ભક્તો ધીરે ધીરે પોત પોતાને વતન જવા પંથે પડે છે, અને એ મહાન સંઘ તે પ્રમાણે વિખરાઇ ચાલ્યો જાય છે. જતી વખતે ભક્તો ગુપ્ત પેટીમાં હીરા, મોતી, જવેરાત, સીક્કા વગેરે નાખતા જાય છે જેમાં લાખો રૂપીઆની આવક થાય છે.

પોતાના રાજ્ય મહાલયના સુખ પલંગમાં પડખું ફેરવતાં વીરસિંહ જાગી જાય છે અને આ શું ? મેં તે આ ખરો બનેલો બનાવ જોયો કે મને કોઇ સ્વપ્નું લાધ્યું ? સ્વપ્નુ હોય તો પણ શું ? આ મિથ્યા સ્વપ્ન નથી. આ એકતા મંદિરના શ્રીકૃષ્ણ ચંદ્ર પ્રભુની કૃપાનો મને અલભ્ય અને ખરો લાભ મળ્યો છે. હું તેને મિથ્યા કેમ કહું ? પ્રભુ, મારા ઉપર કૃપા કરો, કૃપા કરો.



## પ્રકરણ ૮ મું.



### ખરા મિત્રની ખરી કસોટી.



**मनस्यन्यद्वच स्यन्य त्कार्यमन्य ददुरात्मनां ।**
**मनस्येकं, वचस्येकं, कर्मण्येकं महात्मनाम् ॥**

**અર્થ**—દુરાત્મા મનુષ્યોને જ્યારે મનમાં, વાણીમાં અને કાર્યમાં અંદર વિચાર જૂદા અને બહાર જૂદા હોય છે ત્યારે મહાત્માઓને મન વચન અને કર્મ જે હ્રદયમાં હોય, તેજ વ્યવહારમાં હોય છે.

કમળા પોતાના રાજમહેલ જેવા સુંદર બંગલાના એક સુંદર વિશાળ દિવાનખાનામાં, આજે દશેરાનો તહેવાર હોવાથી, કેસર કસ્તુરી વગેરે ચીજો નાખેલ ભોજન જમીને પોતાની સખી ચંપા સાથે હીંડોળા ઉપર બેશી હીંચકા ખાતી હતી, અત્યારે શાંતિલાલ

શેઠને ગયે વરસ દિવસ થવા આવ્યું છે, દિવાનખાનાના એક મોટા અરીસામાં કમળાએ પોતાના શરીરને સહેજે નિહાળતાં તેના શરીરની અકથ્ય સુંદરતા, શરીરનો સુદ્રઢ બાંધો અને શરીરના દરેક ઘાટીલા અવયવો જોઇને તેના પોતાનાજ શરીર ઉપર તેને મોહ ઉત્પન્ન થયો. બાજુમાંજ શેઠ શાંતિલાલની, અને તેના સન્મીત્ર ધીરજલાલની આખા કદની હાથની ચિતારેલી આબેહુબ છબીઓ હતી. તે જોઇ ઉલટો કમળાને મોહ વધ્યો. મોહ વધતાં વધતાં કંઇ કંઇ તુરંગો તેના દીલમાં દીલમાં ઉભરાવા માંડયા અને તેમ થતાં થતાં તેના શરીરમાં સહજમાં કામાગ્નિ સળગી ઉઠયો. વિષય વાસનાના અનેક પ્રકારના વિચારોનું પુર તેના હ્રદયમાં જોશ બંધ વહેવા માંડયું. કમળા બંને છબીઓ સામું જોઇ રહી. તે હીંડોળા ઉપરથી એકદમ ઉભી થઇ ગઇ; અને છબીઓ સન્મુખ ઉભી રહી તદ્રુપ થઇ ગઇ, કમળા વિષય વિકારના વિચારે ચઢી તેના શરીરની દરેક નસોમાં કામદેવનું આક્રમણ થઇ રહ્યું હતું અને જોત જોતામાં તો કમળાના શરીરમાં ફરતા લોહીના દરેક રજકરણમાં કામદેવનું સામ્રાજ્ય વર્ત્તી ગયું, કમળા તે બંને મિત્રોના સ્વરૂપની મનથી સરખામણી કરવા માંડી, શરીરના બાંધાના અવયવોની અને સુંદરતાની તે તુલના કરવા માંડી તેની આ તુલનામાં ધીરજલાલ પહેલે નંબરે આવ્યા. ધીરજલાલના ચ્હેરામાં કમળાએ અધિક તેજ જોયું. શરીરમાં અધિક રૂપ જોયું. આરોગ્યતામાં ઉંચો, મજબુત અને તંદોરસ્ત પહેલવાન જેવો બાંધો જોયો. તે ચંપાને હીંડોળેથી ખેંચી એકદમ વળગી પડી અને કહ્યું " જા, જા, આ પુરૂષને લાવ. જલદી લાવ. ચાલીશમાં. દોડજે. " ચંપાએ કહ્યું " કેમ, કેમ, ધીરજલાલની એવી તાકીદે શું જરૂર છે ? " " સવાલ-જવાબ ન કર. લાવ, જલદી લાવ શા માટે અમુલ્ય આનંદની ક્ષણો વિતાડે છે " ચંપાને લાગ્યું કે આ શું ? મારી શેઠાણી કાંઇ ચિત્તભ્રમ થયાં કે શું ? જમવામાંથી કાંઇ વિકાર થયો કે શું ? યદવા તદવા જેવું આ બકે છે શું ? મને પાંશરો જવાબ પણ દેતાં નથી. આનું તે કારણ શું ? કમળાએ કહ્યું " ધીરૂને નહી લાવ તો મારો જીવ બચવો મુશ્કેલ છે. હું અત્યારે જે વિરહવેદના ભોગવું છું, તે મહાદરદનું તેજ ઓષધ છે. મને આખા શરીરમાં, રૂંએ રૂંએ કામજવર વ્યાપી ગયો છે તું જોતો ખરી ? તને મારી દયા કેમ નથી આવતી ? સાંભળ્યા કેમ કરે છે

કરદી ઔષધ વગર બચે ખરો ? જા, આ ઘડીએ, હું તને ઇનામ આપીશ. જા, બ્હેન જા, ભલી થઇને જા, મને ટળવળાવ નહી" આમ કમળા ચંપા પાસે કાલાવાલા કરવા માંડી. ચંપા કહે, "તમે દરરોજ જમીને સુઓ છો તો બે ઘડી સુઇ જાઓ હું ધીરજલાલને તેડીને હમણા આવું છું" "અરે ! ગાંડી ! જેની પુઠે કામદેવ પડયો હોય તેને ઉંઘતે શેની આવે ? તુને હજી એ બાણ વાગ્યાં નથી જેને વાગ્યાં હોય તે જાણે. જા બ્હેન હવે જા." એટલું સાભળી સાંભળતી ચપા નીચે ઉતરી. બીજી વૃદ્ધ દાસીઓને કમળા પાસે જઇ બેસવા તથા તેને ચંદન આદિના ઠંડા ઉપચારો કરવા તથા પંખાથી પવન નાખી શાન્ત રાખવા સુચના કરી, રસ્તે પડી. તે ધીરજલાલને ઘેર તથા દુકાને ગઇ. બજારોમાં ભમીને જોયું. પણ ધીરજલાલ ત્યાં હોય કયાંથી ? છેવટ અનાથ સ્ત્રી, પુરૂષ અને બાળકોના આશ્રમમાં તેમની સુશ્રુષા કરતો તેણે ધીરજલાલને ગોતી કાઢયો. ધીરજલાલે ચંપાને પોતાની તરફ આવતી જોઇ, તે ચંપા પાસે ગયો. ચંપાએ ધીરજલાલને કમળાની વિરહ વ્યથાની અથ ઇતિ બીના કહી સંભળાવી. ધીરજલાલ ચકિત થઇ ગયો. હવે શું કરવું તેના વિચારમાં તે પડી ગયો. "ચંપા તેની બુદ્ધિ બગડી કે શું ?" ક્ષણવાર તેને વિચાર થતાં ચંપા તુરત સમજી ગઇ અને તેણે ધીરજલાલને ખુલાસો કર્યો કે "એવા નિચ અધમ વિચારો મારા નથી. મારે તો મારી શેઠાણીને સન્માર્ગે વાળી તેના મનમાં પશ્ચાતાપ કરાવવો છે તે પ્રમાણે કરવામાં તમો કહો તે મદદ આપવાને તૈયાર છું."

ધીરજલાલે કહ્યું, "વખતના વહેવાથી, વૈરાગ્યના વિચારોના ઉપદેશથી અને લોક લજ્જાના ભયથી કામદેવથી ઉત્પન્ન થએલી વૃત્તિઓ ધીરે ધીરે અશાન્ત થાય છે માટે ઉતાવળ ન કરતાં હમણાં તું જા, અને રાત્રિને વખતે હું આવીશ એમ કહે" એટલે તે રાત્રિ સુધી મારી વાટ જોઇ, તેના મનને શાન્ત કરશે." ચંપા તે પછી ઘેર ગઇ અને કમળાને દિલાસો આપી "ધીરજલાલ રાત્રે આવશે. મને વચન આપ્યું છે." એમ કહ્યું. કમળાએ તે પછી બે ઘડી સુવાનું કર્યું, પણ કામાગ્નિની અશાંતિએ તેને ઉંઘવા દીધી નહીં. તે રાત્રિની વાટ જોતી એમને એમ બેશી રહી. રાત્રી પડી. હાંડી, ઝુમરો અને બીજા અનેક પ્રકારની તેજસ્વી બતીઓ

દીવાનખાનામાં પ્રકાશમાન થઈ રહી. કમળાએ પોતાનું શયનગૃહ શણગાર્યું. ઘડીએ ઘડીએ ઉભી થઇ બારીએ જોવા માંડયું.દાદરે બાંધેલી રેશમી દોરડાની ઘંટડીનો નાદ સાંભળવા વખતો વખત કાન ઉંચા કરવા માંડયા. ચંપાને કહેવા માંડી " જો, જો, ધીરજલાલ આવ્યા ? જો " એમ વારંવાર કહી બેશ ઉઠ કરાવવા માંડી. રાતતો જવા માંડી ધીરજલાલ આવ્યા નહીં. કમળા એ ચંપાને કહ્યું " તું જુઠું બોલી તે મને છેતરી, બોલ, ખરી વાત કહે ? ધીરજલાલ તને મળ્યા હતા ? તેણે શું કહ્યું " ચંપાએ સોગન ખાધા. હું જુઠું બોલી નથી. મને ધીરજલાલે રાતનોજ વાયદો કર્યો છે. કેમ ન આવ્યા, તે હું શું જાણું ?" રાત્રી આખી કમળાને ઉંઘ ન આવી, પ્રભાત થયું ચંપાને ફરી મોકલી. ચંપા પાછી ગામમાં ગઇ, અને ધીરજલાલને હાથ કરી ઠપકો દીધો. ધીરજલાલે કહ્યું, " એવા કામની ઉતાવળ શું ? એવા નીચ કામમાં વચન ભંગ શું ? મારો સંદેશો મિથ્યાજ હતો, એ મારી પહેલેથીજ ધારણા હતી. એમાં તારે મુંઝાવું નહીં. બોલ હવે શું કહે છે ? જા, કહે કે હાલ ૪–૫ દિવસ સુધી આવી શકાય તેમ નથી તો ગુરૂવારે રાત્રે આવશે. જરૂર આવશે, એમ કહેજે " ચંપા સંદેશો લઇને પાછી કમળા પાસે ગઇ કમળાને સંદેશો આપ્યો કમળાએ ઉંડે એક નિઃશ્વાસ નાખ્યો ચંપાએ શાંતિ અને ધીરજ રાખવા કહ્યું. કમળાએ કહ્યું " મારાથી વિરહવેદના ખમાતી નથી આ અંતર વ્યથા સહન થઇ શકતી નથી. મોટા તપસ્વી અને યોગી તથા સંયમી પુરૂષો પણ આ મુંગો માર ખાઇ શકતા નથી. એતો વીતે તે જાણે. મારી યુવાનીનો આ બગીચો પુર બહારમાં ખીલી નીકળ્યો છે. ફળ ફુલથી આ લલીતલતા લચકાઇ રહી છે. આ ફળ ફુલનો ગ્રાહક કોઈ સુઘડ માળી તને મળતો નથી ? આ સુકુમાર, સુગંધથી બ્હેંક બ્હેંક થતાં મનહર પુષ્પો, નિર્જન જંગલના ઉષ્ણ તાપમાં સુકાઇ જેમ ખરી પડે તેમ મારી સ્થિતિ થઇ છે. અરે ! બ્હેન, તું કેમ નિર્દય થઇ છે ? જા, જા, કોઇને પણ લાવ. " ચંપાએ યાદી આપી. " તમે કહેતાં હતાં શેઠ મુસાફરીએ ગયા ત્યારે જતાં જતાં મને કહેતા ગયા કે એક પ્રતિવ્રત સંભાળજે, શિયળ સાચવજે, બાપદાદાની આબરૂ સામું જોઇ વિચારજે. તેમ છતાં વૃત્તિ હાથ ન રહે તો અધમ પુરૂષનો સંગ કરીશ માં. " કમળાને એ બધા શબ્દો યાદ આવ્યા. તેની વિકળ

વૃત્તિ કાંઇક ધીરજનો અનુભવ કરવા માંડી. તે વધુ બોલી નહીં. વાયદાના દિવસની રાહ જોવા લાગી. તે વિચારવા લાગી. "ખરેખર! ધીરજલાલજ યોગ્ય પુરૂષ છે. પુરૂષ તરીકેની જે શક્તિ તેનામાં છે તેવોજ એ ખાનદાન પુરૂષ છે, મારી ભુલ થતી નથી."

બીજી તરફથી ચંપાએ નિર્મળા અને વિમળાને આ વાર્તા કહી સંભળાવી. ધીરજલાલ પણ તેમાં ભળ્યો. ધીરજલાલે કહ્યું, "કમળાએ સ્ત્રી હઠ લીધી છે, તે ઉપદેશથી કોઇ રીતે સમજે તેમ નથી. અગ્નિમાં તપાવેલા લાલચોળ લોખંડના પતરા ઉપર પાણીનું એક બિંદુ પડે તે જેમ બળી જાય છે તેમ કામદેવની અગ્નિથી તપેલા હૃદય રૂપી પતરા ઉપર, ઉપદેશનું એક પણ જળબિંદુ તે પતરાને ઠંડુ કરી શકે તેમ નથી હવે તો પુરો વેશ કાઢવોજપડશે. નિર્મળાએ કહ્યું ફીકર " નહીં. હું તમને પુરી મદદ આપીશ. કમળાના શરીરમાં કન્યા વિક્રયના દુષ્ટ અન્નનો, દુષ્ટ વિકાર જ્યાં સુધી હશે ત્યાં સુધી તેના દુષ્ટ વિકારો શાંત થશે નહી. માટે તેનું સમુળગું નિવારણ કરવા અને કામવિકારનો તાત્કાળીક નાશ કરવા હુ "કામઘ્ન વિષવલ્લી" ના મારા નેસના ડુંગરામાંથી મુળીઆં લાવી આપીશ. તેનો ઉપયોગ થયો એટલે કામનું સમુળગું નિવારણ થશે "ધીરજલાલને ફરીથી નિર્મળા તથા વિમળા બનેએ કહ્યું" "આ **ખરા મિત્રની ખરી કસોટી** છે. આ વિષમ વખત છે કટોકટીના આ વિષમ વહેનમાંથી તમારે કોરે કોરા બહાર નિકળવાનું છે કોલસાની વખારમાં દાખલ થઇ, તથા રહીને તમારા વસ્ત્રને રજપણ શ્યામતા લાગવા દેવાની નથી. તમારી આખી અમુલ્ય જીંદગીનું આ વખતે ખરૂં મુલ્ય અંકાવાનું છે. ચેતજો, સંભાળજો, સન્મિત્રનું સત્ય દ્રષ્ટાંત જગતને પુરૂં પાડજો. મોટા મોટા મુનીવરો, તપસ્વીઓ અને બ્રહ્મચારીઓ પણ કામદેવના તાપને સહન કરી શકયા નથી તે ભુલશો મા. અગ્નિ પાસે ઘીનું વાસણ મુકી ઓગળવા દેવું નથી તેનો ખ્યાલ કરજો. અમે તો અજ્ઞાન ક્ષુદ્ર સ્ત્રી જાતિ છીએ સંસારના વાયરા અમને તો વાયા નથી. પ્રભુ! તમારી લાજ રાખો " એટલું બોલી સઉ છુટા પડયાં. જતાં જતાં વીમળાએ ચંપાને કહ્યું, કમળા ઉપરનો મોહ રાજા વીરસિંહને છુટયો નથી. રાજા છતાં તેની પ્રજાને પુત્રી સમાન ગણવી જોઇએ. પણ કુરસિંહ તેનો દુષ્ટ મિત્ર છે, તેથી તેની સંગતનું નીચ ફળ પ્રજાને પણ ભોગવવું પડે છે તે ધીરજ-

લાલને આડખીલી રૂપ માને છે. તે છુપી રીતે કમળાને હાથ કરવા વખતો વખત પ્રયત્ન કરી રહેલ છે. પણ ધીરજલાલ તેને ફાવવા દેતો નથી તે વાત વીરસિંહને બહુ સાલેછે. વીરસિંહ માને છે કે ધીરજલાલ કમળા સાથે સંબંધ બાંધી રહેલછે. અને કમળા પાસે બીજાને ફાવવા દેતો નથી. ધીરજલાલ પવિત્ર છે, નિર્દોષ છે, પણ વીરસિંહ તેવાત ખોટી માને છે. ધીરજલાલને તે લુચ્ચો, દંભી અને મોટો વીષયી ગણે છે. માટે ચંપા, આ વખતે એવી યોજના કરે કે ધીરજલાલ કેવો પવિત્ર કેવો નિર્વિકારી અને કેવો સાચો મિત્ર છે, તેની વીરસિંહને નજરો નજર ખાત્રી થાય. " ચંપાએ કહયું " તેવી યોજના હું કરીશ. તે માટે તમે ચિંતા ન કરશો. પણ તે માણસ એક રાજા છતાં વિષયાતુર અને નિચ દ્રષ્ટિવાળો છે, રાજા, વાજા ને વાંદરા તેનો ભરોંસો નહીં એમ લોકો કહે છે તેથી બીવું પડે છે. બાકી હું મારાથી બનતું કરીશ. અને ધીરજલાલની પવિત્રતાની તેને ખાત્રી કરી આપીશ. " તે પછી તેઓ જુદાં પડયાં.

નિર્મળાએ નેસમાં જઈ ડુંગરામાં " કામઘ્ન વિષવલ્લી " નામક વનસ્પત્તીનો તપાસ કરવા માંડયો. ઘણો તપાસ કરવા માંડયો પણ પતો લાગ્યો નહીં. રાધાએ પુછતાં નિર્મળા શું ગોતે છે તે જાણી પોતાને તે વનસ્પતીના ખબર છે એમ કહી ડુંગરાની એક ખીણમાં તેડી ગઇ. સાંજ પડવા સુધી રાહ જોવરાવી નિર્મળાને બંસી વગાડવાનું કહયું. એટલે નિર્મળાએ મધુર સ્વરે બંશી બજાવવા માંડી. સંધ્યાના શાંત થતા જતા વખતમાં બંશીનો નાદ આસપાસ આખી ખીણમાં વ્યાપક થઇ ગયો. અને પશુ, પક્ષી, જળચર, થળચર વગેરે સર્વે ક્ષણવારમાં બંશીના સ્વરમાં લીન થઇ ગયાં. રાધા એક રાફડા નજીકના ઉભેલા છોડ તરફ નજર રાખી એકીટસે જોઈ રહી હતી થોડીકવારમાં તે છોડ નીચેથી એક પછી એક એમ ૫-૬ જુના, કાળા નાગ બહાર નીકળી પડયા. અને બંશીના સુર તરફ એકીટસે જોઇ રહી ફેણને ઉંચી કરી ડોલવા માંડયા. રાધાએ બીજી સખીઓને ઇસારો કરતાંજ, તરતજ કોદાળી, પાવડાથી તે રોપોનું મુળ ખોદવા માંડયું. ગોઠણ સામું ખોદી મુળ કાપી કાઢયાં. તે મુળનું ઉપલ્યા નાગદેવતા રક્ષણ કરતા હતા. તરતજ ધુળ પાછી વાળી દઇ ખાડો પુરી દીધો અને તે સઘળાં રસ્તે પડયાં. બંશીનો સુર બંધ પડતાં નાગ દેવતા વલ્લી નીચેની પોચી ધુળમાં માર્ગ કરી અંદર દાખલ થઇ ગયા.

નિર્મળા બીજે દિવસે ધીરજલાલને મળી; અને કામઘ્ન વિષ-વલ્લીના મુળનું બનાવેલ ચુર્ણ આપી કહ્યું કે " આ ચુર્ણમાંથી એક રતી ચુર્ણ કમળાના ખોરાક સાથે તેના પેટમાં જતાં તેનો કામ એકદમ શાન્ત થઇ જશે. એટલુંજ નહીં પણ તે રજસ્વળા થઇ તેના શરીરમાં પ્રકટેલી ખોટી ગરમી લોહી સાથે બહાર પડવા માંડશે. અને તે પ્રમાણે થતાં તેણીને પસ્તાવો થશે. કદી એક વખતે વિષવલ્લીની અસર ન થાય તો અકળાવું નહીં. હિમ્મત રાખી ફરી-વાર બીજી માત્રા આપવાથી કાર્ય સીદ્ધી થશે. " ધીરજલાલે તે ચુર્ણ લઇ, પોતાની પાસે રાખ્યું અને ગુરૂવાર આવતાં રાત્રીના તે શાંતિલાલ શેઠને ઘેર ગયો. કમળા તો રાહ જોતી બેઠી હતી. ધીરજલાલ પોતાના વિચારને એકમત થયા જાણી કમળાના હર્ષનો પાર રહ્યો નહીં. અને વિષયની અધમતાનો ક્ષણિક આનંદ ભોગવવા ખુશ ખુશાલ બની ગઇ. બીજી તરફ ચંપાએ વિમળાની સુચના અનુસાર વીરસિંહને બોલાવી પાછલ્યે દાદરેથી કમળાના શયનગૃહની બાજુના નાના ઓરડામાં બેસવા ગોઠવણ કરી. જ્યાંથી શયનગૃહમાં શું થાય છે, શું બોલાય છે તે તમામ જાણવામાં આવતું હતું. ચંપાએ વીરસિંહને કહી મુક્યું કે " તમે એક એવા ગૃહસ્થના ઘરમાં છો કે તમારી હાજરી રાત્રીને સમયે કેટલી ભયંકર છે તેનો ખ્યાલ તમારે ક્ષણે ક્ષણે યાદ રાખવાનો છે, ઉપરાંત તમે એક એવા ગૃહસ્થના ઘરમાં એવે વખતે છો કે જે વખતે એક ઝીણું પંખીડું પણ હિલચાલ કરે તે બીલ-કુલ સાંખી શકાય નહીં, તે પણ તમારે યાદ રાખવાનું છે. જો વીમળાએ મને આજ્ઞા કરી ન હોત તો આંહી આવવા તમે પામી શકોજ નહીં. માત્ર ધીરજલાલ કેટલો પવિત્ર છે અને આવા કટા-કટીનો સમય છતાં તેમાંથી તરીને કેવો સહી સલામત બહાર નીકળે છે તે નજરો નજર બતાવવાજ તમોને આંહી આણેલ છે. તમે રાજા છતાં તમારા વિકારોને તમે કબજામાં રાખી શકયા નથી. અને મારી શેઠાણી પ્રત્યે તમારી દુર્વાસના વખત બે વખત પ્રકટી નીકળે છે તે તમારી બુરી વાસનાના માર્ગમાં ધીરજલાલ એક કંટકરૂપ છે, એમ તમે માની બેઠા છો તે તમારૂં માનવુ ખોટું છે એ નજરો નજર જોવા તમને આંહી આણ્યા છે. વગેરે કહી ચંપા દીવાનખાનામાં જઇ પોતાને કામે વળગી. કમળાએ આજે ઘણો મનમોહક અને કીમતી સુંદર પોશાક પહેર્યો હતો. તેણે ઘણાં મુલ્યવાન આભુષણો

ધારણ કર્યાં હતાં. શયનગૃહમાં જુદા જુદા રંગ અને જુદી જુદી જાતના સુગંધીમય પુષ્પો વેરી દીધાં હતાં. ઉંચા પ્રકારની સુગંધી તેલ–અત્તર આદિથી તે નાનો ઓરડો મહેંક મ્હેંક થઇ રહ્યો હતો ધીરજલાલ આવતાંજ જાણે પોતાનો કોઇ જુનો પ્રેમી હોય અને જાણે વિષયી જુનો નાતો હોય એવી હૃદયમાં ઉત્પન્ન થયેલી ખોટી ભ્રમણાને સાચી માની તે કામી સ્ત્રી ધીરજલાલ પ્રત્યે અનેક હાવ-ભાવ બતાવવા માંડી, કામી સ્ત્રી–પુરૂષો જે કામવિકારના કામી સંભાષણો કરે તેવા સંભાષણો કરવા તે મંડી પડી. ધીરજલાલનું હૃદય શુ છે તે કામવિકારના બળવાન આવરણથી તે જાણી શકી નહીં. અને જાણે તે પણ પોતાના જેવોજ કામી હોય અને કામ-વાસના તૃપ્ત કરવા વચન પાળવા બરાબર સમયે આવ્યો છે એમ માની શુદ્ધિ અને બુદ્ધિને ગુમાવી કેસર કસ્તુરી વગેરે ગરમ મશાલાવાલા સાકર નાખેલા દુધનો પ્યાલો ધરવા માંડી. કેટલીએક આનાકાની એ ધીર-જલાલે તે પ્યાલો લેતા પહેલાં તમે પણ બીજો પ્યાલો લ્યો એમ કહેતાં કમળા તે લેવા ઉઠી. એટલામાં પાસે પડેલા પ્યાલામાં " કામધ્ન વિષવલ્લી " નું ચુર્ણ ધીરજલાલે નાખી દીધું. બીજો પ્યાલો લાવી કમળાએ પોતે પીવાનું કરતાં ધીરજલાલે તે પ્યાલો ખેંચી લઈ " એમ ન પીવાય. આપણે પ્યાલા અદલ બદલ કરવા જોઇએ. આપણે હવે અદલ બદલ થઇ જવું છે. " વગેરે પ્રણયના હાસ્ય વચનો કહી વિષવલ્લીવાળો પ્યાલો કમળાને આપ્યો. અને બંને જણાએ પોત પોતાના પ્યાલાનું તે પ્રમાણે દુધ પીધું. તે પછી પાણીથી હાથ મોઢું સાફ કરી પાન સોપારી લઇ પાછા બંને વાતે વળગ્યાં. કમળાને હવે ઝાઝી વાતો ગમતી ન હતી. પણ ધીરજલાલે કહ્યું, " રાત્રી આખી પડી છે. અધીરાઇ શા માટે ? વગેરે કહી અરધો કલાક વાતમાં વીતાડયો. વિષવલ્લીની અસર હજી કેમ ન થઇ તેનો વિચાર કરતાં ધીરજલાલ મુંઝાવા માંડયો. આ ફારસ ઝાઝીવાર ચાલશે નહીં. તેણીને વશ થવાનો પ્રસંગ આવે તે પહેલાં તેનો કામ વિકાર શાંત થઇ જાય તો સારૂ એમ તે ઇચ્છતો હતો. પણ લંબાણ થતાં ધીરજલાલે બીજી યુકિત કરી. તેણે પાનની એક પટ્ટીમાં વિષવલ્લીનું ચુર્ણ ભેળવી દીધું અને કમળાને તે પટ્ટી લેવા આગ્રહ કરી તેણીને આપી. અને તેના હાથની બીજી પટ્ટી પોતે પણ લીધી. આ વખતે પણ વખત વીતતાં કમળા ધીરજલાલ ઉપર

ક્રોધાયમાન થઇ ગઈ. તેણે કહ્યું, " વખત કેમ કાઢો છો ? તમે પુરૂષ છો કે નહીં ? મારી અંતર વ્યથાનો કાંઇ ખ્યાલ છે કે નહીં ? " ધીરજલાલ તેને શાંત કરવા ઉપદેશ જેવાં વચન બોલવા માંડયો. આથી તો કમળા વધુ છેડાઈ પડી. તેણી એક કાળી નાગણ જેમ છંછેડાઇ પડી. ધીરજલાલને કહ્યું, " તું પુરૂષ નથી, શંઢ છે અરે ! આટલો વખત જવા છતાં તને વિષય વિકાર ઉત્પન્ન થતો નથી, માટે તું કદી પણ પુરૂષ નથી. તેં નીચતા કરી મારી લાજ ઉઘાડી પાડી. તેં દુષ્ટતાની હદ વાળી. તારા જેવા અધમને આંહીથી જીવતો જવા દઉં તો તો મારે આપઘાતજ કરવો પડે, માટે યોગ્ય તો તેજ છે કે તને આંહીને આંહી મારે મરણને શરણ કરી નાખવોજ જોઇએ " આમ ગુસ્સાથી લાલચોળ થયેલી આંખોથી આખા શરીરને ધ્રુજાવી રહેલી, કામદેવની પ્રબળતાથી અંધ બનેલી કમળા ધીરજ-લાલનું ખુન કરી નાખવા પીસ્તોલ લેવા દીવાનખાનામાં દોડી, ખરેજ વિષયાંધ બનેલી સ્ત્રીઓ શું અકૃત્ય કરતી નથી ? લાગ પડે તો ધણીને અને લાગ પડે તો પોતાના એકના એક વ્હાલામાં વ્હાલા પુત્રને પણ મારી નાખે છે. અને યારને જીંદગીનો સાથી માની અમુલ્ય માનવદેહનો અધઃપાત કરી પછી વિનાશને પંથે પડે છે. ધીરજલાલ વિચારમાં પડી ગયો. " આ શું થયું ? વિષવલ્લીની વાત સાચી કે ખોટી ? બબ્બે વખત માત્રા આપ્યા છતાં કમળા ઉપર તેની અસર કેમ ન થઇ ? રાધાની નિર્મળાની ભુલતો થઇ ન હોય? " એટલામાં તો કમળાએ એકાએક આવી ધીરજલાલની છાતીમાં પીસ્તોલનો બાર કર્યો. બનાવ કાંઇ જુદોજ બની ગયો. મનુષ્ય ધારે છે કાંઇ અને પ્રભુ પાર ઉતારે છે કાંઇ. પીસ્તોલમાંથી ગોળીબાર થાય છે તે ધીરજલાલની છાતીમાં આવતાં પહેલાં એક હાથ આડો આવી પડે છે અને તે હાથ ઉપર તે ગોળી વાગે છે. ધીરજલાલ સાવ બચી જાય છે અને ગોળી ખાનાર નીચે પડે છે કમળા વિચારમાં પડે છે. " અરે ! તું કયાંથી ? ચંપા તું કયાં હતી ? તું વચ્ચે કેમ આવી ? મારી લાજને આબરૂને ધુળમાં રગદોળનાર, મને એહો-રમત કરનાર મારી છુપી વાતને કપટથી જાણનાર આ શંઢનો બચાવ કરવા તું કેમ આવી ? " આટલું કહેતાંજ કમળા રજસ્વળા થઇ. તે ત્યાંથી દુર હઠી ગઇ. વિમાસણમાં પડી ગઇ. ચંપાને ઉભી થવા કહી કબાટની કુંચી આપી તેના કાંડામાંથી ચાલ્યા જતા

લોહીને અટકાવવા અને જખમને રૂઝાવવા દવા ચીંધી. ચંપાએ કબાટ ઉઘાડી તે દવા લીધી. અને ગોળીને પ્રથમ બહાર કાઢી નાખી પછી જખમ ઉપર દવાનું ચુર્ણ નાંખતાં લોહી બંધ થયું. અગ્નિ બળતી પણ શાંત થઇ. ધીરજલાલે કમળાને કહ્યું "મને માફ કરો મારી ભુલ થઈ નથી. તમારા વિચારને હું તાબે છું. તમે નાહીને ઉપર આવો. દિવસોના કયાં દુકાળ છે." ધીરજલાલે કમળાને ઉડાવી. કમળા નાવા નીચે ગઇ. ચંપા દીવાનખાનામાં ગઇ.

ચંપાએ શયનગૃહ પાસેના નાના ઓરડામાં જોતાં વીરસિંહને બકવાદ થયેલો જોયો. તે કમળાનું આ વખતનું અનુપમ સૌંદર્ય જોઇ દિવાનો બની ગયો હતો. રાત્રીનો સમય, પ્રકાશમાન બત્તીના તેજમાં, સુંદર વસ્ત્રો ભુષણો સજી કમળાને મોહીની પેઠે જોતાં તથા તેના વિષયી હાવભાવ અને વાતો સાંભળતાં તેનો જીવ તડફડાટ કરી રહ્યો હતો, અને નિચ વિચારોથી વાણીમાં સુક્ષ્મ સન્નિપાત ફાટી નીકળ્યો હતો. ચંપા બત્તી બુઝાવી નાંખી, તેને સચેત કરી, રેશમની દોરી તેના હાથમાં આપી પાછલી બારીએથી એકદમ નીચે ઉતરી ચાલ્યા જવા, નહીં તો ધીરજલાલના જેવા હાલ થશે એમ કહી, વીરસિંહને વિદાય કરી દીધો. વિષય વિકારનો જુસ્સો દારૂના જુસ્સા બરાબર છે તે અનુભવ વીરસિંહ અને કમળામાં આપણે પ્રત્યક્ષ અનુભવ્યો વીરસિંહ ગયો તો ગયો પણ કમળા તેની નજર આગળથી ખસી નહીં, તે દેવાંગનાને કયારે વશ કરૂં તે વિચારમાં આથડતો આથડતો રાજમહેલમાં પોંચ્યો. પલંગમાં સુતો, પણ નિદ્રા દેવીએ તેના ઉપર કૃપા કરી નહી, સુર્યદેવે દર્શન દીધાં. ધીરજલાલ રૂપી શુળને પગમાથી કાઢું તોજ દેવાંગના વશ થાય એજ તેના દીલમાં નીશ્ચય થઇ ગયો.

આંહી કમળા નાહી, બીજાં વસ્ત્ર પહેરી તે ઉપર આવી પણ જે કમળા નહાવા ગઇ હતી તે કમળા આ નહોતી. તેના વિચારો શાંત થઇ ગયા હતા, તેના વિકારો સમી ગયા હતા અને તેના દીલની અગ્નિ ઓલવાઇ ગઇ હતી શરીરમાં પાપી-દુષ્ટ અનાજના પ્રતાપથી જે કામ વિકાર ઘણા દિવસ થયાં ખસ્યો નહતો તે રજસ્વળામાં શરીરને નિચોવી નાખે તેવા નિકળેલા પુષ્કળ રજથી તે થોડા સમયમાંજ શાંત થઇ ગઈ, ધીરજલાલ પાસે આવી તે પોતાની મુર્ખતાની અધમતાની અને નીચતાની માફી માગવા લાગી પોતાની

ભ્રષ્ટ થએલી બુદ્ધિ માટે પારાવાર પસ્તાવો કરવા લાગી. તમે મારી લાજ—મારી આબરૂ—રાખી, મને હારી જતી જીંદગીમાંથી ઉગારી એમ પગે પડી પડીને ધીરજલાલને કહેવા લાગી. અરે ! મેં દુષ્ટાએ કામ વિકારથી અંધ થઇ ગોળીબાર પણ કર્યો, મેં કાંઇજ બાકી રાખ્યું નહીં, તમે મારા પતિના ખરા મીત્ર છો ખરા સન્મિત્ર છો તમે પવિત્ર પુરૂષ છો. મારા પોતેની, મારા ઘરની અને મારા કુટું-બની લાજ તમે આજે રાખી છે. તમને ધન્ય છે, "એમ કહી કમ-ળાએ ધીરજલાલની વારંવાર ક્ષમા માગી, ધીરજલાલે આ પ્રસંગે ઘણા ઉપદેશના સમયાનુસાર વચનો કહી તેને પ્રભુ પરાયણ રહેવા કહ્યું. પુરૂષો ભુલે છે, યોગીઓ ભુલે છે અને તપસ્વીઓ પણ ભુલે છે એમ દ્રષ્ટાંતો આપી કમળાને દિલાસો આપી ધીરજલાલ રજા લઇ પોતાને ઘેર ગયો, ચંપા અને કમળા આજના બનેલા બનાવનો અનેક રીતે શોચ કરતાં રાત્રીનો ઘણો વખત વિતિ જવાથી નિદ્રાધીન થઇ ગયા.

———

## પ્રકરણ ૯ મું,

### મહારાજા વીરસિંહની કામ વાસના,

શ્લોક.

ध्यायतो विषयान्मुसः संगस्ते पुणुप जायते ।
संगात्संजायते कामः कामात्क्रोधापि जायते ॥
क्रोधाद्भवति संमीहः संमोहात्स्मृति विभ्रम ।
स्मृतिभ्रंशात्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

અર્થ—વિષ્યયોનું ધ્યાન કરનાર મનુષ્યને તેમાં સંગ થાય છે. સંગથી તે મેળવવાની ઇચ્છા થાય છે તે ઇચ્છા પુરી થવામાં કંઇ અડચણ થાય તો ક્રોધ થાય છે. ક્રોધથી સંમોહ, સંમોહથી સ્મૃતિ વિભ્રમ, સ્મૃતિ વિભ્રમથી બુદ્ધિનાશ અને બુદ્ધિનો નાશ થવાથી પોતાનો નાશ થાય છે.

ગયા છેલ્લા પ્રકરણુમાં વીરસિંહ રાજાને કમળા ઉપર મુગ્ધ થઇ તેના ઉપર મોહિત થઈ પડેલો વાંચનારે જોયો છે. ધીરજલાલને કેમ પકડવો અને કમળાને કેમ હાથ કરવી તેજ વિચારને વમળે તે ચડયો. ધીરજલાલ વિરૂદ્ધ કોઇપણ ગુન્હો કર્યાનું તહોમત તેના પાસે ન હતું. તેમ વગર ગુન્હે પકડવો તે પણ તેને એકાએક ઠીક લાગ્યું નહીં. રાજમહેલના પોતાના ખાનગી મહાલમાં વીરસિંહ આવા વિચારો કરી રહ્યોછે, ત્યાં કુરસિંહ આવેછે, એવા ખબર તેના દરવાને આપ્યા વીરસિંહે તેના મહાલમાં આવવા દેવા દરવાનને રજા આપી. વીરસિંહે મનમાં વિચાર્યું કે આ મારો મિત્ર આવી બાબતમાં ઘણો કુશળ છે. તે મને કાંઈ ને કાંઇપણ રસ્તો બતાવશે. કુરસિંહ ઠીક વખતે આવી પહોંચ્યો. એટલામાં કુરસિંહ અંદર દાખલ થાય છે, અને વીરસિંહ તેને પોતાના દીલનો ઈરાદો જણાવે છે. કુરસિંહે તેને કહયુ, "એમાં શું મોટી વાત છે ? કમળા શહેર બહાર મીનાક્ષીદેવીના મંદિરે સાંજ વખતે હંમેશાં દર્શને જાય છે, ત્યાંથી પકડી; પરબારી તમારા રંગ મ્હેલમાં લઇ જવી. રંગમ્હેલ શહેરથી ચાર માઇલ દુરછે, ત્યાં એકાંત છે. પછી તમારે શું મુંઝવણ રહી ?" વીરસિંહને એ સલાહ સારી લાગી. તેનું દીલ તો તલપાપડ થઇ રહયું હતું. તે હરકોઇ માર્ગનો વિચાર કરતો હતો, તેમાં આ માર્ગ તેને બહુ ઠીક લાગ્યો. બંને મિત્રો આનંદમાં આવી ગયા. વીરસિંહે કુરસિંહને શાબાશી આપી. અને આનંદમાં દારૂના શીશા ખાલી કરવા માંડયા. આ પાપી પ્રવૃતિ માટે સાંજ પડવાની વીરસિંહ વાટ જોવા લાગ્યો. મુર્ખ અને અધમ મીત્રની મીત્રાઈનું પરિણામ કેવું આવશે, પોતે આ કેવા પ્રકારનું અકૃત્ય કરવા તૈયાર થયો છે. પ્રજા પુંત્રપુત્રી સમાન છે એવી કોઇ વાતનો રાજા વીરસિંહને ખ્યાલ આવ્યો નહીં. રાજાએ મીનાક્ષી મંદિરની આસપાસ છેટેછેટે સીપાઇઓના પહેરા ગોઠવી દીધા. મંદીરની નજીકમાં અને મંદિરમાં કેટલાએક છુપા માણસોને ભકિતને બહાને મુકી દીધા. પણ કોણુ જાણે કેમ, આજે કમળા તેની સાહેલીઓ સાથે મંદિરે દર્શન આવી નહી. બીજે દિવસે પણ રાજાએ તેજ પ્રમાણે મંદિરે અને આસપાસ જાળ પાથરી દીધી. પાલખી ઉપાડનાર દસ ભોઈઓ સાથે ઘણાક લશ્કરી માણુસોનો પહેરો ગોઠવી દીધો. એટલા માટે કે કંઇ તરતોફાન થાય તો તુરતજ શમાવી દઈ કમળાને સહેલાઇથી રંગમ્હેલ તરફ લઇ જવી. રાજા પોતે મિત્ર કુરસિંહ સાથે

મંદિરથી દુરદુર અનેતે બનાવ નજરે નિહાળવા ઘોડેસ્વાર થઇ ફરતો હતો. આજે રાજા ફાવ્યો. કમળા પોતાની એકજ સખી ચંપા સાથે, પોતાની પાલખીમાં બેશી મંદિરે, બરાબર સાયંકાળે આવી, તે મંદિરના ચોકમાં દાખલ થઈ મંદિરમાં ગઇ. બરાબર પાએક કલાક સુધી મીનાક્ષીદેવીની પ્રાર્થના કરી મંદિર બહાર નીકળી. દરવાજા બહાર થઇ પાલખીમાં બેઠી. ચંપા પાલખીમાં બેસવાનું કરેછે. ત્યાંજ રાજાના પાલખી ઉપાડનાર વાટજોઈ ઉભેલા ભોઇઓએ એકદમ પાલખી ઉપાડી રંગ મહેલને રસ્તે ચાલવા માંડયું. ચંપા તો સ્તબ્ધજ થઇ ગઇ, અને કમળા પાલખીનો પડદો ઉંચો કરી સામી નજર કરે છે, તો પોતાની પાલખીતો એક માઇલ દુર પહોંચી ગઇ હતી, પાલખીની પાછળ કેટલું એક પાયદળ અને તેની પાછળ કેટલુંએક ઘોડે સ્વાર લશ્કર કુચ કરતું ચાલ્યું આવતું હતું. છેલ્લે વીરસિંહ અને ક્રુરસિંહ તથા તેના અંગરક્ષકો ઘોડેસ્વાર થઇને પણ ચાલ્યા આવતા હતા.

કમળા તુરત સમજી ગઇ કે આ પાપી રાજાનો પ્રપંચ છે. તેની નીચતાનું આ પરિણામ છે, મને એકલ, નિરાધાર જાણી તેણે આ પાપી પ્રવૃતિની યોજના કરી જણાય છે, સૂર્યાસ્ત થઇ ગયો હતો, જે રસ્તે પોતાને લઇ જાય છે તે રસ્તો બરાબર દેખાતો ન હતો, પણ તે અજાણ્યા જેવો લાગતો હતો. તે રસ્તે કોઇજ વખત પોતે નિકળેલી નહીં, એમ તેને લાગતું હતું. પાલખીમાંથી કુદી પડી નાશી જવાનો વિચાર ક્ષણવાર તેના મનમાં આવ્યો પણ આટલા બધા ચોકી પ્હેરા વચ્ચે એ વિચાર તદ્દન ભુલ ભરેલો છે એમ તરતજ તેને દેખાઇ આવ્યું. "હવે તો પ્રભુ કરે તે ખરૂં. ઇશ્વર મારો બેલી છે. મને પ્રભુએ અગાઉ પણ પડતી પડતી બચાવી છે અને મારા પતિવ્રતને ખંડિત થવા દીધું નથી, તો આ વખતે તે મારોં પ્રભુ શું મને સહાય નહી કરે ? સતી દ્રૌપદીની લજ્જા શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ રાખી હતી તો મારી લજ્જાં તેજ પ્રભુ કેમ નહી રાખે ? મારે નિરાશ થવાનું કારણ નથી. પ્રભુ પાપીને પડખે હોય નહી પ્રભુ તો પવિત્રતાને પડખેજ હોય. તે તો મારી જેવી અબળાનું બળ છે, નિરાધારનો આધાર છે અને અસહાયનો સહાયક છે" આવા આવા વિચારો કરે છે એટલામાં છેટેથી અજવાસ ભાળ્યો નજીક આવતાં એક સુંદર ભવ્ય ચાર માલનો બંગલો ભાળ્યો. તે રાજ્યમહેલ જેવો હતો. તે મ્હેલની આસપાસના કમ્પાઉંડમાં ચો

તરફ સુંદર ફુલઝાડ ઉગાડેલાં હતાં, અને કમ્પાઉંડને ફરતો, પચીશ હાથ ઉંચ્ચાઇનો રાતા પથ્થરની બાંધણીનો પાકો કીલ્લો હતો તેને એકજ દરવાજો હતો. તે દરવાજેથી ભોઇઓ એકદમ કમ્પાઉંડમાં દાખલ થઇ બંગલાને દાદરે ટપોટપ ચડવા માંડયા. ચોથા માળ ઉપર જઇ પાલખી નીચે મુકી ભોઇઓએ શ્વાસ હેઠા મુકયા પાલખી નીચે મુકતાંજ ત્યાં ચાર સ્ત્રીઓ, જે હાજરજ હતી તે કમળા પાસે આવી તેને બાજુના એક ખંડમાં લઇ ગઇ, જ્યાં ગાદી, તકીઆ, કોચ વગેરે સુંદર બેસવાના તથા હાંડી, ઝુમર આદિથી અને ફરતા કાચથી જડી લીધેલી દિવાલના શણગારથી તે ખંડ શોભાયમાન થઈ રહ્યો હતો, ચારે સ્ત્રીઓ તેને પંખાથી પવન નાખવા લાગી, પાણી અને ગુલાબનું મીઠું શરબત તેના પાસે ધરીને ઉભી રહેવા લાગી, એક સ્ત્રી રૂપાના ખુમચામાં રસદાર મીષ્ટ ફળો લાવીને ઉભી રહી અને એક સ્ત્રી અનેક પ્રકારની સ્વાદિષ્ટ મીઠાઇનો ખુમચો કમળા પાંસે મુકી હાથ જોડી ઉભી રહી. કમળાને મન આ બધું સોમલ કરતાં વધારે ઝેરી હતું. તેણે કાંઇ પણ લેવા ના પાડી અને કહ્યું કે, " આ કોનો મ્હેલ છે? મને આંહી કેમ આણી છે તે કહો " મુખ્ય સ્ત્રીએ કહ્યું કે " શ્રીમાન્ મહારાજા વીરસિંહનો આ મ્હેલ છે, મહારાજા તમારા ઉપર પ્રસન્ન થયા છે. તમારો ભાગ્યોદય થયો છે. ધન્ય છે, આવા ચક્રવૃતિ રાજાની પ્રીતિ તમારા ઉપર લાગી છે, મહારાણી સુભગા દેવી પણ તમારા પ્રેમની અદેખાઈ કરે એવા અનુપમ લ્હાવાનો તમને અલભ્ય લાભ ઇશ્વરે × × " કમળાએ કહ્યું " બસ કર, બસ કર ઇશ્વરને કલંકિત ન કર. એવા નીચ, અધમ રાજાની સ્તુતિ ન કર. તે પાપીની પ્રસન્નતા મારે જોતી નથી. " આટલામાં તે સ્ત્રીઓ એક બાજુએ થઇ ગઇ અને રાજા વીરસિંહના છડીદારે છડી પોકારી અનુચરો સાથે તે ઉપર આવી પહોંચ્યો. એક પછી એક અનુચરો ચાલ્યા ગયા. જે ખંડમાં કમળા બેઠી હતી ત્યાં કમળા અને વીરસિંહ બેજ બાકી રહ્યાં. વીરસિંહ સામેના કોચ ઉપર બેસી કમળા સામું જોઇ કહેવા લાગ્યો. " હે! સ્ત્રી, તારૂં મન ઉદાશ કેમ છે? આ રંગ મ્હેલ તો ઉદાશીને ટાળનાર છે. ગભરાવાનું પ્રયોજન નથી. તું આંહી સ્વતંત્ર છે. આંહી મારા સ્વમનું એકતા મંદિર નથી. આતો આનંદ મંદિર છે. તારા ઉપર કોઇ સામાન્ય મનુષ્ય પ્રસન્ન થયો નથી. મહાન દેશના એક

મહાન મહારાજાની કૃપા તારા ઉપર ઉતરી છે, એવી કૃપા મેળવવાને માટે અનેક મનુષ્યો પૈસાથી, જાતથી અને બીજી અનેક રીતે સેવા ઉઠાવી રહેલ છે, પણ તે કૃપાનો લાભ તેને મળી શકયો નથી. મહારાણી સુભગા દેવીથી પણ તારૂં ભાગ્ય અત્યારે વધારે તેજસ્વી છે. તારા અંતઃકરણને આનંદિત થવા દે. પ્રભુ રાયનો રંક કરે છે એમ વાતો થાય છે પણ આ જગતનો મારા જેવો પ્રભુ તો તે નજરો નજર બતાવી દે છે. કમળા ! ઘણા વખતનો તારા પ્રેમનો હું તરસ્યો છું, તો આ પ્રસંગ મેં હાથ કર્યો છે. તો મને તારા અધરામૃતનું પાન કરાવી તૃપ્ત કર." આ અને એવું બીજું ઘણુંક રાજા બોલવા જતો હતો ત્યાં કમળાએ કહ્યું "પુત્રીઓના પ્રેમના પ્યાસા તો તારા જેવા અધમ પુરૂષોજ હોય. નિઃસહાય અબળાઓને મોટું લશ્કર રાખી એકાએક છુપી રીતે જંગલમાં ખેંચી લાવી એક ખુણામાં સંતાડવાનું નીચ કૃત્ય કરવાનું સાહસ તો તારા જેવા નરાધમો કરેજ × + કમળા વધુ બોલવા જતી હતી પણ વીરસિંહ નીચું જોઇ ત્યાંથી ચાલ્યો ગયો. બહાર નીકળી, દાસદાસીઓને પાકો પ્હેરો રાખવા તથા કમળા માગે તે આપવા અને તેને બને તેમ ખુશી રાખવાના પ્રયત્નો કરવાના હુકમો કરી તે કુંદનપુર તરફ કુરસિંહને લઇ ચાલ્યો ગયો. કુરસિંહને કહ્યું "આ સ્ત્રી ઘણી પાકી છે તે એકદમ તાબે થાય તેમ નથી. મને ભાળીને તે ઘણી ઉશ્કેરાઇ ગઇ અને અઘટિત વેણો બોલવા માંડી. જેથી નોકરોને બંદોબસ્ત રાખવા હુકમ કરી શહેરમાં જાઉં છું અને હવે ત્યાંની ચર્ચા જોઉં છુ કમળા ધીરે ધીરે ઠેકાણે આવશે. ઉતાવળ કરવાનું ફળ સારૂં નથી" વગેરે વાતો કરતા કરતા શહેરને દરવાજેથી બંને જુદા પડયા કુરસિંહ કુંદનપુરમાં રાખેલા પોતાને બંગલે ગયો અને રાજા વીરસિંહ પોતાના રાજ્યગઢના રાજમ્હેલમાં ગયો કુરસિંહ એ વીરસિંહનો ભાયાત અને ખંડીઓ હતો. તે થોડા ગામનો રાજા હતો પણ તે વિષય લંપટ હતો અને દારૂ અફીણ વગેરે નીચ વ્યસનમાં ચકચુર રહેતો તેની બુદ્ધિ નીચ હતી. રાજા વીરસિંહે તેની દોસ્તી કરી હતી અને કુરસિંહને પોતાનો ખરો મિત્ર માનતો હતો. આ મિત્રતાનું શું પરિણામ આવ્યું તે આપણે જોયું અને હવે પછી શું પરિણામ આવશે તે પણ આપણે જોશું.

બીજા દિવસનું સવાર પડયું એટલે આખા કુંદનપુર શહેરમાં આ વાત વીજળીના વેગે પ્રસરી ગઇ. સૌ હા, હાકાર કરવા લાગ્યા "અરે ! દીકરા દીકરીની પેઠે રાજા સામતસિંહે આપણને રાખ્યા હતા આ રાજાને રાજાએ રાજગાદી આપી બહુ વિપરીત કર્યું. આવા કુચ્છંદી રાજાના રાજ્યમાં નિર્ભય કેમ રહેવાશે ? આવા રાવણ રાજ્યમાં એક ઘડી પણ કેમ રહેવું ?" ધીરજલાલને ચંપાએ રાત્રેજ ખબર આપી દીધા હતા, નિર્મળાને તથા રાજા શીવદાસને પણ નેસમાં સમાચાર પહોંચાડી દીધા હતા. વીમળાને પણ ચંપાએ, તેને બંગલે જઇ જણાવી દીધું હતું. સવાર પડતાંજ ધીરજલાલ, શીવદાસ, નિર્મળા તથા વિમળા વગેરે ભેળા થઇ ગયાં. મહાજન અને તમામ વેપારી મંડળ પણ ભેળું થઇ ગયું. હવે શું કરવું ? તે વાત પછી, પણ ગામમાં સર્વત્ર હડતાળ પાડી દેવામાં આવી. ચૌટે, ચકલે અને ચોરે લોકોનાં ટોળે ટોળાં મળી બનેલા બનાવની અરસપરસ ચર્ચા કરવા માંડયા. આ કેમ બન્યું, રાજા પાપી કેમ નિકળ્યો, પ્રજા રૂપી પુત્રી ઉપર આ જુલમ કેમ કર્યો વગેરે વાતો કરવા માંડયા કેટલાક કહેવા માંડયા "એમાં કાંઇક દાળમાં કાળું હશે. શાંતિલાલ શેઠ વરસ દીવસથી આંહી કયાં છે ? બાઇ માણસ, એકલ, રાજાની પ્રીતિ થઇ પછી બાકી રહે ? હોય કાંઇક અને દુનીઆને જણાવે કાંઇક. રાજા ઉપાડી ગયો એવી વાતો ફેલાવ્યા વગર તેનો કાંઇ બચાવ થાય ખરો ? આતો સ્ત્રી ચરિત્ર લાગે છે" એક કહે "હા. હા, એ વાત મને ખરી લાગે છે. ધીરજલાલ તો તેને ત્યા પડયો પાથર્યો રહે છે. તે, તે પતિવ્રતા કયાંની ? સામા જવાબ આપનારે કહ્યું "મોટા અને સારા ઘરની સ્ત્રીની બાબતમાં આવી વાતો કરતાં તમને વાર લાગતી નથી પણ કોઇએ તે વાતની જરાએ ખાત્રી કરી છે ? આપણા રાજા કેવા છે, કેટલી સ્ત્રીઓને એ રંગ મ્હેલમાં સંતાડી તેના ઉપર અત્યાચાર કર્યા છે તે આપણે સર્વે કયાં જાણતા નથી ? કુરસિંહ જેવા વિષયી અને દારૂડીઆને આપણા રાજાએ મિત્ર કર્યો છે તો સોબત તેવી અસર અને સંગ તેવો રંગ હોય એમાં તમને નવાઇ લાગે છે ?"

રાજા સામતસિંત અને રાણી ગુણસુંદરીના જાણવામા પણ આ વાત આવી. તેણે પ્રધાનને બોલાવી આ વાત શું બની છે ? શહેરમાં પ્રજાએ હડતાળ કેમ પાળી છે એ વગેરે પુછયું. પ્રધાને અથ ઇતિ વાત કહી સંભળાવી. રાજાએ અને રાંણીએ કહ્યું

" કુંવરને રાજગાદીનો અધિપતિ બનાવ્યો. તેને રાજ્યનીતિનું શિક્ષણ આપ્યું. તેને સારી સોબતમાં રાખ્યો. પણ એકજ ક્રુરસિંહે તેને બદચાલમાં ફસાવી દીપો અને મારી જીંદગીને કલંકીત કરી દીધી. શાંતિલાલ શેઠના વડવાએ અમારા બાપ દાદાને ખરા કટોકટીના વખતમાં દ્રવ્યની જે અઢળક મદદ આપી છે અને રાજ્યને મુશ્કેલી માંથી ઉગારેલ છે તે આ મારા નિર્લજ કુંવરને કયાંથી ખબર હોય અરે ! પોતે કોના ધર ઉપર હાથ નાખે છે તેની પણ આ કુળાંગારને ખબર નથી પ્રધાનજી. હવે શું કરવું ? "

આ વાતો ચાલે છે એટલામાં ખબર આવી કે, ધીરજલાલે પ્રજાને રાજા વિરૂદ્ધ ખોટી વાતો ફેલાવી. હડતાળ પડાવી છે અને રાજા વિરૂદ્ધ તે બંડ ઉભું કરાવનાર છે માટે તે રાજ્યદ્રોહના ગુન્હાનો ગુન્હેગાર છે. સબબ તેને પકડી, કુંદનપુર શહેરથી આઠ માઇલ દુર આવેલા કેદખાનામાં એકાંત કેદમાં નાખ્યો છે. આ વાત સાંભળી વળી રાજા ઘણા અફસોસમાં પડી ગયો. રાણી ગુણસુંદરી પણ પણ શોકાતુર થઇ ગયાં, કામાંધપુત્ર અત્યારે ચક્રવૃર્તિ છે. તેને રાજ્યમંદ, યુવાનીનો મદ અને સામ્રાજ્ય મદ છે."कामांधो नैव पश्यंति." તેમ આ અનેક મદથી અંધ થયો છે, દંડથી, દબાણથી તે ડરે તેમ નથી. શિખામણ તુરતમાં અસર કરે તેમ નથી. એટલામાં રાજા શીવદાસ પોતાના માણસો સાથે રાજદરબારમાં રાજા સામતસિંહની કચેરીમાં આવી પહોંચ્યા. રાજા સામતસિંહની પણ આ જુલમની ખાતરી થઇ છે એમ જાણી રાજા શીવદાસે હવે કયો મીાર્ગ લેવો, એ વાતનો સર્વે ઉહાપોહ કરવા માંડયો. તે દીવસે સાંજ સુધી ચર્ચા થતાં કાંઇ નિર્ણય ઉપર સૌ ન આવવાથી બીજા દિવસ ઉપર વાત મુલતવી રાખવામાં આવી. રાજા શીવદાસે કહ્યું, " અમારા નેસમાં એક મહાપુરૂષ થોડા દિવસથી આવી ચડયા છે તે ઘણા વિદ્વાન અને પ્રતિભાશાળી પુરૂષ છે. તમે કહો તો આવતી કાલની સભામાં તેમને તેડી લાવીએ. " રાજા સામતસિંહે કહ્યું " બેશક ! લેતા આવશો. એવા પુરૂષોના વચનની મારા પાપી પુત્ર ઉપર કાંઈ અસર થાય તો મારાં સદ્‌ભાગ્ય !

રાજા શીવદાસ રાજદરબારમાં આવ્યા, એટલે નિર્મળા તથા વીમળા શહેરમાં ગયા. પ્રથમ વીમળાને ઘેર જઇ રાજા વીરસિંહના અંતઃપુરના ખ્વાજા નોકરના જેવો પુરૂષોનો પોશાક બને જણાંએ

પહેરી લીધો. ઘોડાગાડી ભાડે કરી પ્રથમ ધીરજલાલને જ્યાં કેદ કર્યા હતા ત્યાં જઇ પહેરેગીરને કહ્યું “ ધીરજલાલને કમળા માટે સમજાવવાનો મહારાજા સાહેબનો હુકમ થયો છે. તેથી અમને બને જણુને જનાનખાનામાંથી મોકલ્યા છે. ” પહેરેગીરના નાયકે તેમને જે ઓરડામાં ધીરજલાલ હતા, ત્યાં જવા રજા આપી. બને જણાં સહેલાઇથી કેદખાનામાં દાખલ થઇ ગયાં. ધીરજલાલે બનેને તરતજ ઓળખી કાઢયાં અને આંહી કેવી રીતે આવવા પામ્યાં તે વિચારી ધીરજલાલ અજાયબ થઇ ગયો. નિર્મળાએ પોતે કેવી રીતે આવ્યાં તે સહેજમાં ખુલાસો કરી કહ્યું કે “ અમે તમને હિમ્મત આપવા આવ્યાં છીએ જરાએ અકળાશો નહીં. શહેરમાં હડતાળ હજી ચાલુ છે અને રાજા હડતાળ ખોલાવવા રૈયત ઉપર જુલમ કરશે તો પ્રજા સત્યાગ્રહ કરી કેદમાં જશે પણ રાજાની આંખ ઉઘાડશે. રાજાના અને રાજના નોકરોના હુકમ હેઠા પાડશું. પહેલાં તમારા પાસે આવ્યા છીએ. હવે આંહીથી કમળા પાસે જશું તમે હિમ્મત હારો તેવા નથી પણ તમારી પાછળ અમે જંપીને બેઠાં નથી, તેમ બેસવાના નથી. આ વાતથી તમને દિલાસો મળે માટે આ વેશે અમે આંહી આવ્યા છીએ તમે ખરા મિત્રની ગરજ સારી છે. શાંતિલાલ શેઠની ગેરહાજરીમાં તમે ખરી મિત્રતા બતાવી છે. તમારા જેવા મિત્રો જગતમાં વિરલાજ હોય “ આ પ્રમાણે વાતો કરી દિલાસો આપી બંને જણાં રંગ મ્હેલ તરફ ગાંડી હંકાવી રવાના થઇ ગયાં. ઉપર મુજબ કમળાને સમજાવવાને બહાને પહેરેગીરને યુક્તિથી સમજાવી રંગ મ્હેલમાં દાખલ થઈ ગયાં. ચોથા માળ ઉપરના ઓરડામાં કમળા ઉતરી ગયેલે મોઢે અકળાતી મુંઝાતી વિચારગ્રસ્ત થઇ બેઠેલી હતી. બંનેને જોઇ વિચારમાં પડી કે વળી આ પાપ કોણ આવ્યાં ? બંને જણાએ ગુપ્ત વાત હોય તેમ કહ્યું કે, “ કમળા શેઠાણીને સમજાવી, મહારાજા ઉપર પ્યાર કરવા કહેવું છે તે માટે અમને જનાનખાનામાંથી મોકલ્યાં છે માટે તમે હમણા બીજા ઓરડામાં જાઓ. ”

દાસીઓ તરતજ હુકમને તાબે થઇ ખશી ગઇ એકાંત થતાં નિર્મળાએ કહ્યું, “ કેમ શેઠાણી ઓળખો છો ? ” અવાજ ઉપરથી વિસ્મર પામેલી કમળાએ નિર્મળાને તુરત ઓળખી કાઢી. તેજ ક્ષણે આ વિમળા છે એમ પણ તેણે જાણી લીધું. આંહી કેવી રીતે આવ્યાં વગેરે પુછતાં નિર્મળાએ બધો

ખુલાસો કરી દીધો અને ધીરજલાલને પણ પકડી રાજ્યદ્રોહનો ગુન્હો જણાવી કેદ કર્યા છે એ કહી દીધું. એટલુંજ નહીં પણ "ધીરજલાલને કેદખાનમાં આજ પ્રમાણે મળી દિલાસો આપી અમે તમારી પાસે તમને હિમ્મત આપવા આવ્યાં છીએ. એ વગેરે કહી કમળાને ધીરજ આપી અને કહ્યું કે "રાજા આંહી રાત્રે આવશે રાત્રી વગર નહી આવે. માટે શ્રીકૃષ્ણચંદ્રનું સ્મર્ણ કરી તેની સહાય માગજે. તે નિર્બળનું બળ છે. હિમ્મત હારીશ નહીં, તારી લજ્જા શ્રી પ્રભુ રાખશે તું તારા શિયળને જીંદગીને માટે સાચવજે. તને શિખામણ દેવા પણું નહોય. અમો બનતું કરીશું અને પાપીના આ અવાસમાંથી તને થોડા વખતમાં છુટી કરશું. શહેરમાં બધે હડતાળ પડી ગઇ છે. તે ખોલાવવા રાજા જોરજુલમ કરી લશ્કરને ગોઠવી દીધેલ છે પણ પ્રજાના એકત્ર બળ આગળ તેનું કાંઇ ચાલે તેમ નથી. રાજા શીવદાસ અને બીજા આગેવાન પુરૂષો રાજા સામતસિંહ તથા રાણી ગુણસુંદરી પાસે ગયા છે. અમે એ તકનો લાભ લઇ તમારા તથા ધીરજલાલ પાસે આવી પહોંચ્યા છીએ,"

આ પછી બન્ને જણાં રજા લઇ, તુરત શહેરમાં આવી પહોંચ્યા. રાજા શીવદાસ વગેરે રાજ દરબારમાંથી નીકળી નેસમાં જવાની તૈયારીમાં હતા તેમને મળી રાજા સામતસિંહ પાસે શું બન્યું તે જાંણી લીધું. તેજ રાત્રે રાજા વીરસિંહ કમળાને રાખી હતી તે બંગલે ગયો લગભગ બે કલાક કમળાને અનેક લાલચ તથા ધમકીથી સમજાવી, પણ તુરત વેળા કમળા વશ ન થાય એમ લાગવાથી તે પાછો કુંદનપુરમાં આવ્યો. તેણે મનમાં વિચાર્યું કે "જોરજુલમ કરવાથી ધારેલું કામ સિદ્ધ થશે નહીં. હાલ તુરત ધીરજ રાખવી સારી છે. તે મારા કબજામાં છે. નાશીને જઇ શકે તેમ નથી. સ્ત્રી જાતિ છે. હઠે ચડી છે, પણ ધીરે ધીરે હઠ છોડી દેશે." એવા વિચારથી મનને શાન્ત કરી રાજમહેલના પોતાના જનાનખાનામાં રાજા ગયો. વીરસિંહને ત્રણ રાણીઓ હતી. તેમાં સુભગા દેવી મુખ્ય પટરાણી હતી. તેમણે આ બનાવની વાત સાંભળેલી હોવાથી રાજાને અનેક પ્રકારે સમજાવ્યો. "પ્રજાને બેટાબેટી ગણવી જોઇએ. અમારા એક પતિવૃતને માટે તમને જેટલી ચિંતા છે, તેટલી કમળાને કેમ નહોય. આ તમારૂં કામ ધર્મયુક્ત નથી. જગતનો તમને ધિક્કાર મળશે માટે કમળાને રજા આપો" રાજા વિચારમાં પડયો, પણ તેની કામવૃતિ

પશુવૃતિએ તેને ખરો માર્ગ સુઝાડયો નહીં. બીજે દિવસે બપોરના રાજકચેરી ભરવામાં આવી. તેમાં રાજા સામતસિંહ અને આડો લાલ ચેક નાખીને રાણી ગુણસુંદરી બેઠાં હતાં. રાજા શીવદાસ અને બીજા અમીર ઉમરાવો પણ પોત પોતાને સ્થાને બેઠા હતા. રાજા શીવદાસની વિનતિથી તેમને ત્યાં નેસમાં અતિથિ રૂપે પધારેલા મહાપુરૂષ પણ આ રાજસભામાં આવ્યા હતા. તેમને પણ એક ઉંચા આસન ઉપર બેસવાની ગોઠવણ કરી આપી હતી. રાજ્યના શેઠ, શાહુકારો અને બીજા અનેક પ્રતિષ્ઠિત ગૃહસ્થોથી રાજકચેરી ચિકાર થઇ ગઇ હતી.

આ પ્રસંગે રાજા વીરસિંહને બોલાવવામાં આવ્યા, અને તેમને પણ રાજા સામતસિંહની બાજુમાં યોગ્ય સ્થાને બેસાર્યા. પ્રથમ પ્રધાને ઉભા થઇ આ રાજકચેરી એકત્ર થવાની હકીકત કહી બતાવી તેમણે તેમને કહ્યું કે, "પ્રજામાં બે દિવસથી ખળભળાટ થઇ ગયો છે, શહેરમાં સર્વત્ર હડતાળ છે, પ્રજાના અગ્રગણ્ય પુરૂષો ધર્મ પિતા સામતસિંહ પાસે આવ્યા છે, મહારાજા વીરસિંહ માટે પ્રજા ફર્યાદ કરે છે. મહારાજાને ઘટે નહીં એવા કૃત્યની આ ફર્યાદ છે. આ રાજ્ય પ્રજાને પ્રથમથી પુત્ર પુત્રી સમાન ગણતું આવેલ છે. માટે પ્રજા પોકાર બંધ થાય એવી મારી પ્રાર્થના છે."

રાજા સામતસિંહે, વીરસિંહને કહ્યું "પુત્ર! ગઈ કાલની વાત સાંભળી, મને ઘણી દીલગીરી થઇ છે. આપણા સુર્યવંશમાં મહા-ધર્માત્મા અને મહાતેજસ્વી રાજાઓ થઈ ગયા છે. તેઓ પ્રજાને પુત્ર–પુત્રી સમાન ગણી તેમનું રક્ષણ કરતા આવ્યા છે. કોઇપણ અધમ રાજા નિકળ્યો નથી. ભાઇ! તમારે માટે આવી વીપરીત વાત સાંભળી મારૂં જીવન હું હારી ગયો છું, મારા જીવનને નિષ્કલંક બનાવી મારા આયુષ્યના બાકી રહ્યા સહ્યા દિવસો ધર્મની શાંતિમાં ગુજારવા દે" રાણી ગુણસુંદરીએ કહ્યું "ભાઈ! તમને તમારી માતુશ્રીની ગેરહાજરીમાં માતૃપદે રહી ઉછેરી, ધર્મ, નીતિ અને રાજ્ય વહીવટનું મેં શિક્ષણ આપ્યું તે આવા દિવસો માટે ન હોય? તમારૂં જીવન અધમ નહોય. તમે સિંહના પુત્ર છો. તે નામને સાર્થક કરો. અને અમારા જીવતરને ધન્ય બનાવો."

શીવદાસ તથા બીજા અગ્રગણ્ય પુરૂષોએ રાજા વીરસિંહને યોગ્ય રીતે કહ્યું અને પધારેલા મહાપુરૂષને પ્રસંગને ઉદ્દેશી, બોલવા

વિનતિ કરી. મહાપુરૂષે કહ્યું "મહારાજા વીરસિંહ ! તમે સુર્યવંશી ક્ષત્રીય છો. તમારા વંશમાં રાજા દિલીપ જેવા પાકયા છે. આ કર્ત્તવ્ય તમારૂં નહોય. તમારી બુદ્ધિ નિર્મળ છે. તેમ તમારૂં અંતઃકરણ પણ સ્વચ્છ છે. તમે એક ડાહ્યા રાજદ્વારી પુરૂષ છો. પ્રજા તમને ચાહે છે અને માન આપે છે. આવી સોનાની થાળીમાં લોઢાની મેખ લાગી છે, તે દોષ સોબતનું ફળ ઘણું વિપરિત છે, એ તમે પ્રત્યક્ષ જોયું. તમારાં વૃદ્ધ માતા પિતા અત્યારે દુઃખી થઇ પડયા છે. પ્રજા મહા દુઃખનો પોકાર કરી રહી છે. તમારો દરજ્જો ધર્મ પિતાનો છે, લાખો મનુષ્યોના નામે પાલક પિતા છો. પરમાત્માથી બીજે દરજ્જે આ જગતના તમે પ્રભુ છો. આવું મહાનપદ ભુલી જવામાં આવે, એ કોઇ રીતે ઘટીત ન કહેવાય. તમે સર્વેને સુમાર્ગે, નીતિને અને ધર્મને માર્ગે ચાલવા કાયદા કરી રહ્યા છે, તેવા કાયદાને અમલમાં મુકવા અનેક અમલદાર વર્ગને તમે નિયત કર્યા છે અને તે સર્વ ઉપર તમે દેખરેખ રાખી રહ્યા છો. એવા કાયદા તોડવાની વૃતિ તમારી થવી ન જોઇએ." વગેરે કહે છે એટલામાં રાજ્યના લશ્કરે, શહેરને ઘેરો ઘાલ્યો છે અને મોટું બંડ સળગી ઉઠયું છે, તોપો બંદુકના બહારો થવા માંડયા છે એવું સઉના જાણવામાં આવતાં કચેરી તમામ ઉભી થઇ ગઇ. રાજાએ તપાસ કરવા માણસો મોકલ્યાં તો માલુમ પડયું કે સેનાધિપતિ રાજ્યના લશ્કરને પોતાની તરફ મેળવી લઇ વીરસિંહને પદભ્રષ્ટ કરી રાજ્યનો કબજો લેવા રાજ્ય ઉપર ચડી આવ્યો છે એમ માલુમ પડયું. સઉ અજાયબ થયા. આનું કારણ શું ? આ ભેદ તુરત વેળા કોઇને સુઝયો નહીં. રાજા સામતસિંહે લશ્કરને શાંત રાખી સેનાધિપતિને રાજ કચેરીમાં બોલાવ્યા. અને બંડ ઉઠાવવાનો તેનો હેતુ પુછયો. સેનાધિપતિ ખુલાસો કરે તે પહેલાં વાંચનાર મારા તરફના થોડાક ખુલાસાની જરૂર છે તે જાણી લે.

બન્યું એવું કે નિર્મળા તથા વીમળાએ વિચાર કર્યો કે આ વિષયાંધ રાજાને શિખામણ આપવા અને સમજાવવા રાજા સામતસિંહે કચેરી ભરી છે. પણ મુર્ખ રાજા એવી શીખામણને કોઇ રીતે પત કરે તેમ નથી. આ રાજાને ખરેખર પદભ્રષ્ટ કરવો જોઇએ. તે વિના તેની આંખ ઉઘડે તેમ નથી. તે બંને જણીઓ પ્રથમ રાજાના જનાનામાં અંતઃપુરમાં–ગઇ. રાણીઓને મળી તેમનો અભીપ્રાય આ બાબતમાં શું છે તે જાણ્યો. તે બંને જણીને માલુમ પડયું

કે રાણીઓએ રાજાને સમજાવવા પ્રથમથીજ પુરતી મ્હેનત કરી જોઈ છે. પણ તેમના કહેવાની રાજા ઉપર કાંઇ અસર થઈ નથી. નિર્મળાએ કહ્યું "અમારાથી બનતું અમે કરીએ છીએ. આકરા-જલદ-ઉપાય વગર આ દરદ હઠે તેમ નથી. આ મહાન રાજાની મહાનતાને એકજ દોષ જમીન દોસ્ત કરી રહેલ છે. મહારાજાની કીર્ત્તિને એ દોષથી કાળો કલંક લાગ્યો છે. ભવિષ્યમાં આથી પણ વધારે વિપરીતપણું ઉત્પન્ન કેમ ન થાય એ વિચારવા જેવું છે. આપની સમ્મતિ હોય તો સેનાધિપતિનાં સ્ત્રીને અમે મળીએ. અને તેમને સમજાવી સેનાધિપતિને ધારેલે રસ્તે વાળી મહારાજાની શુદ્ધ બુદ્ધ ઠેકાણે લાવીએ. મહારાજાએ નગર શેઠના પુત્રની સ્ત્રીને ઉપાડી જઈ, પ્રજા ઉપર સેનાધિપતિને મોકલી ઉલટો લશ્કરી પહેરો ગોઠવી દીધો છે. ચોરી ઉપર આ જુલમી શીરજોરી છે. જો સેનાધિપતિ સમજે અને મહારાજા વીરસિંહને બે ઘડી ચિંતાતુર બનાવી દે તો જરૂર મહારાજાની સાન ઠેકાણે આવે." મહારાણીએ નિર્મળાને અનુ-મોદન આપ્યું. નિર્મળાની વાણીમાં, તેના વર્ત્તનમાં, અને તેની હીલ-ચાલમાં તેને વિશ્વાસ હતો. રજા લઇ નિર્મળા અને વિમળા ત્યાંથી ઉઠી, સેનાધિપતિને ઘેર ગયાં. અને રાજા વીરસિંહે કમળાને ઉપાડી જઇ, રંગ મ્હેલમાં વિષય વાસના માટે કેદ કર્યાની વાત કરી. રાજાને ન ઘટે એવા આ અધમ કૃત્યની વિસ્તારથી હકીકત કહી. "આ દુઃખથી પ્રજા કકળી ઉઠી છે, હડતાળ પાડી છે અને રાજા સામત-સિંહ તથા રાણી ગુણસુંદરી પણ અતિ દુઃખી દુઃખી થઇ ગયાં છે. આજે રાજકચેરી ભરી છે. રાજાને શીખામણ આપી કમળાને છોડાવવા સઉ પ્રયત્ન કરે છે પણ એ પ્રયત્ન સફળ થવો સંભવિત નથી એમ લાગવાથી અમોએ જુદો માર્ગ લેવા વિચાર કરી તમારી પાસે આવ્યા છીએ પ્રથમ અમે મહારાણી સુભગાદેવી પાસે ગયાં હતાં અને ત્યાંથી તેમની અનુમતિ લઇ તમારા પાસે આવેલ છીએ. તમારી સહાનુભૂતિ હોય તો કમળાનો તથા ધીરજલાલનો છુટકારો થાય, અને રાજા પોતાની મુર્ખાઇ જોઇને સુધારા ઉપર આવે. રાજા સામ દામ અને ભેદથી સમજે તેવો નથી. માટે દંડની યુક્તિ અજમાવવા સારૂ તમારા પાસે આવ્યા છીએ. તે નીતિનો ઉપ-યોગ તમારી વિના થઇ શકે તેમ નથી. શાંતિલાલ શેઠની ગેરહાજ-રીમાં અત્યાચાર કરવા જે જુલમ કમળા ઉપર થઇ રહ્યો છે, તેવો

જુલમ, કહેતાં જીભ ઉપડતી નથી, પણ તમારી ઉપર થાય તો નામદાર સેનાધિપતિ તે ઘડીએ શું કરે તેનો ખ્યાલ આપણે બાંધી શકીએ ખરા ? ત્યારે, અસ્ત્ર-શસ્ત્ર-વગરની આ રાંકડી પ્રજાનો કોઈ બેલીજ નહીં ? હુકમને તાબે થઇ સેનાધિપતિ સાહેબે, પ્રજા ઉપર ઉલટો પ્હેરો ગોઠવી દીધો છે તે કઇ નીતિ છે ? કયો ન્યાય છે ? કયો ધર્મ છે ? તે કહેશો. ?"

સેનાધિપતિની સ્ત્રી ઘણી ખુશાલ અને ઘણી ડાહી હતી. તેને નિર્મળાનું કહેવું અક્ષરસઃ સત્ય લાગ્યું. તેણે નિર્મળા અને વીમળા કહે તેટલી અને તે પ્રકારની મદદ આપવા હા પાડી. નિર્મળા કહે, તમને પણ રાજા વીરસિંહે ઉપાડી જઈ હવા મ્હેલમાં નીચ વૃત્તિથી રોકી રાખ્યાં છે,એવા ખબર આપીશું જેથી નામદાર સેનાધિપતિ આંહી તમારા પાસે પોતાની નોકરીને બે ઘડી બાજુએ ફેંકી દઇ એકાએક આંહી આવી પોંચશે તે વખતે તમને ભાળીને તે વાતને ખોટી માનશે અને વાત ખોટી ઠર્યાથી પોતે ખુશી થશે તે વખતે "કમળાના ધણી હાજર હોય તો તેની સ્થિતિ કેવી થાય તેનો તથા કાલ સવારે તમારી ખોટી વાત રાજા ખરી ઠરાવે તો તે વખતે સેનાધિપતિ શું શું ઉથલ પાથલ કરી નાખે." તે વાત તેમને તમારે અસરકારક કહી બતાવી આ નીચ કામમાં, નીચ રાજાને પડખે ન રહેતાં પ્રજાને પડખે રહી, જેમ દુષ્ટ વેન રાજાને તેની પ્રજાએ પદભ્રષ્ટ કર્યો હતો એટલુંજ નહીં પણ તેને મારી નાખ્યો હતો તેમ, સેનાધિપતિ રાજાનું લશ્કર પોતાના પક્ષમાં મેળવી લઇ, રાજ્ય ઉપર હલ્લો લઇ જઇ, રાજાને કબજે કરી રાજ્યને પ્રજાતંત્ર ઉપર સ્થાપિત કરવું. એમ સુચન કરશો. પાપી રાજાને પડખે રહેવામાં પુરૂષાર્થ નથી પણ નિષ્પાપ પ્રજાને પડખે રહેવામાં ખરો પુરૂષાર્થ છે એમ તેમને સમજાવશો," વગેરે કહેતાં સેનાધિપતિની સ્ત્રીએ એ બધી વાતો કબુલ રાખી તે પ્રમાણે કરવા-સમજાવવા-હા પાડી. નિર્મળા તથા કમળાએ શહેરમાં જઇ એક મહીઆરીને સેનાધિપતિ પાસે મોકલી. તેણે સેનાધિપતિને કહ્યું કે "તમારી સ્ત્રીને આ પાપી રાજા વીરસિંહ તમારે ઘેરથી એકાએક છુપી રીતે ઉપાડી હવા મ્હેલ તરફ લઈ જતાં રસ્તામાંથી તમને ખબર આપવાનો સંદેશો મને કહ્યો છે. તમે આંહી તમારા કામમાં ગુંચવાયા છો માટે તમારે બચાવ કરવો હોય તો તુરત જાઓ. અમારી ત્રણ મહીઆરી આડી

પડી તો રાજાએ તેના ઉપર ગોળી બહાર કર્યા છે. જેમાં બે મરણ પામી છે. એક નાશી છુટી છે, અને હું તમને ખબર આપવા માંડ માંડ આંહી આવી પહોંચી છું." સેનાધિપતિને આ વાત સાંભળતાં અતિ ત્રાસ પડયો. પણ તેનું શૌર્ય અને ક્ષત્રીત્વ એકદમ ઉકળી આવ્યું, તેની આંખો ક્રોધથી લાલચોળ થઇ ગઇ અને શરીર આખું ધ્રુજી ઉઠયું. તે દોડતે ઘોડે ઘેર ગયા. ઘોડેથી હેઠા ઉતરી ઘરમાં જાય છે તેવાજ સામેથી તેમના સ્ત્રી સ્નેહ કરતાં દોડયાં આવે છે. સેના-ધિપતિ વિચારે છે. "મને તદન ખોટા ખબર આપ્યા. આનું કારણ શું? ખબર આપનારને હું દેહાન્ત દંડ દઉં."

તેમના સ્ત્રી એમના વિચારો તુરત સમજી ગઈ. તેણે સેનાધિ-પતિને કહ્યું, "તમને જે ખબર મળ્યા તે સાચાજ છે. શું તમારી સ્ત્રીનું રક્ષણ કરવામાં તમારૂં પુરૂષાર્થ છે? નિરાધાર સ્ત્રીનું શિયળ લુંટવાના કામમાં મદદ કરવાનો પગાર ખાવામાંજ તમારૂં પુરૂષાર્થ સમાઇ રહ્યું છે? એવા અધમ રાજાનો વિશ્વાસ તમને કેમ આવે છે? જે રાજા નીચ છે તે કાલ સવારે મારી લાજ કેમ નહીં લુંટે? શું ત્યારેજ તમે તમારૂં ક્ષત્રીત્વ બતાવશો?" સેનાધિપતિ ચમકયો. પોતાની સ્ત્રીના વચનો તેને રામબાણ લાગ્યાં. તે આવ્યો તેવોજ પાછો લશ્કરમાં ગયો અને "નીચ રાજાની અધમતાનો આ ક્ષણેજ નાશ કરવામાં આપણે આપણું પુરૂષપણું, આપણું ક્ષત્રીત્વ અને શૌર્ય બતાવવું જોઇએ. રાંકડી–ગરીબડી અને નિષ્પાપી પ્રજાને પીડવામાં આપણે મદદગાર થવું જોઇએ. રાજાના અધમ કૃત્યને પોષીને આપણે પાપના ભાગીદાર થવું ન જોઇએ." આવું ટુંકું પણ અસરકારક જુસ્સા ભરેલું ભાષણ કરી, લશ્કરને ઉશ્કેરી, શહેરનો ઘેરો ઘાલી રાજા વીરસિંહને પકડી કેદ કરવાનું કરતાં, રાજ કચેરીમાં સુલેહનો સબબ બતાવી સેનાધિપતિને બોલાવ્યા હતા. સેનાધિપતિએ રાજા વીરસિંહના મુખ ઉપર, ત્યાંને ત્યાં, તેની અધમતાનો અને પાપી પ્રવૃત્તિનો તીરસ્કાર કર્યો. આ ક્ષણેજ કમળા તથા ધીરજલાલને મુક્ત કરવા તથા પ્રજાની માફી માગવા કહ્યું. નહીં તો તેને પદભ્રષ્ટ કેદ કરવામાં આવશે એવો પોતાનો અડગ નિશ્ચય જાહેર કર્યો. રાજકચે-રીમાં થયેલા ઉપદેશથી રાજા વીરસિંહને પોતાની ભુલ સુઝી પશ્ચા-તાપ થતો હતો. તેટલામાં આ અજાયબ બનાવથી તો તેના પાપનો તેને પુરો પશ્ચાતાપ થયો. તેજ ક્ષણે તેણે પોતાના કૃત્યની સભાજનો

સમક્ષ રાજા સામંતસિંહ તથા પ્રજાની માફી માગી. તેજ ક્ષણે દોડતા ઘોડે સ્વારે રાજાના હુકમથી કમળા તથા ધીરજલાલને કેદમાંથી મુક્ત કર્યાં. સેનાધિપતિએ તે પછી લશ્કરને શાન્ત કરી તેને વિખેરી નાખ્યું અને પ્રજામાં શાંતિ પથરાઇ. હડતાળનો અંત આવ્યો. રાજા સામતસિંહે સેનાધિપતિને ધન્યવાદ આપી તેને તે વખતે સભાજનો સમક્ષ થોડાંક ગામો ઇનામમાં અપાવ્યાં, મુક્ત થયેલા ધીરજલાલ તે વખતે રાજ કચેરીમાં આવતાં તેને ખરા મિત્રની ખરી સેવા બજાવવા માટે સર્વેએ શાબાશી આપી. તે પછી રાજ કચેરી બરખાસ્ત થઇ હતી.

---

## પ્રકરણ ૧૦ મું.

### જનાનાઆબાદમાં શાતિલાલ શેઠનું કેદમાં જવૂં.

**શ્લોક.**

**यस्य नास्ति स्वयंप्रज्ञा, शास्त्रं तस्य करोतिकिम् ।**
**लोचनाभ्यांविहीनस्य, दर्पणः किंकरिष्यति ॥**

**અર્થ**—જે માણસને પોતામાંજ બુદ્ધિ નથી તો તેને શાસ્ત્ર શું કરી શકે? જેમ બન્ને આંખે આંધળા માણસને દર્પણ કાંઇ કામ આવતું નથી.

પોતાનાં સાતે વહાણમાં પુષ્કળ માલ ભરીને કુંદનપુરથી નીકળી શાંતિલાલ શેઠ આફ્રિકા તરફ રવાના થયાની હકીકત ગયા ચોથા પ્રકરણમાં આપણે વાંચી ગયા. અરજણ ટંડેલ દરીઆઇ મુસાફરીમાં ઘણો હોંશીઆર, જાણીતો અને અનુભવી હતો. વહાણો એક પછી એક દરીએ પડી ગયાં હતાં જેમ બને તેમ વહાણોનું અંતર પાસે પાસે રાખવામાં આવતું હતું છેટાં પડવા દેતા નહીં. બીજા વહાણોના ટંડેલો અને અરજણ ટંડેલના વહાણો વચ્ચે નજર પડી શકે ત્યાંસુધીનું છેટાપણું હોય તો પણ જુદા જુદા રંગના વાવટા ચડાવીને તથા તે વાવટાને આડા ઉભા રાખીને, એમ અનેક રીતે સમસ્યાથી અનેક પ્રકારની વાતો થતી હતી. એ પ્રમાણે દીવસો ઉપર દીવસો વીતતાં સમુદ્રના પાણીના લીલા, લાલ, ભુરા અને આસ્માની રંગો

જોતાં જોતાં બાવીશ દિવસે કીનારો દેખાયો. ટંડેલે શાંતિલાલ શેઠને કહ્યું " હવે આપણે બહુ દુર નથી. બહુતો બે ત્રણ દીવસમાં કીનારે પહોંચીશું." શાંતિલાલે કહ્યું " આ કિનારો દેખાય છે તો બે ત્રણ દિવસની ઢીલ શાની હોય ?" ટંડેલે કહ્યું " આ કીનારે આપણે ઉતરવાનું નથી. આપણે આફ્રિકાના બીજા કીનારા ઉપરના શહેરમાં જવાનું છે. ત્યાં જતાં આપણને ઘણો ચક્રાવો લેવો પડશે. માટે બે દીવસ થશે." ઇશ્વર કૃપાથી આ સફર પુરી થઈ અને ત્રીજે દિવસે સુર્યોદય થાય તે પહેલાં પરોઢીઆમાં વહાણોએ ખાડીમાં લંગર નાખ્યાં. અને વહાણો ઉપરથી તોપોના બહાર કર્યા દીવસ ઉગતાં અરજણ ટંડેલ બે ખલાસીને વહાણના કોલ સાથે ભેળા લઇ એક મછવામાં ઉતરી કીનારે થઇ શહેરમાં ગયા. અરજણ ટંડેલ શહેરના અને શેઠની પેઢીના જાણીતા હતા તે ખલાસી સાથે તુરત પરબાર્યા પેઢી ઉપર પહોંચ્યા. પેઢીના મુનીમ મહેતાઓ હજી ચાલ્યા આવતા હતા. અરજણને ભાળતાં સર્વેએ રામ રામ કરી શેઠના ખબર અંતર પુછ્યા. શાંતિલાલ શેઠના પીતા મોતીશાહ મરણ પામ્યાના તથા તેમના પુત્ર અત્રે સાથે આવ્યા છે, અને સાતે વહાણ માલના ભરીને ભેળાં લાવેલ છે વગેરે સમાચાર કહ્યા માલનાં ભરતીઆં અને સતમી આપી. સરકારની જગાત ચુકાવી રજા ચીઠી લાવવાનો બંદોબસ્ત કરવાનું કહી, અરજણ ટંડેલ ખારવા સાથે પાછા વહાણ ઉપર આવ્યા. કસ્ટમના કામની બીજા મહેતાઓને મુનીમે સુચના આપી, શહેરના ઘણાક વેપારીઓ તથા બીજા સારા માણસોને બોલાવી તેમને તેડી બંદર ઉપર આવ્યા. શાંતિલાલ શેઠ પણ વહાણમાંથી મછવામાં બેશી કીનારે ઉતર્યા. શેઠને માન આપવા સારૂ તથા મળવા માટે ઘણા શેઠ શાહુકારો અને વેપારીઓનો જમાવ થઈ ગયો હતો. શાંતિલાલ શેઠને સઉ હળીમળી સર્વે શહેરમાં ગયા. શાંતિલાલ તેમની પેઢી ઉપર ગયા. શાંતિલાલ શેઠ માટે એક જુદા મકાનમાં સુવા–બેસવા અને જમવા વગેરેની ગોઠવણ કરી હતી. પેઢી ઉપર થોડીવાર બેસી તેઓ ઉપલ્યે મકાને ગયા. અને જમી–ખાઇ આરામ લીધો. તે પછી પેઢી ઉપર આવી મુનીમથી વેપારની બાબતો પુછી વાકેફ થવા માંડયા. નામું ઠામું પણ જોવા માંડયા. બાકીના નવરાશના વખતમાં શહેરમાં ફરી વેપારથી તથા વેપારીઓથી જાણીતા થવા માંડયા. એમ કરતાં એક મહીનો પુરો વિત્યો તેટલામાં પોતે પેઢીથી ઘણીક રીતે માહિતગાર થઇ ગયા. ત્યાંથી આસપાસના

શહેરોમાં પેઢીઓ હતી. તે તે શહેરોમાં જઇ શાંતિલાલ શેઠે ઘણા વર્ષનો વહીવટ તપાસી લીધો. ઠેક ઠેકાણાના મુનીમોથી જાણવાની હકીકત જાણી લીધી. પોતાના પિતાની આજ્ઞા અનુસાર વહીવટ સંકેલી લેવાનું તેમણે પસંદ કરવા માંડયું. નામાં ઠામાં બાકી હતાં તે પુરાં કરાવી ચોપડા સાથે લીધા, અને પેઢીઓમાં જે જે રકમો વટાવ ખાતે વધારામાં હતી તે તે રકમો ભેળી કરવા માંડી. માલમાં રોકાયેલી, આડત્યા વગેરે પાસે લહેણી, શહેરે શહેરમાં વ્યાજુ ફરતી, અને મીલ્કત ઉપર ધીરેલી એમ તમામ રકમો મહેતા મુનીમોને તાકીદ કરી એકઠી કરી. એમ શહેરે શહેર ફરીને, વહાણો લઇ ઈરાન–અરબસ્તાન તરફ પ્રયાણ કર્યું. ત્યાંના શહેરોની પેઢીઓમાંથી પણ ઉપર પ્રમાણે મુડી એકઠી કરી. એ પ્રમાણે ૭ મહીના સુધી ફરીને તમામ પેઢીઓનો વહીવટ સંકેલી લીધો. મુનીમો–મહેતાઓ અને જુના માણસોને તેમની લાયકાત પ્રમાણે ઇનામની સારી સારી રકમો આપી. તેમના પિતાનું નામ તેમના વહીવટમાંથી બંધ કરી દરેક પેઢીના મુનીમોની મરજી હોય તો તેઓ પોતાના નામે, પોતાના હિસાબે અને જોખમે તેમનો વહીવટ શરૂ રાખે, એમ જણાવી દીધું. એ પ્રમાણે દરેક ઠેકાણેથી પરવારી સાતે વહાણમાં જર, જવેરાત, હાથીદાંત અને બીજો ઘણો કીમતી માલ ભરીને કુંદનપુર તરફ વહાણોને હંકરાવી મુકયા. જ્યારે શેઠની મુસાફરીને બાર મહીના પુરા વિત્યા હતા.

વહાણો સડસડાટ મોટા સમુદ્રે પડયાં. અરજણ ટંડેલ વગેરે બીજા ટંડેલો અને સાતે વહાણના ખલાસીઓ, પોતાને દેશ–પોતાને વતન–જવાનું થતાં ઘણા હર્ષમાં આવી ગયા હતા, અને બીડી, તમાકુ, ગાંજા, અફીણ, દારૂ આદિના વ્યસની ખલાસીઓ તે તે નિશામાં ચકચુર થઇ વહાણમાં ગમ્મત કરતા હતા–લગભગ ૭–૮ દીવસ સુધી શાંત સમુદ્રમાં વહાણો સીધાં ચાલ્યાં જતાં હતાં તેવામાં એક રાત્રે આકાશમાં વાદળાં ચડી આવ્યાં, પવન જોશભર વાવા માંડયો, વીજળી આકાશમાં દોડાદોડ કરવા માંડી અને તે સાથે ગર્જનાથી સમુદ્રને હચમચાવી નાખે એવા કડાકા થવા માંડયા. બધા ટંડેલો અને ખલાસીઓ આથી ગભરાઇ ગયા. આ શીયાળાની રૂતુમાં કોઇ દીવસ ન હોય એવું આ એકાએક ભયંકર તોફાન ક્યાંથી આવી પડયું તે કોઇને સુઝયું નહીં. અરજણ ટંડેલે હવાનું, આકા-

શનું અને તોફાન જે દિશા ઉપરથી આવતુ હતું તેનું બહુ બહુ નિરિક્ષણ કરીને શાંતિલાલ શેઠને કહ્યું કે, "આ તોફાનથી બીહીવા જેવું નથી, તે બહુ લાંબો વખત રહેનાર નથી. આથમણી તરફમાં આકાશમાં એક પુછડીઓ તારો ઉગ્યો છે, તેને લીધે વાતાવરણુ બદલાણું છે. તે તારો ટુંક વખતમાં પાછો અસ્ત થનાર છે. તેના સાથે આ તોફાનનો પણ અસ્ત છે. પણ તેમ થવાને ઓછામાં ઓછું હજી બે રાત અને બે દીવસ સુધી આપણે સહન કરવાનું છે. પ્રભુ, જો તેટલામાં લાજ રાખે તો રહે, નહીં તો બચવું મુશ્કેલ છે એ પણ ખરૂં છે. આવાં તોફાનો તો ઘણી વાર આઠ આઠ અને ઘણી વાર પંદર દિવસ સુધી ચાલે છે. તેવામાં જો કીનારો હાથ લાગી જાય તો જરૂર બચાવ થઇ જાય. આ સારૂ આપણા વહાણોને પુર્વ તરફ હંકારવાનું રાખ્યું છે. તે તરફ જેમ જેમ જશું તેમ તેમ તોફાનની ધાસ્તી ઓછી થતી જશે. પણ એ તરફનો સમુદ્ર અમારો અજાણ્યો છે. અમે તે દરીઓ કોઇ વખતે ખેડયો નથી" આમ વાતો કરતા કરતા પુર્વ તરફ વહાણ જોશથી–ધસારા બંધ–ચાલ્યાં જાય છે. જાણે હમણાં ઉથલાઇ પડશે, જાણે હમણાંજ સમુદ્ર દેવ તેને પોતાના પેટમાં ખેંચી લેશે, જાણે હમણાંજ વીજળી દેવી આ વહાણોને બાળી ભસ્મ કરી નાંખશે, એવી અનેક ચિંતા અને અનેક ફિકરો કરતાં, પવનના ધકેલવાથી ધકેલાંતાં વહાણો બેવડી ગતી કરી દોડયાં જાય છે. સુકાન કેવળ પુર્વ દિશા તરફ લઇ જવાનું રાખ્યું છે, તે પુર્વમાં કયાં સુધી જઈ પહોંચશે તેની કલ્પના-નથી અરજણ ટંડેલને કે નથી બીજા કોઇ ટંડેલોને કે બીજા કોઇ ખારવાને. આમ વહાણોએ દોડતાં દોડતાં બીજે દિવસે સુર્યોદય થતાંજ, કીનારાનાં દર્શન કરાવ્યાં. તોફાન તો હતુંજ, પણ તે ઓછું થઇ ગયેલું હતું. પણ સર્વેના હ્રદયમાં બીકનો પાર ન હતો. સર્વેનાં દીલ ધડક ધડક થતાં હતાં. સઉના જીવ મુઠીમાં હતા. સઉ હાજર મોત જોઇ રહ્યા હતા. તેથી કીનારો દેખતાં સઉ ખુશીમાં આવી ગયા અને દેવ–દેવીઓની મનમાં ને મનમાં માનતા માનવા મંડી પડયા. આ કીનારો કયા દેશનો છે, કે કોઇ બેટનો છે કે કોઇ નિર્જન જંગલનો છે એ કોઇને ખબર ન હતા. જેમ જેમ કીનારા નજીક સઉના વહાણો જવા માંડયાં તેમ એક જાતના કાગડા જેવા કાળા રંગના નવીન પક્ષીઓ "કો, કો" કરી વહાણોના ઉંચા

ઉંચા ડોલ ઉપર ફરી વળ્યાં. તેઓને જુદા જુદા પ્રકારના અવાજ કરી ઉડાડતાં ખસ્યા નહીં. અરજણ ટંડેલે કહ્યું, આ પક્ષીઓ આપણને સુચવે છે કે આ બેટમાં ઉતરવું સારૂં નથી. આંહીથી પાછા વળતાં નુકશાની ભોગવીને જશું. અપશુકન સુચક આ પોકાર છે. પણ આપણે આ બેટમાં ઉતર્યા વિના બીજો ઉપાય નથી. આપણે તો મોતના ડાચામાં બેઠા છીએ, તેમાંથી માંડ માંડ ઉગરવાનો આ આરો આવ્યો છે. કીનારો છે. તો કેમ છોડાય ? હરીને ગમે તે થાય. જેવી પ્રભુની મરજી." એમ વાતો કરે છે એટલામાં કીનારા લગભગ વહાણો પહોંચી ગયા. અરજણ ટંડેલે હુકમ કરતાંજ સાતે વહાણના ટંડેલોએ સડસડાટ લંગરો નીચે નાખી દીધાં, વહાણો સ્થિર થઇ ઉભાં રહ્યાં. પાણી તથા ખાધ ખોરાકીની અને આ નવીન બેટ શું છે તે જોવા જાણવા તથા બીજી જરૂરની મળે તે ચીજો લાવવા સારૂ અરજણ ટંડેલ ૪-૫ ખારવાને લઇ કીનારે ઉતર્યા. શાંતિલાલ શેઠ પણ આ નવીન ટાપુની નવીનતા જોવા અરજણ ટંડેલ સાથે ઉતર્યા. ટંડેલે ના પાડી " આ અજાણ્યા ટાપુમાં તમારૂં કામ નહીં, કોણ જાણે, શું બને ? અપશુકન પણ પુરેપુરાં થયાં છે, તો દીવો લઇને કુવામાં પડવું તે ઠીક નહી," શાંતિલાલે કહ્યું, " હું કાંઈ હવે બાળક નથી મારી ફીકર ન રાખો, આવા અનુભવની મને પણ જરૂર છે. સુખની સાથે દુઃખના સમુદ્ર પણ ખેડવા જોઇએ " એક માઇલ સુધી જંગલ આવ્યું, તેમાં અનેક જાતનાં વૃક્ષો અને વનસ્પતિ હતી. પણ તેમાં એક નવીનતા હતી. આપણા તરફ જ્યારે વૃક્ષો-વનસ્પતિઓ લીલા રંગના હોય છે ત્યારે આ જંગલના વૃક્ષોનાં થડ, ડાળીઓ અને પાંદડાઓ લાલ રંગના હતા. વનસ્પતિ પણ બધી લાલ રંગની હતી. જમીન ઉપર જાણે લાલ રંગ પાથર્યો હોવ તેમ લાલ હતી. આ અજાયબી જોતા જોતા તેઓ આગળ ચાલ્યા તો લાલ પથ્થરના દરવાજા અને કોટ આવ્યા અંદર દાખલ થતાંજ સ્ત્રી પહેરેગીરો જોવામાં આવ્યાં તેમણે સર્વેને ઉભા રાખ્યા, અને પુછવા માંડયા કે " તમે કયાંથી આવ્યા છો ? અને શહેરમાં શા માટે જાઓ છો ?" પણ આ ભાષા કોઇ તદ્દન અજાણી હતી. ટંડેલ કે બીજા કોઇ જાણતા ન હતા. સ્ત્રી પહેરેગીરે લાલ રંગનો પોશાક પહેરેલો હતો તેમના હાવભાવ ઉપરથી ઉપલ્યા ભાવાર્થનું તે કહે છે એમ સમજાણું. અરજણ ટંડેલે વાણીનો ઉપ-

યોગ ન કરતાં હાથના ઇસારાથી "શહેર જોવા જઇએ છીએ. અમે હિંદુસ્તાનના રહેવાશી છીએ" એમ સમજાવ્યું. પણ સમજે કોણ? તેજ વખતે સર્વેની જડતી લેવામાં આવી. તેમના પાસે ચા, કોફી, બીડી, તમાકુ, અફીણુ, ચંડુલ વગેરે જે કેફી ચીજો હતી તે લઇ લેવામાં આવી, અને સોના રૂપાના સીક્કા હતા તે સર્વેને પાછા આપી શહેરમાં જવા ઇસારો કરી રજા આપી. શહેરમાં દાખલ થયા. ત્યાં જુએ છે તો મોટી લાંબી બજારોની બજારમાં અનેક દુકાનો ઉપર કોઇ પુરૂષ વેપારી દેખાતો ન હતો. બજારમાં જે અવરજવર હતો તેમાં પુરૂષો કોઇકજ દેખાતા હતા, માલ વેચનાર, માલ ખરીદનાર, દલાલો અને બીજો સંખ્યાબંધ જન સમુહ સ્ત્રી વગર દેખાતો ન હતો. ફક્ત મજુરો અને હાથે ગાડી ખેંચનારા કોઇ કોઇ પુરૂષો દેખાતા હતા. આ દેખાવ જોતા જોતા ઘણે દુર સુધી નીકળી ગયા. લાંબી બજારો અને વચમાં વચમાં ચોક આવતા હતા. શેહેર વિસ્તારમાં ઘણું મોટું લાગતું હતું, અને રાજાની રાજધાની જેવું લાગતું હતું. શહેરને છેડે ઉગમણી તરફ જતાં લાલ પથ્થરના કીલ્લાની અંદર સર્વે દાખલ થયા. ત્યાં પુછ પરછ કરતાં સર્વેને સમજાણું કે, આતો સ્ત્રીઆ રાજ્ય છે. રાજની અધિપતિ એક રાણી છે. રાજ્યનું લશ્કર અને રાજ્યના દરેક અમલદારો ન્યાયાધીશ કે ફોજદાર, કલેકટર કે કમીશનર એ દરેક સ્ત્રીઓજ છે. સ્ત્રીઓ વિના પુરૂષોને એ હોદ્દા આપતા નથી. આ સ્ત્રી અમલદારોની દરેક કચેરીઓમાં કામ કરનાર કારકુનો, વકીલો અને પટાવાળાઓએ સર્વે સ્ત્રીઓજ છે. જે કામ આપણા દેશમાં ઘરમાં સ્ત્રીઓને કરવું પડે છે તેવું રાંધવાનું, બચ્ચાં સંભાળવાનું અને ઘરનું બીજું દરેક કામ ઘરમાં રહીને પુરૂષોને કરવું પડે છે. આપણે ત્યાં જાન લઇને પુરૂષો, કન્યાને ઘેર જાય છે, તેમ આંહી તેથી ઉલટું છે. સ્ત્રીઓ વરરાજા બની જાન કાઢી વરને ઘેર જાય છે. બજારમાં આવા ઘણાક વરઘોડા ખરી રીતે વહુ ઘોડા-સર્વેએ જોયા. પુરૂષ વરરાજા જેમ કન્યાને પરણી પોતાને ઘેર તેડી આવે તેમ આંહી, પરણુનાર સ્ત્રી, પુરૂષને તેડી પોતાને ઘેર લઇ આવે. આ વિચિત્રતા જોઇ જોઇને સઉ હસંવાજ માંડયા. આ ટાપુનું નામ "જનાના આબાદ" હતું એમ સઉને માલુમ પડયું. કોઇ પણ દિવસે આવા પ્રકારના અને આવા પોશાકનાં માણસો આ ટાપુમાં માલુમ પડેલાં નહીં. જેથી બજાર-

માંથી તે વખતે છુપી પોલીસની સ્ત્રી પલટણ અને તેના મુખ્ય અમલદાર ત્યાંથી નિકળતાં, આ માણસો કોઇ પરદેશી રાજ્યના છુપા દુતો છે એમ જાણી તેઓને પકડી પરહેજ કરવા હુકમ કરતાં અરજણ ટંડેલ તથા શાંતિલાલ શેઠ વગેરેને જેલમાં લઇ જઈ પુરી દેવામાં આવ્યા. કેટલાએક દિવસે તેમને જેલમાંથી બહાર ઇન્સાફ માટે તે રાજ્યની મહારાણી આગળ લઈ જવામાં આવ્યા જ્યાં હિંદુસ્થાની ભાષા જાણનાર સ્ત્રી દુભાષીઆ મારફત તપાસ થતાં તેઓ તોફાનને લીધે વહાણો સાથે "જનાના આબાદ" ટાપુને કીનારે આવી પડેલા અને કૌતુકથી તથા જોઇતી ચીજો લેવા ટાપુમાં આવેલા માલુમ પડયા. જેથી તે સર્વેને રજા મળી. તે પછી જોઇતી ખાધ ખોરાકીની ચીજો વગેરે લઇને સર્વે કીનારે વહાણો ઉપર આવ્યા. અરજણ ટંડેલે શાંતિલાલ શેઠને કહ્યું, "મેં તમને કહ્યું હતું કે આ પક્ષીની સુચના પ્રમાણે આપણે હરકોઇ દુઃખ ભોગવવું પડશે તે પ્રમાણે સર્વેને પાંચ દિવસ જેલ ભોગવવી પડી." પછી બીજે દિવસે સવારે પ્રાતઃકાળમાં વહાણોનાં લંગર ઉપાડી ટંડેલો કુંદનપુર તરફ જવા રવાના થઈ ગયા. તોફાન માત્ર શમી ગયું હતું.

નિર્મળ દિવસ અને નિર્મળ રાત્રીઓ પસાર થતી હતી પવન પણ અનુકૂળ વાતો હતો. "જનાના આબાદ" થી ઉપડેલા બરાબર વીશ દિવસે વહાણોએ કુંદનપુરની ખાડીમાં લંગર નાખ્યા અને વહાણો ઉપરથી તોપોના બહાર કરી પરદેશથી વહાણો સહી સલામત આવી પહોંચ્યાના શહેરના જન સમુહને ખબર આપ્યા. વહાણો ખાડીમાંજ થોભતાં અરજણ ટંડેલ પોતાના બીજા ટંડેલો સાથે હોડીમાં બેસી કિનારે ઉતર્યા. તેઓ સર્વે સીધા શાંતિલાલ શેઠને ઘેર ગયા, ટંડેલ આવ્યા જાણી કમળાના હર્ષનો પાર રહ્યો નહીં. તે પછી મોટી ધામધુમથી સામૈયું કરી શાંતિલાલ શેઠને શહેરમાં લાવ્યા. ધીરજલાલને સ્નેહથી ભેટી શાંતિલાલે પોતાના કુટુંબના કુશળ વર્ત્તમાન જાણી લીધા. ધીરજલાલની ખરા મીત્ર તરીકેની કસોટીનો ઇતિહાસ જાણી શાંતિલાલે, તેને ઘણું ઈનામ તથા માન આપ્યું.

રાજા વિરસિંહ હવે ઘણા સુધરી ગયા હતા. અને પ્રજા પ્રત્યે તેના કલ્યાણનો માત્ર વિચાર કરી તે પ્રમાણે વર્ત્તતા હતા. ધીરજલાલની સત્યતા, હિમ્મત અને મિત્ર પ્રત્યેનો અપુર્વ સંબંધ જાણી તેને બોલાવી વિરસિંહે ધન્યવાદ આપ્યા. અને પોતાના ખાનગી સલા-

કાર તરીકે તેની રાજમાં નિમણૂક કરી. તે પછી વખત જતાં પ્રધાન વચનસિંહને પેનશન આપી રાજ્યના મુખ્ય પ્રધાનની જગ્યાએ ધીરજલાલને ગોઠવ્યા. રાજા વિરસિંહ, રાજા શીવદાસ અને શેઠ શાંતિલાલના એકમતથી નિર્મળા સાથે ધીરજલાલનાં, વીમળા સાથે રસીકલાલ ઉર્ફે સજ્જનસિંહનાં અને ચંપા સાથે ધીરજલાલના નાનાભાઇ બાબુભાઇનાં મ્હોટી ધામધુમથી લગ્ન કરવાનું નક્કી કરવામાં આવ્યું. તેજ અરસામાં રાજા શીવદાસની પુત્રી રાધાનાં લગ્ન મહારાજા વિરસિંહ સાથે કરવાનું પણ નક્કી થયું. આ શુભ સમાચારથી સર્વે પ્રજા ઘણી આનંદિત થઇ લોકોના હર્ષનો પાર રહ્યો નહી. આ લગન સમારંભ મોટા પાયા ઉપર કરવાની તથા તે માટે રાજ્યના ખજાનામાંથી જોઇએ તેટલું દ્રવ્ય વાપરવાની મહારાજાએ આજ્ઞા આપી દીધી.

રાજા શીવદાસનો મત લગ્નનું તમામ ખર્ચ પોતે ઉપાડી લેવાનો હતો. પણ મહારાજાની મરજી આગળ તેમણે પોતાનો આગ્રહ મુકી દીધો પણ આ લગ્નો નેસમાં કરવા એવી તેમણે મરજી બતાવી. મહારાજાની ઇચ્છા કુંદનપુરમાં કરવાની જાણી વૃદ્ધ રાજા સામતસિંહે એવો ત્રોડ કાઢયો કે બને રાજ્યની સરહદ વચ્ચે જે ઘણા માઇલોનો સપાટ પ્રદેશ છે ત્યાં મકાનો સમીયાના ઉભા કરવા. એ સ્થળ ઘણું રમણીય અને સગવડવાળું છે. વળી પાણીનાં અનેક ઝરણાં એ પ્રદેશમાં થઇને વહી રહ્યાં છે, માટે લાખો મનુષ્યોનો સમાવેશ ત્યાં સહેજે થઈ શકે એમ છે. રાજા સામતસિંહનો મત પસાર થયો. વિદ્વાન જોશી મંડળને બોલાવી લગ્નના દિવસનો નિર્ણય કરાવ્યો લગ્નના તે શુભ દિવસો પહેલાં લગ્ન મંડપની અને ખાનપાનાદિકની તમામ તૈયારીઓ મહોટા પાયા ઉપર થવા માંડી જે પ્રદેશમાં લગ્ન કરવાનાં હતાં ત્યાં બાંધકામ ખાતું ખાનપાન ખાતું, સરભરાખાતું, મેમાનોના ઉતારાખાતું, લોકોના રક્ષણનું અને ચોકી પહેરાનું ખાતું, આરોગ્યખાતું, રસ્તા સુધારક ખાતું એમ અનેક ખાતાં રાજ્યના ખરચે ખોલાઇ ગયાં. તે કામ માટે ત્યાં કામગીરી ઉપર હજારો માણસો રોકાઇ ગયાં. દેશ પરદેશમાં પુષ્કળ કંકોત્રીઓ લખાણી. લગનના દિવસો પહેલાં અઠવાડીઆથી દેશ–પરદેશમાંથી આ શુભ પ્રસંગનો લાભ લેવા, આ મહાન મહોત્સવ નીરખવા અને કદિ નહીં

થયેલા એવા અમુલ્ય અવસરનો લાભ લેવા હજારો માણસો ટોળે ટોળાં મળીને લગ્ન મંડપ તરફ આવવા લાગ્યાં, ટુંક દિવસોમાં ત્યાં લાખો મનુષ્યોની મેદની એકઠી થઇ ગઇ. તે સર્વેને સુવા-ખાવા-બેસવા વગેરે સર્વ પ્રકારની પુરતી સોઇ મહારાજા તરફથી કરવામાં આવી હતી. તે ઉપરાંત ત્યાં આસપાસના શહેરોના અનેક લોકોએ પોતાનો માલ વેચવાની દુકાનો ખોલી દીધી હતી. રમત-ગમતનાં અનેક સ્થળો ત્યાં ખોલાઇ ગયાં હતાં. રાજા શીવદાસે નેસમાંથી દસ હજાર ગોવાળો અને ગોવાળણોને, આ મ્હેમાનોની સરભરા માટે સ્વયંસેવક તરીકે આ મેદાનમાં ઉતાર્યાં હતાં. આવેલા જન સમુહ માટે દુધ-દહીં અને ઘીની નદીઓ રાજા શીવદાસે ચલાવી દીધી હતી. એ ત્રણ વસ્તુઓ વગર કીંમતે માગે તેને-માગે તેટલી-આપવાની રાજા શીવદાસે પોતાના માણસોને આજ્ઞા આપી દીધી હતી. લોકો આ મ્હાન મેળાવડો જોઇ કૃત્ય કૃત્ય થતા હતા. લગ્નની રાત્રીએ દેશ પરદેશથી આવેલા વિદ્વાન શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોએ દરેક જોડાંનાં વિધિ પુરઃસર લગ્ન કર્યાં. લાખો માણસોએ એ જોડાંને પુષ્પથી વધાવ્યાં. બંદીજનો, ભાટ ચારણ અને બીજા ભીક્ષુકોએ એ દંપતી યુગલની સ્તુતીઓ ઉંચા અવાજથી લલકારવા માંડી. બ્રાહ્મણોએ, વેદીઆએ, પંડિતોએ અને વૃદ્ધ પુરૂષોએ એ જોડાંને અંતઃકરણના આશીર્વાદ આપવા માંડયા, અને એ જોડાંનું આયુષ્ય વધે તે માટે વેદોક્ત ગાયન થવા માંડયાં.

હવે જનસમુહને વીખરાવાનો પ્રસંગ હતો, પણ મહારાજા સામતસિંહે, પ્રજામાં પ્રવર્તી રહેલ કેટલીએક પાપયાતનાનો પ્રતિબંધ કરવા, પ્રજાને સાંસારિક અને રાજકિય સ્વરાજ્ય આપવા તથા મહારાણી ગુણસુંદરીના પ્રમુખપદે પચાસ હજાર વિધવાઓની એક મહાન મહાસભા મળનાર હતી તે સર્વે માટે લાખો પ્રજાજનો અને પ્રજાના આગેવાનો રોકાઇ ગયા હતા. તે બંને મહાસભાનું કામ આટોપાયા પછી મહારાજા સામંતસિંહ, વિરસિંહ અને શીવદાસ આદિને ધન્યવાદ આપતા પ્રજા જનોએ વિદાય થવાનું કર્યું હતું.

લગ્ન પ્રસંગને માટે સ્થાપેલા ખાતાં અને ખાતાંના નોકરો તથા રાજા શીવદાસના દસ હજાર ગોવાળો તથા ગોવાળણો, જેમણે મેળા-

વડાના બધા દીવસો સુધી સ્વયંસેવકનું કામ કર્યું હતું તે બધા-ઓને મહારાજા તરફથી પુષ્કળ ઇનામો તથા ભેટો આપવામાં આવી.

લગ્નના અને મહા સભાના આ અનુપમ મેળાવડા અને લગ્નની આ આશ્ચર્યજનક ઘટનાના તે વખતે ઇતિહાસો લખાણા છે. જે ઇતિહાસો હજી પણ તે તરફની પ્રજા પ્રેમથી વાંચી રહી છે, આ ઉલ્લાસથી ઉજવાયેલા અપુર્વ લગ્ન પ્રસંગ અને પ્રજાને મહારાજાએ આપેલા સ્વરાજ્યના સુંદર હકોના આનંદનો જયધ્વની હજી પણ અમારા કાનમાં ગુંજી રહ્યો છે, એવો એ વિરલ પ્રસંગ હતો. ધન્ય, ધન્ય છે એવા રાજા–મહારાજાઓને ! તેઓજ ખરા દેવાંશી છે.



# સંસાર સ્વરાજ્ય અને બહાદુર બાળાઓ.

## ભાગ ૨ જો.

### પ્રકરણ ૧૨ મું.

### વિધવાઓની વિતક વાતો.

### પહેલા નંબરની વિધવાની આત્મકથા.

पोतो दुस्तर वारि राशि तरणे दीपोन्ध कारागमे।
निर्वाते व्यजनं मदांध करिणां दर्पोपशान्त्यै सृणिः ॥
इत्थं [illegible] यस्व विधिनानोपाय चिंताकृता।
मन्ये दुर्जन चित्तवृत्ति हरणे धातापि भग्नोद्यमः ॥

અર્થ.

નહિ તરી શકાય એવા સમુદ્ર તરવાને વહાણો બનાવ્યા, અંધકાર ટાળવા વાસ્તે દીવાઓ નાખ્યા. વાયુ વગરના સ્થાનમાં વાયુ માટે પંખાઓ અને મદમાં આંધળા હાથીઓના ગર્વની શાંતિ માટે અંકુશો કર્યાં. એજ પ્રમાણે દુનીયાની અનેક અડચણો મટાડવા અનેક તરેહના ઉપાયોની યોજના થઇ. પરંતુ દુર્જનની ચિત્તવૃત્તિને ફેરવવાને માટે કોઇ ઉપાય મનુષ્યને તો મળ્યો નહિ; પણ બ્રહ્માનો ઉદ્યમ પણ તેમાં નાશ પામ્યો હોય એમ લાગે છે.

કુંદનપુરના રાજ્યની અને રાજા શીવદાસના નેસની સરહદે જે લગ્ન મહોત્સવ નિમિત્તે લાખો મનુષ્યોનો જે એક મહાન મેળાવડો એકત્ર થયો હતો. તે પ્રસંગની તક મેળવી રાણી ગુણસુંદરીએ દુખી વિધવાઓના દુખની કથા કેવી દુખકારક છે, પરમાત્માએ તેમનો જન્મ મનુષ્ય જાતીમાં આપ્યા છતાં તે કેવી હીણાગેલી છે અને કેવી દુખી દયાપાત્ર જીંદગી ભોગવે છે તેનો આબેહુબ ચિતાર તે વિધવાઓના મુખથી કહી સંભળાવવાની ગોઠવણ કરી હતી.

આ મેળાવડા પ્રસંગે અનેક પ્રકારની ધાર્મિક, સામાજીક અને વ્યાપારી વિષયક સંસ્થાઓ પણ મળી હતી. તે તે સંસ્થાઓએ એકત્રતાના આ શુભ પ્રસંગનો લાભ લઇ પોતપોતાના વિષયમાં—હાલમાં તેમાં કાંઇ સુધારણા કરવા જેવું છે કે નહીં વગેરે અનેક પ્રકારની ચર્ચાઓ કરી હતી તેમ હિંદુ સમાજમાં, તેમાં પણ પુનર્લગ્ન થઇ શકતાં નથી એવી ઉત્તમ મનાતી હિંદુ કોમમાં વિધવા દશાને પામેલી સ્ત્રી વર્ગની કેવી અધમ દશા છે તે વગેરેનો ઘણો ઉહાપોહ થયો હતો. રાણી ગુણસુંદરીએ તેમાં અગ્રભાગ લઇને, એ કાર્યને ઘણી મદદ આપી હતી. તેમજ રજવાડાના બીજા સ્ત્રી વર્ગે અને ખાસ કરીને રાજા શીવદાસના નેસની મહીઆરીઓએ સ્વયંસેવક તરીકે તન, મનથી ઘણો ભાગ ભજવ્યો હતો.

વિધવાઓના એ મેળાવડામાં÷ તે માટે નાખેલા વિશાળ સમીયાનામાં—તંબુમાં—માત્ર સ્ત્રીઓનેજ તેમાં પણ વિધવાઓનેજ દાખલ કરવામાં આવતી હતી. પુરૂષોને તેમાં દાખલ કરવામાં આવ્યા ન હતા. કેટલીએક સ્ત્રીઓ છાપાવાળાના ખાનગી રીપોર્ટર તરીકે દાખલ થઇ જાય તેનો પણ અટકાવ કરવામાં આવ્યો હતો. આ પ્રતિબંધનું કારણ એવું બતાવવામાં આવ્યું હતું કે આબરૂદાર અને શ્રીમંત ગૃહસ્થોની પુત્રી અને વહુઓને કેવી નિંદનીય સ્થિતિમાં પસાર થવું પડયું છે તે બનાવો જાહેરમાં આવતાં તે તે કુટુંબોમાં મહાદુ:ખનું કારણ થઇ પડે. હાજર થએલી વિધવાઓની સંખ્યા આશરે પચાસ હજારની હતી.

---

÷ આ વાર્તાના સમયમાં, હાલના સમય જેવા સ્થળો, સાધનો અને સગવડો ન હતાં. છતાં તેવાં સ્થળો, સાધનો અને સગવડોની હકીકત વાંચવામાં આવે તો વાંચનારે સમયનો દોષ બાદ કરી તે સમયે પણ તેવાં સ્થળ, સાધનો અને સગવડો લોકો ભોગવતા હતા એમ ગણીને વાંચવાની આ લેખકની વિજ્ઞપ્તિ છે.

તંબુની બહાર નીચે પ્રમાણેની બાબત લખેલાં ચાર બોર્ડ મારવામાં આવ્યાં હતાં.

૧—આજે બપોરના ત્રણ બજેથી આ સભાનું કામ શરૂ થતાં ચાર વિધવાઓ પોતાની આત્મકથા કહી સંભળાવશે.

૨—જે વિધવાઓ પોતાનું શિયળ સાચવી, પ્રભુ ભક્તિમાં પોતાનું જીવન ગાળવા માગતી હોય તેમણે આ સભામાં આવવાની જરૂર નથી.

૩—જે વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય પણ જ્ઞાતિ બંધનને લીધે પોતાની મરજી અમલમાં મુકી શકતી ન હોય તેવી વિધવાઓને અંદર આવવા છુટ છે.

૪—જે હિંદુ ધર્મની વિધવાઓ હોય પણ સંકટ આવી જતાં મુસલમાનો વગેરે બીજી કોમોના હાથથી ફસાએલી હોય તેવી વિધવાઓ ગમે તે ધર્મમાં હોય તોપણ તેમને દાખલ થવાની છુટ છે.

બપોરના ત્રણ વાગતા પહેલાં તો ઘણી વિધવાઓ તંબુમાં દાખલ થઇ ગઇ. હજારો મહીઆરીઓ સ્વયંસેવક તરીકે સેવા ધર્મ બજાવતી તે તંબુની આસપાસ અને તંબુમાં ખડે પગે ઉભી રહી હતી. તેઓ તપાસ કરીને વિધવાઓને દાખલ કરતી હતી. થોડાક વખતમાં તો પચાસ હજાર વિધવાઓ તંબુમાં દાખલ થઇ ગઇ, તેથી બીજીઓને દાખલ થતાં મહીઆરીઓ અટકાવતી હતી કે અંદર જગ્યા નથી, ભરતી થઇ ગઇ છે. અંદર રહેલી મહીઆરીઓએ સર્વેને શાન્ત કર્યાં પછી નિર્મળા, વીમળા, કમળા, ચંપા, ચંદા, પદ્મણી, મહીલા વગેરે આગેવાન સ્ત્રીઓએ પોતપોતાની જગ્યા લીધી અને આ સભાના પ્રમુખ તરીકે રાણી ગુણસુંદરીની એક અવાજે નિમણુંક કરી.

કામ શરૂ થતાં, મહીઆરીઓએ કેટલીક સ્ત્રીઓને ઉભી કરી પ્રમુખને જાહેર કર્યું કે, "આ સ્ત્રીઓ, ગુપ્ત રીતે, ખીસ્સામાંથી નોટોનાં બંડલ કાઢી તે ઉપર સભાના રિપોર્ટ લે છે." પ્રમુખે કહ્યું કે, "આ જાહેર સભા નથી. આ સભાના રિપોર્ટો પ્રકટ થાય તે ઠીક નહીં એમ ઠરાવી સભા ખાનગી રાખેલ છે. માટે તમારે તંબુ બહાર નીકળી જવું." મહીઆરીઓને સુચના કરી કે સભાના દિવસો સુધી તેમને નેસમાં રોકી રાખવાં. સભામાં દાખલ થવા દેવા નહીં. આ પછી પદ્મણી અને ચંદા વગેરેએ મળી સભા મંડપમાંથી

આશરે એક હજાર સ્ત્રીઓને ઉભી કરી, અને જાહેર કર્યું કે આ સ્ત્રીઓ વિધવાઓ નથી. છતાં પોતાને વિધવા ગણાવીને તંબુમાં દાખલ થઇ ગઇ છે. પ્રમુખે તે સ્ત્રીઓ પાસે તે બાબતનો ખુલાસો માગતાં તેમાંની એક સ્ત્રીએ આગળ આવી જાહેર કર્યું કે, "અમોમાંની ઘણી સ્ત્રીઓના પતિ દારૂ, અફીણ, ગાંજા, તમાકુ અને બીજા અનેક જાતના જુદા જુદા વ્યસનીઓ છે. તેઓ વ્યસનમાં એવા ચકચુર રહે છે કે તેમને ધણીપણાનું ભાન નથી. વળી કેટલીએક સ્ત્રીના પતિ ષંઢ છે. કુળવાન અને શ્રીમાન્ જાણીને તે સ્ત્રીના માબાપોએ લગ્ન કરેલાં. આવી અનેક બાબતોથી અમો બધી પરણીત છતાં છતે ધણીએ વિધવાપણું ભોગવી રહેલ છીએ." તેથી અમારી આપ વિતિ કહેવા અમે આંહી આવ્યાં છીએ. ગુણસુંદરી રાણીએ કહ્યું "તમારા ધણી ગમે તેવા હોય તો પણ તેની કોઇ ખરાબ વાત આંહી કહેવાનો તમારો ધર્મ નથી. તેમ તે વાત સાંભળવા પણ અમે ખુશી નથી. તે માટે પ્રેમથી, પ્રયત્નથી અને બીજી અનેક રીતે તમારા પતિને તમે સુધારી શકો છો. કુદરતી દોષ માટે તમારા કુળ અને તમારા માબાપ સામું જોઇ તમારે વર્ત્તવાનું છે. અથવા તમારી જ્ઞાતિએ તે બાબતમાં ઘટતો પ્રબંધ કરવાનો છે. રાજ્ય પણ એમાં તમને મદદ આપી શકે નહી." આમ કહી તેઓને તંબુમાંથી બહાર જવા રજા આપે છે. આ વખતે બહારથી આવી ઉભેલી બીજી વિધવાઓને તંબુમાં દાખલ કરવાની આજ્ઞા આપી રાણી ગુણસું-દરીએ નં. ૧ લાની વિધવાને પોતાની આત્મ કથા કહેવાની સુચના આપી.

તે પહેલા નંબરની વિધવાએ ઉભા થઇ રાણી ગુણસુંદરીને નમન કરી સર્વે વિધવાઓ પ્રત્યે હાથ જોડી કહેવા માંડયું કે, "હું મારા પિતા માતાનું કે પતિનું નામ લઈ, મારી કથા શરૂ કરી શકીશ નહીં. મારી વિતક વાત ઉપરથી તમે ઘણુંક સમજી શકશો. મારા પિતા વિલાસપુરના રહીશ છે. કોઇ પૈસાદાર વરને આપી નાણાંની મોટી રકમ મેળવવાની મારા પિતાની મરજી હોવાથી તેમણે મને ૧૭–૧૮ વર્ષની કરી. મુંબઈમાં એક લક્ષાધિપતિ શેઠ જેની ઉમ્મર પુરાં ૬૨ વર્ષની થઇ હતી તેના વતી વિલાસપુરમાં ત્રણ દલાલો માગું લાવ્યા. ને પચીસ હજાર રૂપીઆ નક્કી કર્યા. પણ તેમાં પાંચ હજાર તે દલાલોને આપવાના હતા. મારા બાપે દલાલી આપવા ના

પાડી. તે પછી દલાલોએ થોડા દિવસે કોઇ છાપામાં છપાયેલ ખબરનું એક ખોટું પાનું લાવી મારા પિતાને વંચાવ્યું કે આપણી નાતની મ્હોટી સભા મુંબઇમાં મળી હતી. તેમાં ઘણા ઠરાવ થયા હતા. છેવટ એક ઠરાવ એવો હતો કે, "કન્યા વિક્રયનો રિવાજ તદ્દન બંધ કરવામાં આવે છે. માટે નાણું લેનાર દેનારને દંડ કરવા ઉપરાંત ગ્નાતિ બહાર કરવામાં આવશે." વગેરે.

મારા પિતા મુંઝાઈ ગયા કે, "આ ઠરાવ બહુ બુરો થયો. વીશ હજારે ખોટું." તેથી તેમણે દલાલને બોલાવી સાટું નક્કી કરી રૂપીઆ વીશ હજાર લીધા અને લુચ્ચા દલાલો પાંચ હજાર રૂા. પડાવી ગયા. તે પછી મારાં ટુંક દિવસમાં લગ્ન થયાં. હું મારા ધણીને ઘેર ગઇ. રાત્રી પડી, હું મારા ઓરડામાં સુવા ગઈ. રાત આખી વિતિ ગઈ, પણ મારા ધણી મારા પાસે આવ્યા નહીં. આમ કરતાં ઘણા દિવસ નીકળી ગયા. મેં એક દિવસે મારા ધણીને આનું કારણ પુછયું. તેમણે અફસોસ કરી કહ્યું કે, "મેં પાંચ સ્ત્રીઓ કરી પણ મને એકેયી પુત્ર થયો નહીં, પુત્રની આશાથી તને છઠ્ઠી વારની પરણીને હું લાવ્યો છું, પણ હું તદન અશક્ત થઇ ગયો છું, મારામાં હવે મનુષ્યપણું રહ્યું નથી. હું વધારે વાર જીવીશ પણ નહીં. મારી પાસે લાખોની મીલ્કત છે તેનું મેં વીલ કર્યું છે અને તારા ભરણ પોષણ માટે મેં પુરતો બંદોબસ્ત કર્યો છે." આમ કરતાં બે મહીના થયા નહીં એટલામાં તો તેઓ મરણ પામ્યા. નાતીલાઓને એક દીવસ ભેળા કરી મેં અરજ કરી કે, "મારા ધણીએ મારા સાથે કોઇ દિવસ ધણી-ધણીઆણીનો સંબંધ કર્યો નથી. હું સાવ નિર્દોષ છું. દયા કરીને મને લગ્ન કરવાની છુટ આપો." પણ મારી અરજ હવામાં ઉડી ગઇ અને શેઠીઆઓ મને ઉલટી ધમકાવવા તથા બીવરાવવા લાગ્યા. મારા ધણીની વરસી વાળી હું મારા બાપને ઘેર વીલાસપુર ગઇ. એ રાજ્યના રાજાનું નામ જાલીમસિંહ કરીને હતું. તે એક જુવાન અને શરીરે મજબુત બાંધાનો કદાવર પુરૂષ હતો. પણ તે ઘણો વિષયી હતો. અનેક સ્ત્રીઓને ભોગવતાં તે થાકતો નહીં અને યુક્તિ કરીને, જુલમ કરીને સ્ત્રીઓ ઉપર તે અત્યાચાર કરતો. તેણે પોતાના ચાર મિત્રોને પુછયું કે, "કેવું કામ કરૂં કે જેથી સ્ત્રીઓ મારા પાસે ચાલીજ આવે." એક મિત્રે કહ્યું કે, "કાપડીઆનો ધંધો કરો તો સ્ત્રીઓનાં ટોળે ટોળાં તમારા પાસે

આવે." એકે કહ્યું કે, "દાગીના વેચવાનો ઝવેરીનો કે સોનીનો ધંધો કરો તો ઘણી શ્રીમંત સ્ત્રીઓ દીવામાં કુદાં પડે તેમ તમારે ત્યાં આવી પડશે." એક મિત્રે કહ્યું, "બંગડીઓ વેચવાનું કરો તો સેંકડો સ્ત્રીઓ તમારા હાથમાં પોતાના હાથ ઘણી ખુશીથી આપશે અને દાબશો તેમ આંગળાંથી દાબવા દેશે." એક: મિત્રે કહ્યું "વૈદ્ય બનો એટલે હાથ તો શું પણ આખું શરીર તમને અર્પણ કરી દેશે, પોતાનાં છુપાં દરદો છુપી વાતો પણ તમને કહેશે. જો વિધવાઓની દરકાર હોય તો તેના ગર્ભ પાડવાનું જ્ઞાન મેળવજો એટલે કુળવાન અને શ્રીમંત ગણાતી વિધવાઓ પણ તમારી લાચારી કરતી આવશે. પછી મરજીમાં આવે તેમ ભોગવટો કરજો." વિષયાંધ રાજા આ પ્રમાણે અનેક સ્ત્રીઓને પોતાના સપાટામાં આવી પડે તેવી યુક્તિઓ શોધતો હતો. તે દરરોજ ઘણી સ્ત્રીઓનાં શીયળ લુંટતો હતો. શહેરમાં ફરતાં એક દિવસ તેની મારા ઉપર નજર ગઈ. ત્યારથી મને કબજામાં લેવા તે ઘણો તલપાપડ થઇ રહ્યો. એક દિવસ અમારા શહેરને દરવાજે આવેલી નદીમાં હું નાતી હતી અને કપડાં ધોતી હતી, મારૂં શરીર સાવ નગ્ન હતું; માત્ર એકજ વસ્ત્ર કેડ ઉપર પહેરેલું હતું તે પણ બારીક હોઇને ભીંજાયેલું હતું નદીના સામા કીનારા ઉપર, આ દુષ્ટ રાજાના આવેલા બંગલાની બારીમાંથી તેણે મને જોઇ; અને તે વિષયાસક્ત થયો. તેણે પોતાના દુષ્ટ નોકરોને હુકમ કર્યો કે તે બાઇ ખુશીથી ન આવે તો બળાત્કારે ખેંચીને લાવો. નદીમાં નાતાં, ધોતાં ઘણા સ્ત્રી પુરૂષોનાં દેખતાં તે જમ જેવા દુષ્ટ સીપાઇઓ મને રાજાના બંગલામાં ખેંચી ગયા. મારી વ્હાર કે મદદ કોઇએ કરી નહીં. મેં મારાથી બન્યું તેટલું બળ વાપર્યાં છતાં તે ફાટી ગયેલ જુલમી રાજા આગળ મારૂં બળ ફાવ્યું નહીં અને તેણે મારી લાજ લુટી, એટલુંજ નહીં પણ તેના બંગલામાંથી મને ૪૫ દીવસ સુધી બહાર નીકળવા દીધી નહીં. મારા નાતીલાઓએ મારા ઉપર દયા કરી નહીં, અરે. હું વિધવાની આ કેવી દુર્દશા થઇ એ વિચાર કરીને હું પોકેપોક મુકીને રડતી હતી. આ રાજાએ મારા જેવી ઘણી સ્ત્રીઓના એ હાલ કર્યા હતા. ઘણીને પોતાના બંગલામાં પુરી મુકી હતી અને ઘણીને મારી પણ નાંખી હતી. પ્રજા તેના આ પાપથી ત્રાશી ગઇ હતી. આ પાપી અને અત્યાચારી રાજાના રાજમાં પ્રજાનો

એક પણ દીવસ ફીકર વગરનો જતો નહીં. પણ પ્રજા નિર્માલ્ય હતી. પ્રાણ વગરની એ પ્રજા કાંઇ કરી શકતી ન હતી. સઉ મુંગે મોંઢે સહન કરવામાંજ રાજભક્તિ ગણતા હતા. ક્રુરસિંહ આ રાજાનો કટ્ટો શત્રુ હતો. તેણે જાલમસિંહના જુલમની વાત સાંભળી. તેના મનમાં થયું કે, "આ પાપીનો અંત આણું તો પ્રજા મારા પક્ષમાં થશે અને મારા ઉપર ખુશી થશે. વળી તેને કાંઇ પુત્ર પ્રજા નથી એટલે રાજ્યનો ધણી હુંજ છું. આવા વિચાર કરી ખાનગી રીતે તેનું ખુન કરી નાખવાનો તેનો ઇરાદો થયો, રાજાના જુલમથી ત્રાસીને પ્રજામાંથી કોઇએ તેને મારી નાખ્યો છે એવો આરોપ આવશે. મારા ઉપર કોઈ શક લેસે નહીં." બન્યું પણ તેમજ. એક રાત્રે તે રાજા પોતાના વિલાસ બાગના બંગલામાં સુતો હતો ત્યાં ક્રુરસિંહે જઈ કેટલાક નોકરોની મદદ મેળવી, તેને ગોળીબાર કરી મારી નાખ્યો. છુપાછુપ તેઓ નાશી છુટયા બીજે દિવસે સવારમાં રાજાના ખુનની વાત બહાર આવતાં તરત તપાસ થવા માંડયો. પણ પ્રજાને તેમજ તેમના અમલદારોને પણ નિરાંત થઇ ગઇ હતી. કેમકે અમલદારોની બેન, દીકરીઓ અને સ્ત્રીઓને પણ એ પાપી રાજાએ મુકી ન હતી. આમ એ પાપી રાજાના પાપનો અંત આવ્યો હતો અને તેના રાજ્યનો ક્રુરસિંહ ધણી થયો હતો.

ઉપર જણાવેલ હરામખોર રાજાના સંગથી મને ગર્ભ રહ્યો. દિવસો ઉપર દિવસો વિતતાં મહીનાઓ વિતવા માંડયા. હું ગભરાવા માંડી. હવે આ વાત કેમ છુપી રાખવી? સુયાણીને બોલાવી મેં વાત કરી અને ગર્ભ પાડી નાખવાની દવા માગી. મેં તે બાબતમાં તેને જોઇતું નાણું આપ્યું. તેણે તથા તેની બીજી ઓળખાણ વાળીએ મને ઘણી દવા આપી પણ ગર્ભ પડયો નહીં. આમ કરતાં કરતાં સાત માસ થઈ ગયા. મારા મા બાપે કહ્યું. "તું ઘરમાં જણીશ તો નાતમાં, શહેરમાં અમારૂં નાક કપાય, અમારૂં જીવતર ઝેર થઇ જાય. અમારે બધાંને અફીણ ઘોળી પીઇને મરવું પડે." મેં કહ્યું "તમારે બધાંને એમ શું કરવા કરવું પડે. મને અફીણ લાવી ઘો. હું એકલીજ પીઇને મરૂં. તમારી સઉની આબરૂ રહે." ખરેજ ! મને તરત અફીણ લાવી દેવામાં આવ્યું. મારી માએ ધ્રુજતે હાથે અને રડતાં રડતાં એક પ્યાલામાં અફીણ ઘોળીને મને પીઈ જવા આપ્યું આ વખતે મારા મનમાં જે વેદના થઇ આવી તેનું હું શું વર્ણન કરૂં?

" અરે હું નાની ઉમ્મરની વીશ વર્ષની ભરજુવાનીમાં આવેલી, મેં મનુષ્ય જન્મ ધરી જીંદગીના લ્હાવા લીધા નહીં એટલામાં તો આ ઝેરના પ્યાલા પીઇને આ દેહમાંથી આ આશા ભરેલ જીવડાને કેમ બહાર કાઢવો ? અરે નાતીલાઓ ! અરે નાતના ડાહ્યા ડમરા શેઠીઆઓ ! તમારા દીલમાં કાંઇ દયા છે ? તમને માણસ જાતની કાંઇ દયા નથી ? તમારી બેન-દીકરીઓની પણ તમને દયા નથી ? આવી હજારો સ્ત્રી હત્યાના-બાળહત્યાના-પાપની તમને જરાએ બીક નથી ? તમે હિંદુ-દયાના અવતાર કહેવાઓ-તેઓ આવા જુલમી બંધન કરી દયાહિન કેમ થયા છો ?" મેં પ્રભુનું નામ લીધું. તેને એકજ ઠપકો આપ્યો. " અરે ! મારા પ્રભુ, તેં મને સ્ત્રીનો અવતાર શા માટે આપ્યો ? સ્ત્રી બનાવી તો કાણી કુબડી અને જોતાંજ કંટાળો આવે તેવી કેમ ન બનાવી ? આવી રૂપવતી કેમ બનાવી ? જે મારા આપઘાતનું કારણ થઇ પડયું. "

મારી મા, મારી વહાલી માના દીલમાંથી પણ દયા ઉડી ગઇ હતી. તે પણ અત્યારે છેક નિર્દય થઇ ગઇ હતી, કેમકે તેને લાજ આડી આવતી હતી. જ્યાં જનુનીનીજ દયા ઉડી ગઈ ત્યાંતો બીજાને શું દોષ દઉં ? " મેં અફીણનો પ્યાલો લીધો. અને હું તે એકદમ પીઇ ગઇ. મારી મા તે પછી ત્યાંથી ખશી. પણ ઇશ્વર મરજી કાંઇ જુદીજ દેખાણી. તેજ ક્ષણે મને કોણ જાણે કેમ પણ ઉલટી થઇ પડી. ઘણી સખ્ત ઉલટી થઇ. તે ઉલટીમાં પીધેલું તમામ અફીણ બહાર નીકળી પડયું. તો પણ અફીણની મને બે દિવસ સુધી ભારે અસર રહી. મને કાંઇ ચેન પડયું નહી. તો પણ મારૂં મોત તો આવ્યું નહી. આ કારણથી વળી મારાં માબાપ મુઝાયાં; અને હવે શું કરવું, મારો અંત કેમ લાવવો એમ વિચાર કરવા માંડયાં. તેમને કાંઇ ખાવું, પીવું ભાવે નહી; સુવું પણ ગમે નહીં. મારી ને મારી પાસેજ બેસી રહે. છેવટે મને એક વિચાર સુઝયો મેં મારી માને કહ્યું " એક માણસને મારી સાથે આપો. હું જાત્રાને બહાને આંહી તમારા ઘરમાંથી નીકળી જાઉં. તે તરફ અજાણ્યા મુલુકમાં મને કોઈ ઓળખશે નહીં. ત્યાં છોકરાને જણી જીવતી હઇશતો ૨-૪ મહીને આંહી આવીશ નહીં તો હું મરી ગઇ છું એમ ગણી તમે સ્નાન કરી નાંખજો. સાથે મારા દાગીના અને નાણું મને આપજો. " આ રસ્તો નિકળ્યાથી મારી મા ઘણાં ખુશી થયાં અને મારા બાપને તેમણે વાત કરી.

જેથી તેમણે પણ મને જેમ બને તેમ જલદી રવાના કરી દેવાનું મારી માને કહી દીધું. બ્હેનો ! મા કોણ અને બાપ કોણ ? એનો વિચાર તમારે કરી લેવાનો છે ? હિંદુ સંસારની આવી અનેક દુઃખી કથનીઓ છે, જે તમે સાંભળવા બેસો તો મહીનાના મહીનાઓ વીતિ જાય તેવું છે. બીજે દીવસે સવારે એક બાઇને લઇ અમો બંને જાત્રાના સ્થળ તરફ રવાના થયા. અમારી ગાડી જોશબંધ દોડી જતી હતી. બીજા બેસારૂને પુછતાં માલુમ પડયું કે આંહી એક શહેર આવે છે, તે જાત્રાનું ધામ છે. તેથી બીજે દિવસે અમે તે શહેરને સ્ટેશને ઉતરી પડયાં. સ્ટેશન બહાર નિકળતાં કયાં જવું તે તો અમને ખબરજ નહતા. પણ જરા આગળ આવ્યા ત્યાં એક વૃદ્ધ ડોશી અમને મળ્યાં. અમે અજાણ્યા છીએ અને શા માટે આવ્યાં છીએ તે તેના રોજના ધંધાની આવડતથી તેણે જાણી લીધું. અને મને કહ્યું કે " બેન, તમે અજાણ્યાં લાગો છો. વળી તમારા પાસે જર-જોખમ હશે. પુરૂષવર્ગ કોઇ તમારા સાથે લાગતો નથી. તો ચાલો તમને હું ધર્મશાળા બતાવું. મને તમારે આપવું હોય તે આપજો. " અમે તેના બોલવા ઉપર ભોળવાણાં. તેના પાપની કે પાપી ધંધાની અમને ખબર પડી નહીં. કોઈ દીવસ ઘર બહાર નીકળેલ નહીં તો અમને એવા ખબર કયાંથી હોય ? દીવસ થોડો હતો-તે ડોશી આગળ અને અમે પાછળ એમ ચાલવા માંડયું. વચમાં ઉજડ, વળી જંગલ જેવું આવ્યું. બે ત્રણવાર ડોશીને ટોકી ટોકીને કહ્યું, " તું અમને આ ઉજડમાં કયાં લઇ જાય છે ? ધર્મશાળા તો આંહી દેખાતી નથી. કયાં છે ધર્મશાળા ?" એટલામાં સૂર્યાસ્ત થયો. એક નાનો સરખો ઓરડો હતો, એકાંતમાં તે ઓરડો હતો. ડોશીએ કહ્યું " ધર્મશાળા તો હવે થોડી દુર છે પણ અંધારૂં થતું જાય છે. તમે આંહી બેસો. તમે વિસામો લ્યો. હું હમણાં આવું છું. " એમ કહી તે ડોશી ચાલતી થઇ ગઇ. અમે બંનેજણુ એક-બીજી, એકબીજાના મ્હો સામું મુંઝાતી મુંઝાતી જોઇ રહી. હવે શું કરવું ? કયાં જવું ? વીગેરે વિચાર કરતાં કરતાં તો રાત્રીના અંધકારનો પડદો ફરી વળ્યો. "

હવે શું બન્યું તે મારી કથા ચોથા નંબરની વિધવા કહેશે. આજનો વખત પુરો થયો છે. આવતી કાલે પોતાની કથા બીજા નંબરની વિધવા તમને કહેશે.

## પ્રકરણ ૧૩ મું.



### બીજા નંબરની વિધવાની આત્મકથા.

**यदा सत्संग रहितो, भविष्यसि भविष्यसि ।**
**तदा सज्जन गोष्ठीषु, पतिष्यसि पतिष्यसि ॥**

**અર્થ.**

જ્યારે તું સત્સંગ રહિત થઈશ ત્યારે સજ્જનોની ગોષ્ટીમાંથી તું જરૂર પડીશ. (નાશ પામીશ)

બીજે દિવસે, નિમેલા વખતે તંબુમાં વિધવાઓ આવવા માંડી. બપોરના ત્રણ વાગ્યા એટલામાં તો પચાસે હજાર વિધવાઓ તંબુમાં દાખલ થઇ ગઈ. મહારાણી ગુણસુંદરી, તેમની સખીઓ પદ્મની, ચંદા અને નિર્મળા, વિમળા, કમળા, ચંપા વગેરે સ્ત્રી મંડળ પણ આવી પહોંચ્યું. તેમને સઉ વિધવાઓએ ઉભા થઇ માન આપ્યું. સ્વયં-સેવિકા મહીઆરીઓએ સર્વેને બેસારી દઇ શાંત કરતાં બીજા નંબરની વિધવા ઉભી થઇ બોલવાનું શરૂ કરે છે એટલામાં તંબુ બહારથી બે મહીઆરીઓ આવીને મહારાણી ગુણસુંદરીને જણાવ્યું કે "જનાના આબાદ" ના ટાપુમાંથી છુટેલા રાજાઓ અને અમીર ઉમરાવોની સ્ત્રીઓ આ સભામાં આવવા માગે છે. તેઓ સર્વે બહાર ઉભાં છે. આજ્ઞા હોય તો અંદર પ્રવેશ કરાવીએ." મહારાણીએ હા પાડતાં સર્વેને તંબુમાં દાખલ કર્યા અને તે સર્વેને યોગ્ય સ્થળે બેસાર્યાં. તે બીજા નંબરની વિધવાએ પોતાની વિતક વાત શરૂ કરી.

"હું મારા કુટુંબનું કે બાપ-દાદાનું નામ જાહેર કરીશ નહીં. પણ મારી વાત ઉપરથી તમને સમજવાનું મળે તો સમજશો. મારા પિતા મુંબઇના રહીશ હતા તેઓ રૂઇના મોટા વેપારી હતા. મુંબઇમાં કોલાબે જઈ માલની ખરીદી અને વેચાણનું કામ કરતા હતા. વખત એવો આવ્યો કે કોલાબાની બજારમાં રોજ મોટા પાયા ઉપર ભાવમાં ઉથલપાથલ થવા માંડી. મારા પિતાએ માલ ખુબ ખરીદવા માંડયા અને માલ સંઘરવા માંડયો. બેંક વાળાએ સારી રકમની

ડીપોઝીટ વગર ચેક શિકારવા ના પાડી તેથી બેંકમા મારા પિતાએ મોટી રકમ ડીપોઝીટની આપી દીધી. તેવામાં રૂઉની બજાર બેસવા માંડી. બજારમાં ભાવ ઘટવા માંડયા. પણ મારા પિતાને એક વારતો ભાવ ઉછાળો લેશે એવી ધારણા હતી. તેથી ગાંસડીઓ વેચી નહીં. પણ ભાવ તો દિનપરદિન ઘટવાજ માંડયા. બેંકવાળે મારા પિતાને નોટીસ આપી કે રૂઉના ભાવ દરરોજ ઘટતા જાય છે. માટે ત્રણ દિવસમાં ૭ લાખ રૂપીઆ તમે વધુ ડીપોઝીટ મોકલો. નહીં તો તમારી રૂઉની ગાંસડીઓ બજાર ભાવે જાહેર લીલામ કરી વેચી નાખવામાં આવશે." મારા બાપ મુંઝાણા, તે વિચારમાં પડયા હવે કોઇ ધીરનાર નથી. મારી આબરૂનો, મારી ઈજ્જતનો હવે આ શહેરમાં આંક આવી રહ્યો છે. ખરેજ ! મારા બાપદાદાની આબરૂ હવે હું નિભાવી શકીશ નહીં. એક પાપકર્મ છે, પણ તે મારાથી થાય તેમ નથી. તે થાય તો રૂપીઆ મને હમણાં મળે અને મારી આબરૂ રહે. બીજો ઉપાય નથી. આ બધા કરતાં મરવું વધારે સારૂં છે. આમ વિચારી તેઓ બીજા ઓરડામાં ગયા અને પોતાનો કબાટ ઉઘાડી તેમાંથી ઝેરની ભરેલી એક શીશી લઇ સુંઘીને મરવાનું કરે છે તેટલામાં હું તેમની પાસે પહોંચી અને કહ્યું કે "પિતાજી આ શું કરો છો ?" મારા પિતાએ કહ્યું "મારી આબરૂ હવે રહે તેમ નથી. આબરૂ ખોઇને જીવવું તેના કરતાં મરવું સારૂં છે. એક વખત એવો હતો કે આપણી જ્ઞાતિના શેઠ મગનલાલ તારા સગપણ માટે મને કહેવરાવતા હતા અને ૭ લાખ રૂપીઆ આપવાનું કહેતા હતા પણ સાઠ વર્ષના વૃદ્ધને દીકરી આપવી એ વાજબી નહીં એમ ગણી મેં ના પાડી હતી. હવે મને કોઈ ધીરનાર નથી. મારે મરવા સિવાય બીજો કોઇ રસ્તો નથી." મેં કહ્યું "બાપા ! તમારે તે વાતની ફિકર ન રાખવી. ખુશીથી મારૂં સગપણ કરી રૂપીઆ મેળવો પણ એ મારૂં સગપણ બહાર પાડશો માં. ખાનગી રાખજો." મારા પિતા મારી હિમ્મત જોઇને ખુશી થયા. તેમણે માણસને મોકલી શેઠને બોલાવી સગપણની વાત કરી. શેઠને કહ્યું "હમણાં આ વાત બહાર ફેલાવશો નહીં. લોકો કહેશે કે દીકરી વેચી રૂપીઆ લઈ વહેવાર ચલાવે છે." મગનલાલ શેઠે કહ્યું "મારે પણ હોહા કરવાથી લાભ નથી મારે પણ મારી આબરૂની વાત છે" બન્ને જણ અરસપરસ સમજ્યા. રૂપીઆ ૭ લાખ મગનલાલ શેઠે મારા પિતાને મોકલી દીધા. તે

રૂપીઆ મારા પિતાએ મુદત પહેલાં બેંકમાં ભરી દીધા, અને જતી લાજ રાખી.

મગનલાલ શેઠે મને કોઇ દીવસ જોયેલી નહીં. પણ મારા લક્ષાધિપતિના ઘરની, વળી મોટી ઉમરની કન્યા જાણી મારા સગપણની વાત ચલાવેલી. છેવટે ઉપર મુજબ સગપણનો સંબંધ નક્કી થયો. પણ એ વૃદ્ધ પુરૂષ સાથે પરણવા અને પરણીને તુરત રાંડવાની ગણત્રી મારા ધ્યાન બહાર ન હતી. જેથી કોઇ પણ પ્રકારે એ સગપણમાંથી છુટા થવાય એમ હું વિચારતી હતી અને તેથીજ મારા પિતા પાસે સગપણની વાત તરતમાં મેં છુપી રાખવાનો ઠરાવ કર્યો હતો.

મારા ઘરમાં એક વાણીઆ બાઈ કામ કરતી હતી, તેના તેર ચોદ વર્ષની ઉમ્મરના છોકરાને લઇ, હું રોજ મુંબાઈની બજારમાં ચીજો લેવા સારૂ જતી. તે અરસામાં મગનલાલ શેઠના બંગલા પાસે જાણી જોઇને નિકળતી. મારી ઉમ્મર સોળ સત્તર વર્ષની હતી. મારૂં શરીર લઠ્ઠ અને ઘણું તંદોરસ્ત હતું. મારો ચ્હેરો ઘણો કાંતિમાન હતો. હું જ્યારે રંગ બેરંગી સુંદર કપડા પહેરી બજારમા નિકળતી ત્યારે ઘણા પુરૂષો મારા તરફ જોઇજ રહેતા. એક વાર મગનલાલ શેઠ પોતાના બંગલામાં નિચે ઉભા હતા ત્યાં ખોટા બહાનાથી હું થોડીવાર થોભાણી, એટલે તેમની નજર મારા સામે થતાં તેઓ મને જોઇ રહ્યા. હું આગળ ચાલી એટલે મારા માણસ ગરીબદાસને બોલાવી શેઠે પુછયું કે "છોકરા, આ બાઇ કોણ છે? કઇ નાતે છે? તેનું સગપણ કોઇ ઠેકાણે કર્યું છે?" ગરીબદાસે કહ્યું કે "તે મારી બેન છે અમે કાઠીઆવાડમાંથી મુંબાઈમાં રહેવા આવ્યા છીએ, મારી બેનનાં ઘણાં માગાં આવે છે ને દલાલો પણ ઉપરા ઉપરી આવે છે, પણ મારા બાપને રૂપીઆ જાઝા લેવા છે તેથી સગપણ કરતા નથી. મારી બેનને તો વળી વર સાથે વાત કરીને, પસંદ આવે તોજ લગન કરવાં છે." શેઠે કહ્યું "તારી બેનને કહેજે, કાલે બપોરના ત્રણ વાગે મારે બંગલે આવે. તેને તેડીને તું આવજે." હું તો બજારમાં ચાલતી થઇ હતી. પાછળથી ગરીબદાસ આવ્યો. જેણે મને ઉપલી વાત કરી. મારી તો તેજ ધારણા હતી. બીજે દીવસે બરાબર ત્રણ વાગ્યે રોજ કરતાં વધારે સુંદર કપડાં પહેરી અને સુંદર દેખાવ કરી હું ગરીબદાસ સાથે શેઠને બંગલે લઇ

ઉપરના ત્રીજા માળના દીવાનખાના પાસેના એક ઓરડામાં શેઠે બેઠક કરી રાખી હતી. અમો બંને ત્યાં બેઠા. શેઠે દુધ, ચહા, પાન સોપારી વગેરેથી અમારૂ સ્વાગત કર્યું. ઇસારો કરવાથી ગરીબદાસ નિચે ઉતરી ગયો. શેઠે મને જોઇને, વળી એકલી; ભાળીને મોહાતુર થઇ ગયા. તેણે સગપણની મારી મરજી પુછી, મેં હા પાડી. પણ કહ્યું કે "તમારે ઘેર હું શોક ઉપર આવવા માગતી નથી." શેઠે કહ્યું, "મારે ચાર બાઇરીઓ થઇ, પણ તે બધી મરણ પામી છે" મેં કહ્યું, "કોઇ સાથે સગપણ કર્યું હશે તો પણ હું તમારી સાથે સગપણ બાંધીશ નહીં," શેઠે કહ્યું! એવું સગપણ હશે તો હું તે છોડી દઇશ. તેની તમારે ચિંતા ન કરવી, તે તો મારી મરજીની વાત છે ના?" મેં કહ્યું, "એ ન ચાલે. તમને મારા ઉપર ખરો પ્રેમ હોય તોજ મારે સંબંધ બાંધવો છે. નહીં તો નહીં. મને તમારે સાફ સાફ લખી આપવું જોઇએ કે ફલાણા શેઠને ત્યાં કરેલું એ સગપણ હું છોડી દઉં છું. એ કન્યાને તે શેઠ ગમે તે ઠેકાણે પરણાવે. મારે ને તેને લાગે વળગે નહી," મેં શેઠને પુરેપુરા મારા પ્રેમમાં લીધા હતા. તેમણે મને તુરત ઉપરની મતલબની ચીઠી લખી આપી. જે મેં મારા ખીસ્સામાં મુકી દીધી. હવે સગપણ સંબંધી શેઠે મારા સાથે કેટલીએક વાતો કરવા માંડી. થોડો વખત વિત્યો એટલામાં ગરીબદાસની નાની બેને આવી. "બેન બાપા બોલાવે છે, ચાલો." એમ કહેવાથી ઓરડાનાં બાર ઉઘાડી બીજે દિવસે આજ વખતે આવવાનું વચન આપી હું મારે ઘેર ગઈ. મારા બાપાને મેં મગનલાલ શેઠના હાથની લખેલી, તેના છાપની છાપેલી ઉપલી ચીઠી આપી. જે વાંચી તેઓ તો નવાઇ પામી ગયા. મેં બનેલી હકિકત ટુંકમાં કહી. એ વૃદ્ધ પુરૂષના ફાંસામાંથી છુટયાનું જણાવ્યું. મારા બાપા પણ ફજેતીની બીકથી બચ્યા તેથી તેઓ પણ ઘણા ખુશી થઇ ગયા. તે પછી લગભગ એક વર્ષ સુધી સારા મુહુરતીઆનો તપાસ કરવામાં ગાળી એક શ્રીમંત ગૃહસ્થના સત્તર અઢાર વર્ષની ઉમ્મરના યુવાન પુત્ર સાથે મારૂં સગપણ કર્યું. વરનું રૂપ, તેના શરીરનો મજબુત બાંધો અને તેની મધુર વાણી સાંભળીને હું રાજી રાજી થઇ ગઇ. હું પ્રભુનો પાડ માનવા લાગી. મારા વર અંગ્રેજી હાઇસ્કુલમાં ભણતા હતા, તેથી તો મને વધારે ખુશીપો થયો. તે પછી મારાં લગ્ન થયાં. હું સાસરે ગઇ. બીજા માળના એક ઓરડામાં અમો બંનેને સુવાનું

હતું. આંહી બે પલંગ હતા. બે ત્રણ દિવસની રાત્રીઓ વિતિ ગઈ, પણ મારા પતિ મારા પલંગ પાસે આવ્યા નહીં, મને બોલાવી પણ નહીં. ચોથી રાત્રે હું તેમના પલંગ પાસે ગઈ અને ત્યાં ઉભી રહી. તે વખતનું મારૂં સ્વરૂપ ગમે તેવા માણુસને પણ મોહ ઉપજાવે તેવું હતું. મારા પતિ મને ભાળીને કાંઇ પણ ન બોલતાં ગભરાયા જેવા થઇને પોતાની આંખમાંથી દડ દડ આંસુ પાડવા માંડયા. હું વિચારમાં પડી ગઈ. મારા વિદ્વાન પતિ આમ કેમ કરતા હશે? તેઓ મારા સાથે કાંઇ બોલી શકયા નહીં. હું ત્યાંથી પાછી હઠી ગઇ અને મનમાં અનેક કલ્પનાઓ કરતી મારા પલંગ ઉપર ગઇ અને કેટલીએક વારે નિદ્રાને વશ થઇ. તે પછી ૮–૧૦ દીવસે પાછલી રાત્રે જાગીને હું જોઉં છું તો મારા પતિ પલંગમાં બેશીને પોતાની ખાનગી જગા ઉપર પોતાના હાથવતી કાંઈક ક્રિયા કરતા હતા. તે વખતે તેમના હાથ ઉંચા નીચા થતા હતા તે ભાળી હું તેમની પાસે ગઈ તો તેઓ શરમાઇ નીચું જોઇ ગયા. મેં તેમને કહ્યું, "મારા જેવી યુવાન સ્ત્રી છતાં આ વિપરિત કામ તમારે શા માટે કરવું પડે છે. તમે મારા મુખત્યાર છો. તમારી મરજી હોય ત્યારે તમને હક્ક છે." મારા પતિએ કહ્યું, "તે મારાથી બની શકે તેવું નથી. મને નિશાળના ભાઇબંધોથી આ બુરી ટેવ ત્રણ ચાર વર્ષથી પડી ગઇ છે. મારા રૂપ ઉપર મોહી પડી મને ભાઇબંધોએ આ ઉંધે માર્ગે ચડાવી દીધો. હું વધારે શું કહું? મારામાં હવે પુરૂષાતન રહ્યું નથી. હું નિર્વિર્ય થઈ ગયો છું. મારૂં મન અને મારૂં મગજ ચક્કર ચક્કર ભમે છે. મારી જીંદગીનો આનંદ ઉડી ગયો છે. શરમથી મારા માતપિતાને લગ્નની હું ના પાડી શકયો નહીં. તેના પરિણામમાં તારા જેવી યુવાન અને રૂપ સંપન્ન બાળાનો ભવ મેં બગાડયો છે, અને છતે ધણીએ વિધવા બનાવી છે." એમ કહી તે રોઇ પડયા, અને પોકે પોક મુકીને રડયા. મેં તેને દીલાસો દીધો અને કહ્યું કે, "તમે કુટેવના દાસ બની ગયા છો. હવે તમારો ઉપાય નથી. એમાં તમે શું કરો?" એમ કહી મારાં કર્મને મેં દોષ દીધો. આવી કુટેવમાં દીનપરદીન મારા પતિનું મગજ અને શરીર એકદમ ખાલી થવા માંડયું. પછી તો તેમણે ભણતર છોડયું અને તેઓ ચિત્તભ્રમ થઇને તેમણે ઓરડામાં પડી રહેવા માંડયું. પણ શરીરમાંથી ધાતુનો ક્ષય થવાથી તેઓ અશક્ત થતા ગયા અને

સુંદર ગુલાબનું ફુલ ખીલતી કળીમાંથી જેમ ખરી પડે તેમ તેઓ અકાળે મરણ પામ્યા.

હું તો રાંડેલી–વિધવા–તો હતીજ, તેથી આ બનાવથી કાંઇ મને આઘાત ન લાગ્યો. મારા સાસરા સાસુને તેથી ઘણું લાગી આવ્યું. મારા પતિની વરસી વાળી ત્યાં સુધી હું મારા સાસરાને ઘેર રહી, તે પછી મારા બાપને ઘેર ગઇ. પણ ત્યાંથી ચાર પાંચ માસે મારા સાસરા પક્ષનું તેડું આવતાં મારે તેમને ઘેર જઇ રહેવું પડ્યું. મારી ઉમ્મર નાની હતી, દિન પરદિન ચંદ્રની કળા જેમ વધતી જાય તેમ મારી યુવાની અને મારૂં રૂપ વધતું જતું હતું. મારા તરફ કોઇ પણ પુરૂષની નજર જતી, તો તે મને જોઇને કામાતુર થઇ જતો. તેમાં વળી મેં બધો વેશ રાખ્યો હતો. માથાના વાળ કપાવ્યા ન હતા. લુગડાં, ઘરેણાં મારા ધણીના જીવતાં જેમ પહેરતી ઓઢતી તેમ હજી પણ પહેરતી હતી. મારૂં રૂપ ખીલતું ગયાં. મારા સાસરાના ઘરમાં સ્ત્રીઓમાં મારી એક સાસુ અને પુરૂષોમાં મારા એક સાસરા એમ બેજ હતા. મારા સાસરા ઉમ્મરમાં પીસ્તાળીસ વર્ષને આસરે હતા, પણ શરીરે લઠપઠ હતા. રોજ માલ મશાલાવાળા ખોરાક લેતાં તેઓ સદાય કામાતુર રહેતા હતા. મારા પતિ ગુજરી ગયા પછી મારી સાસુ મારા સાસરાના ઓરડામાં સુવા જતાં નહીં. તેથી મારા સાસરાની વિષયેચ્છા વધતી જતી હતી.

એક રાત્રે હું મારા ઓરડામાં પલંગ ઉપર સુતી હતી મારી જુવાની ઉભરાઇ જતી હતી. તે વખતે મારી કામવૃત્તિ મારા શરીરમાં સળગી ઉઠી હતી. કોઇ રીતે શાન્ત થાય એવો તો માર્ગજ ન હતો. મનને ઘણું ઘણું દબાવ્યું, પણ મોટા મોટા રૂષી મુનીઓ કામદેવને હઠાવી શકયા નહીં તો હું એક ક્ષુદ્ર બાળા કોણ ગણુત્રીમાં ? હું આવા વિચારમાં, વળી તે રાત્રીની સખ્ત ગરમીમાં, મારા શરીર ઉપરનાં કપડાં બાજુએ મુકી દઇ પલંગમાં આમથી તેમ આળોટતી હતી. પણ રાત્રી કોઇ રીતે વિતતી ન હતી. કોણ જાણે કેમ, મારી ભુલથી કે અજાણતાં મારા ઓરડાનું બારણું વાસ્યા વગરનું બંધ રહેલું તે ઉઘાડી એક પુરૂષ અંદર આવ્યો. પ્રભુએ મારા કામાગ્નિને શાંત કરવા કોઇને મોકલ્યો એવો હું મુર્ખ સ્ત્રી વિચાર કરૂં છું તો બત્તીના અજવાસમાં મારા સાસરાનેજ આવેલા મેં જોયા. તેમની નિચતાનો મને કાંઇક ખ્યાલ તો હતોજ. તેથી બીજા

કોઇ કારણસર નહીં પણ પાછલી રાત્રીના ત્રણ વાગ્યે તેઓ પોતાના નીચ હેતુસર અત્રે આવ્યા છે, એમ મારી ખાત્રી થઇ. આવતાંજ હું ઉભી થઇ, મેં મારા કપડાં સંભાળ્યા અને શરીર ઉપર જેમ તેમ લપેટયાં. મારા સાસરાએ કહ્યું, "તમે ગભરાશો નહીં. હું તમારા પ્યારની માગણી કરૂં છું. તમને એમાં નવાઇ લાગે એવું નથી. મનુષ્યના દેહ જુદા છે પણ આત્મા તો એકજ છે. જન્મ વખતે કાંઇ નામ કે સગપણ સંબંધ હોતો નથી, પણ માણસને ઓળખવા અને વ્યવહાર સંભાળવા નામ અને સગપણ સંબંધ ગોઠવવામાં આવે છે. પણ તે કલ્પીત છે. પ્રભુના ઘરથી એ સંબંધો ગોઠવેલા નથી. કલ્પીત વસ્તુને સાચી માની વળગી પડી મુંઝાવવાનું નથી. તમારો આ સુકુમાર દેહ કામદેવની જ્વાળામાં રોજ સળગી જતો જોઈ મેં તમારા પ્યારની માગણી કરી છે. બીજા ગમે તે પર પુરૂષો સાથે સંબંધ બંધાય તે કરતાં આપણો સંબંધ બહુ ગુપ્ત રહેશે." વગેરે ડાહી, ડાહી પણ ધિક્કારવા લાયક વાતો કરીને મારા સાસરા મને ભોળવવા મંડયા. મને તો તેમની અધમતા, નિચતા અને દુષ્ટતા દેખીતી રીતેજ ઉઘાડી દેખાતી હતી. પણ કઠોર–નિર્દય–કામદેવના મારાથી હું લાચાર થઇ ગયેલી તેથી નિરૂપાય થઇ. મારા મનનું બળ ક્ષીણ પડી ગયું અને હું અશક્ત જેવી–અચેતન–મારા પલંગમાં કાંઇ પણ જવાબ આપ્યા શિવાય દુઃખી દીલે પડી રહી, મારી મુંગી મરજી ગણી મારા સાસરાએ તે વખતે ઘોર–પાપી–કર્મ કર્યું. આ પાપી કાર્યથી મારો સ્વતંત્ર–ઉગ્ર–આત્મા હણાયો. મારા મનમાં હું ઘણી દુઃખી થઈ. પણ જ્યાં મારા પિતા સમાન સાસરાને ખરૂં–ખોટું સુઝયું નહીં ત્યાં હું સ્ત્રી જાતિ–નિર્બળ–બાળાનો કામદેવ આગળ શું ઉપાય ?

આ નિચ ક્રમ રોજ ચાલવા માંડયો. હું તેમની સાથે એક પણ શબ્દ બોલવાને ચાહાતી ન હતી. તે પોતાનો નિચ હવસ–નિચ ઇચ્છા–પુરી કરીને ચાલ્યા જતા. આ પાપી પ્રવૃતિનું પાપી ફળ થોડા મહિનામાં દેખાણું. હું સગર્ભા થઇ. દિવસે દિવસે ગર્ભ વધતો ગયો. મહિનાના મહિનાઓ પણ વિત્યા. હવે મારા વિષયાતુર સાસરાની આંખ ઉઘડી. પોતાના દુષ્કૃત્યનું ભાન આવ્યું, નાતમાં, ગામમાં પણ ઝીણી ઝીણી ચર્ચા થવા માંડી. મારા સાસરાને ખાવું અને સુવું ઉડી ગયાં. ને મુંઝાણા હવે શું કરવું ?

એ વિચારે તેના મગજને ઘેરી લીધું. એક દિવસ તે મારા ઓરડામાં આવી મને કહેવા લાગ્યા કે, " આજ સુધી મને ફિકર નહતી. પણ હવે મારાથી ગામમાં રહી શકાય તેવું નથી, નાતીલામાં ચર્ચા થાય છે. અને મને ફીટકાર આપે છે, પણ જો તમને પ્રસવ થાય તો તો મારે મરવુંજ પડે. બીજો ઉપાયજ નહીં. માટે તમે યાત્રાને બહાને કોઇ બાઈ માણસને લઇ આંહીથી બહારગામ જાઓ. પ્રસવ થયા પછી પાછાં અત્રે આવજો. તમારે જોઇએ તેટલું નાણું સાથે લઇ જાઓ." આમ દયામણે ચહેરે કહી મારા પગ પાસે બેશી રડી પડયા. "આ દિવસ કદી નહીં આવે એમ માનીને તમે મારી આબરૂ લેતા હતા. પણ હવે તમને હું શું ફીટકાર આપું ? પ્રભુના ઘરનો તમને ફીટકાર મળશે. હું નિર્દોષ, રાંક અને પવિત્ર બાળાની જીંદગીને પાયમાલ કરી મારો જન્મ અફળ કર્યો, તેનાં અઘોર પાપ તમને લાગશે અને તમારી જ્ઞાતિના અગ્રેસરો જે આવાં અઘોર, પાપી કામ કરવાનાં આડકતરાં ઉત્તેજન આપે છે તેનો પણ તે પાપમાં પુરેપુરો હિસ્સો છે. તમો પશુરૂપ પુરૂષોને પનારે પડેલી દીકરીઓ અને વહુઓને દુર્દશાના હજારો શ્રાપ તમારા ઉપર પ્રભુ વર્ષાવશે. અમારાં શીયળ લુટાવો, અમારી પવિત્રતાને કલંક લગાવો અને અમો બાળાઓને વૈધવ્યની દુર્દશામાં ઝબોળી રાખો, તમો અમારા દેખતાં તમારી વૃદ્ધ ઉમરે, નાની નાની બાળકીઓ સાથે પરણીને ઘરમાં સ્ત્રી–પુરૂષના વ્યવહાર ચલાવો. હે ! પુરૂષો, હે ! આગેવાનો ! પ્રભુ તમારા આ જાલીમ કૃત્યોનાં લેખાં જરૂર લેશેજ."

આટલું બોલતાંજ આખી સભામાં એકદમ શોક અને સંતાપની લાગણી પથરાઇ ગઇ. પચાસે હજાર સ્ત્રીઓના મુખ કમળ ઉપર દુ:ખનાં વાદળાં છવાઈ ગયાં. તેઓની આંખોમાંથી પુરૂષ જાતિ ઉપર ફીટકાર વર્ષાવનારાં, લોહીનાં આંસુઓ ટપોટપ ખરી પડયાં. મહારાણી ગુણસુંદરી અને તેમનાં વ્યવસ્થાપક મંડળે આ સભામાં પુરૂષોને દાખલ કર્યા ન હતા, પણ જો તેઓ હાજર હોત તો ખરેખર, વિધવાઓની દુર્દશાના આવા હેવાલો સાંભળી તેમના પથ્થર જેવાં દીલ ભાંગીને ચુરેચુરા થઇ ગયાં હોત.

તે બીજા નંબરની વિધવાએ પોતાના હૃદયનો ભાર હળવો કરી પોતાની આત્મકથા શરૂ કરી "મારા સાસરાના આવા આક્રંદની વાત સાંભળી મારાં સાસુ પણ મારા ઓરડામાં આવ્યાં. મારા સાસ-

રાની મારા સાથેની અધમતાની વાત તેઓ જાણતાં હતાં, અને તેમના સંબંધથી મને ગર્ભ રહ્યાનું પણ તેઓ જાણતાં હતાં. પોતાના ઘરની આબરૂ જવાની બીક તેમને પણ મારા સાસરા જેટલી હતી. તેથી મારે પગે પડી મને કહ્યું " વહુ અમારી લાજને બચાવો." એમ કહી તેઓ રોઇ પડયાં. હિંદુ સંસારના જુલમી બંધને અમારો–નિર્દોષનો–ભોગ લીધો. તે પછી એક બાઇ નોકરને તથા જરૂર જોગું નાણું લઇને અમો યાત્રાને બહાને ત્યાંથી રવાના થઇ ગયાં. બે દીવસ અમે ગાડીમાં ને ગાડીમાં કાઢયા. એક મોટું શહેર છે એમ જાણીને એક સ્ટેશને અમે ઉતર્યાં. અમે શહેર બહાર ધર્મશાળા ગોતતાં ગોતતાં ફરતાં હતાં ત્યાં એક હિંદુ જેવી લાગતી સ્ત્રી અમને મળી. તેણે અમને ઓળખી કાઢયાં કે આ ગૃહસ્થના ઘરની હિંદુ વિધવા છે. તેથી તેણે દયા બાઇને મદદ કરવા રૂપે કહ્યું, " બહેનો આ ધર્મશાળામાં તમારે ઉતરવા જેવું નથી. તમે બાઇ માણસ છો. ને જે કામે આંહી આવ્યાં છો તે કામ ધર્મશાળામાં રહેવાથી થઇ શકે તેમ નથી. મારી સાથે ચાલો મારૂં રહેવાનું ઘર છે તેમાં ચાર ઓરડા છે, તેમાંના એક ઓરડામાં તમે ઉતરજો. તમારૂં કામ પાર ઉતરે તે પછી તમને ઠીક પડે ત્યાં જજો. તમારે જવાનું થાય ત્યારે મને ભાડું તથા રાજી થાઓ તે રકમ આપજો " તેની આવી મીઠી મીઠી વાતથી અમે લલચાણા. આ પાપી દુનિયાના પ્રપંચ અને ખટપટનો અમને બાઇ માણસને શું ખ્યાલ હોય ? અમે તો ઉજળું એટલું દુધ માનેલું. થોરનું દુધ જીવલેણ હોય એનો અમને કયાંથી ખબર હોય ! અમે તો તે બાઇને અમારી બધી વાત ભોળે ભાવે કરી દીધી. અને પ્રસવ થાય ત્યાં સુધી રહેવું છે વગેરે કહી દીધું. તે બાઇની પાછળ અમે ચાલ્યા તે બાઈ શહેરના બીજા નાકા ઉપર આવેલી એક ગલીમાં ગઈ પુરૂષોને જોતાં મુસલમાન જેવા લાગતા હતા તેથી અમે કહ્યું કે, " અમને હિંદુના લતામા લઈ જા, અમારાથી આ લત્તામાં રહેવાય નહીં. તારૂં ઘર કયાં છે ? " તેણે કહ્યું " તમે ગભરાવ નહીં. આંહી તો મુસલમાનના બે ત્રણ ઘર છે. બાકી આતો હિંદુ લત્તો છે " વળી વિશ્વાસે અમે આગળ ચાલ્યાં. ખડકીમાં, ખડકી અને તેમાં ખડકી એમ ત્રણ ચાર ખડકી વટાવી તે એક ઓરડામાં અમને લઇ ગઇ. અને ત્યાં બેસારી " હું હમણાં આવું છું " એમ

કહીને ગઇ. ગઇ તે ગઇજ. પછીથી માલુમ પડયું કે તેણે હિંદુ પહેરવેશ પહેરેલો હતો, પણ તે જાતે મુસલમાન હતી. થોડીકવાર થઇ ત્યાં બે પઠાણ જેવા દાઢીવાળા મુસલમાનો આવ્યા. અમે તો તેને જોઇનેજ હબકી ગયાં અને પેલી સ્ત્રીએ અમને ફસાવ્યાં એમ અમારી ખાત્રી થઈ. તેઓ અમને દબાવવા અને ડરાવવા માંડયા ને કહ્યું કે, "સબ દાગીના ઓર રોકડ છોડદો." એમ કહી અમને મારવાજ મંડી પડયા. અમે તો રાડો પાડવા માંડી પણ આ ભોંયરા જેવી ખડકીમાં ખડકી ને તેમાં ખડકીવાળા ઘરમાંથી અમારો સાદ કોણ સાંભળે ? તે બંને જણાએ અમારા પાસે હતું તે લુંટી લીધું. આ વખતે કોઈ મુસલમાન બાઈ આવીપોંચી તેણે કહ્યું કે "આ બીચારીને મારોમાં. તેના પાસે હોય તે આપવા કયાં ના પાડે છે ? તે બીચારીને રજા આપો. બાઇને અટકાવી શું કામ રાખો છો" એટલે તેઓ અમને લુટીને ત્યાંથી ચાલતા થઈ ગયા.

હવે મારી વધુ વાત ચોથા નંબરની વિધવા કહી સંભળાવશે આ દુઃખના ડુંગરની વાતો કહેતાં મારી છાતી ફાટી પડે છે માટે આજની મારી વાત હું બંધ કરૂં છું.

આવતી કાલે ત્રીજા નંબરની વિધવા પોતાની વિતક વાત તમને કહી સંભળાવશે. તે પછી સભા બરખાસ્ત થતાં સઉ પોતપોતાના સ્થાનકે ગયાં હતાં.



## પ્રકરણ ૧૪ મું.

### ત્રીજા નંબરની વિધવાની આત્મકથા.

**દુરાદુચ્છ્રત પાણિરાર્દ્રનયનः પ્રોત્સારિતાર્ધાસનો ।**
**ગાઢાલિંગન તત્પરः, પ્રિયકથાપ્રશ્નેષુ દત્તાદરः ॥**
**અન્તર્ભૂતવિષો, બહિર્મધુમયશ્ચાતીવ માયાપટુः ।**
**કોનામાયમપર્વ નાટકવિધિર્યः શિક્ષિતો દુર્જનैः ॥ ૧ ॥**

અર્થ–દુર્જનો! આ અપુર્વ નાટકનો વિધિ કયાંથી શીખેલા છે કે જે સમજી શકાતું નથી. તે લોકો છેટેથી સામાને જુએ છે ત્યાં ઉંચા હાથ કરીને આદર કરે છે. મળતાં તો આંખમાં આંસુ લાવે છે, પોતાના પાસેજ અર્ધા આસન ઉપર બેસારે છે, ગાઢ આલિંગન કરવામાં તત્પર થાય છે, અનેક મીઠી મીઠી કથાઓ કરે છે અને પ્રશ્નોમાં અતિ આતુરતા દેખાડે છે, અંતરમાં જેને ઝહેર ભરેલું હોય છે અને બહાર અત્યંત માયાની કપટ જાળ કરી મધના જેવું મીઠું બોલે છે.

ત્રીજે દિવસે નિમેલા વખતે તંબુમાં વિધવાઓ આવવા માંડી. બપોરના ત્રણ વાગ્યા એટલામાં તો હજારો વિધવાઓ તંબુમાં દાખલ થઇ ગઇ.

મહારાણી ગુણસુંદરી અને બીજી આગેવાન સ્ત્રીઓ હમેશ માફક તંબુમાં દાખલ થઈ, પોતપોતાની યોગ્યતાવાળી જગોએ બેશી ગઇ. તે પછી બહારથી બે મહીઆરી સ્વયંસેવિકાઓએ આવી જાહેર કર્યું કે આસરે બસેંહ કુમારીકાઓ આ સભામંડપમાં દાખલ થવા અરજ કરે છે. તો શું કરવું તે આજ્ઞા આપો. મહારાણીએ તે કુમારીકાઓમાંથી અગ્રેસર પાંચ જણીને બોલાવી પુછ્યું કે "આ વિધવાઓના મેળાવડામાં તેમનો દાખલ થવાનો હેતુ શું છે ?" તે કુમારિકાઓએ કહ્યું કે "જે દુઃખી વિધવાઓ અત્રે એકત્ર થઈ છે, તે પણ પુર્વે કુમારીકાઓ હતી. તેઓ લગ્ન થયા પછી ગૃહ-સ્થાશ્રમમાં અને વિધવા અવસ્થામાં તેમને શું શું દુઃખો વેઠવાં પડયાં તેનો ખ્યાલ અમને આવે તો લગ્નના વિચાર માંડીવાળી અમે

આવી વિધવાઓનાં દુઃખો ટાળવાની સેવામાં અમારી જીંદગી કેમ ન ગાળીએ ? માબાપોની અને નાતની ખોટી આબરૂને નિભાવી રાખવા સારૂ દરવર્ષે કેટલી હજારો કુમારિકાઓનો ભોગ અપાય છે અને તેમનાં જીવતર નકામાં થઈ પડે છે તે આવી સભામાં આવીને સાંભળ્યા શિવાય અમે કઇ રીતે જાણી શકીએ ?" મહારાણીએ તેમણે દાખલ કરી.તે પછી ત્રીજા નંબરની વિધવાએ પોતાની આત્મકથા શરૂ કરી. " મારી પ્રથમની બે બહેનોની જેમ હું પણ મારા મા બાપના નામ ઠામ આપીશ નહીં. મારી પુખ્ત ઉમર થતાં મારા માબાપે મુંબઇ શહેરના એક મોટા શ્રીમંત વેપારીના પુત્ર વેરે મારૂં વેશવાળ કરેલું મારા પિતા પણ શ્રીમંત હોવાથી કાંઇ પણ અવેજ લીધેલો નહીં. મારી ઉમ્મર સોળ વર્ષની થતાં એક એવી વાત બહાર આવી કે મારા પતિ ષંઢ છે. પુરૂષમાં નથી. આ વાત અમારી નાતમાં જોશભેર ચાલવા માંડી તેથી લગ્નનું અટકાવી મારા બાપે મારા સાસરાને નોટીસ આપી કે " તમારો પુત્ર પુરૂષત્વમાં નથી તેથી સારા પ્રખ્યાત ડાકટરોનાં સર્ટિફિકેટ મેળવી ખાત્રી નહીં કરો ત્યાંસુધી મારી દીકરીનાં લગ્ન હું કરીશ નહી." મારા સાસરાવાળાએ આથી નોટીસ આપી કે "તમારી દીકરીને બીજે પરણાવી દેવા અમારી ફજેતી કરી અમારી આબરૂ પાડવા તમે આ ખોટી વાત ઉભી કરી છે તે માટે અમે તમારા ઉપર આબરૂ લીધાની ફરીયાદ કરશું." આમ ધમકી આપી. પણ તેઓ ખોટા હોવાથી ફરીયાદ કરી શકયા નહીં. આવી વાતો છાપામાં પણ ચર્ચાવા માંડી અને છાપાવાળાને સારૂં ખાજ હાથ આવ્યું, એમગણી,તેઓ **"મોટે ઠેકાણાના સગપણ સંબંધ–તેના છુપા ભેદ ભરમો"** વગેરે મોટા અક્ષરોનાં મથાળાં કરી સાચાં ખોટાં લખાણો કરવા માંડયા. મારા સાસરાએ તે પછી મોટા મોટા ડાકટરોનો આશરો લીધો. પ્રથમ તો પોતાના પુત્રનું નપુંશકપણું ટાળવા દવા કરવાનું તેમણે કર્યું. તેવી દવામાં હજારો રૂપીઆ ખર્ચ કર્યાં પણ કાંઇ વળ્યું નહીં. એક સર્જન ડાકટરે મારા પતિના ખાનગી ભાગ ઉપર વહાડકાપ કરી તેમાંની ઢીલી પડેલી નસો અને ગોળીને બદલે વાંદરાની નસો અને ગોળી ગોઠવી દેવાથી પુરૂષાતન આવી શકે છે માટે તે સિવાય બીજો રસ્તો નથી. એમ કહી તે કામ બદલની ફીના રૂપીઆ પચ્ચીસ હજાર માગ્યા. આ ઓપરેશન અને આ ક્રિયાના અમે એકસપર્ટ (કુશળતાવાળા)

છીએ અને આ પ્રયોગમાં અમે સફળ છીએ." તેમ કહી ડાકટરે ખાત્રી આપી. પણ તે વાત મારા સાસરાને ગમી નહી. તેણે ઘણા પાસ થએલા ડાકટરોને માગે તેટલાં નાણાં આપી મારો પતિ પુરૂષાતનમાં છે, નપુંશક નથી એવાં ખોટાં સર્ટિફિકેટો મેળવી, સોલીસીટરોની નોટીસો સાથે મારા બાપને મોકલ્યાં, અને અમુક મુદતમાં હવે લગ્ન નહીં કરો તો આબરૂ લીધાની ફરીયાદ કરશું વગેરે ધમકી આપવા માંડી. મારા બાપે પણ તેવી નોટીસ અને સર્ટિફિકેટોના સોલીસીટરોને ફી આપી સામા જવાબ વાળ્યા હતા. બંને લાખોપતી હોવાથી નાણાં ખરચવાની કોઇને મુંઝવણ ન હતી. મારા બાપે છેવટ એક એવી નોટીસ મોકલી કે અમારા અમુક ડાકટર પાસે તમારા પુત્રની સરવૈ કરાવો અને સર્ટિફિકેટ મેળવો, તો અમે તે બાબતમાં વિચાર કરીશું. મારા સાસરાએ તે ડાકટરને લાગવગ લગાડીને તથા ખાનગી રીતે મેળવી લઇ હજારો રૂપીઆ ખરચી પોતાનો "પુત્ર નપુંશક નથી" એવું સર્ટિફિકેટ મેળવી, નોટીસ સાથે મારા બાપને મોકલ્યું. હવે મારા બાપા ઢીલા પડી ગયા સામાવાળાની પણ કન્યા જાય તે મોટી આબરૂ ગયા બરાબર ગણી હજારો રૂપીઆ પાણીની પેઠે તેઓ વાપરતા હતા. આવી ઘડભાંગ ચાલતાં છ સાત વર્ષ વિતિ ગયાં. મારા પિતાએ નાતીલાને ભેળા કરી આ વાત તેમના પાસે મુકી. મારા સાસરાએ ઘણા નાતીલાને લાંચો આપી પોતાના પક્ષમાં લઇ લીધા હતા. કોઇને રૂશ્વત તરીકે આપ્યા હતા તો કોઈને કરજે ધીરવાની રીતે આપ્યા હતા. વળી એવા નાણાં નહીં લેનારાના ભાઇ ભત્રીજા કે સગાને ધંધે કે નોકરીએ લગાડી લાલચમાં લીધા હતા. ત્રણ ચાર વાર નાતીલા ભેળા થયા તેમાં પણ સઉનો મત એવો થયો કે એ વર અને એ કન્યા પરણવાં જોઇએ. સઉ સમજતા હતા કે આપણે પણ કોઇ વખત તેવો આવી લાગે. માટે આવો ખરાબ દાખલો ન બેસારવો મારા પિતાને પણ થયું કે હવે બહુ હઠ ન રાખવી. નાતમાં આટલી બધી હો હા થઇ તો હવે મારી દીકરીનો કોણ હાથ ઝાલશે ? કોઇ નાગો કે નીચ મળશે તો મારી દીકરી દુઃખી થશે. જેથી દીકરીનાં નશીબ મારાથી કાંઈ નશીબ ઘડાશે ? આવા વિચારથી તેમણે નમતું મુકયું. અને પોતાના ડાકટરનો મત ખરો છે એમ સ્વિકારી લગ્ન માટે મારા સાસરાને કેવરાવ્યું. બંને

નરફથી લગ્નની તૈયારીઓ થઇ. એક સુમુહુરતે–ખરી રીતે મારી જીંદગીની કુમુહુરતે–મારાં લગ્ન થઇ ગયાં. હું સાસરાના ઘરમાં ગઈ, પતી નપુંશક નથી એવી મારા પિતાની ડાકટરથી ખાત્રી થવાથી હું તો આનંદમાં હતી, કે પ્રભુએ મારી ટેક રાખી. હું બાવીશ વર્ષની થઈ તોપણ હિમ્મત અને ધીરજથી મેં મારૂં શીયળ સાચવ્યું હતું. પતીના શયનગૃહમાં હું સુવા ગઇ. પણ પતી તો પોતાના પલંગમાં ઉંઘમાં ભરપુર હતા. મેં તેમને ઉંઘવા દીધા મને લાગ્યું કે દીવસ આખાના કામકાજના થાકથી તેઓને નિંદ્રા આવી ગઇ હશે. વખત જતાં જાગશે, અને મને બોલાવશે. એ પ્રમાણે બીજી, ત્રીજી એમ અનેક રાત્રીઓ ઉપરા ઉપર જવા માંડી મારૂં મન અધીરૂં થવા માંડયું. રાત પડતાંજ સુએ છે અને સૂર્યોદય થયા પછીજ જાગે છે તેનું કારણ શું છે ? શું નપુંશક પુરૂષો હોય તેની એ નિશાની હશે ? એક રાત્રે મેં તેમના પલંગ પાસે જઇ ઢંઢોળ્યા. બહુ ઢંઢોળ્યા ત્યારે માંડમાંડ જાગ્યા અને મને કહેવા માંડયા " મને સુવાદે. મારે આખા દીવસનો ઉજાગરો છે " હું તો નવાઈ પામી. આતે બોલે છે શું ? દિવસનો ઉજાગરો તે કેવો ? " એક દિવસ અમારા બંગલા પછવાડેના અમારા બગીચામાં ગઇ તો અમારા માળીની ઓરડીમાં પાંચ છ ગંજેરી ભેગા થઇ ગાંજો ફુકતા હતા. ગાંજાની ચલમ હાથમાં લઇ તેને લુગડાનો નાનો કટકો લપેટી દરેક ગંજેરી એવી રીતે તો ફુંકતો હતો કે ગાંજાવાળી ચલમમાં તાપ થાય ત્યારેજ તે છોડતો હતો. અને એકબીજાને આપતો હતો.

એકાદ કલાક આ ક્રિયા ચાલ્યા પછી માળી દારૂની બાટલીઓ લાવ્યો તેને એક બીજાએ હેત કરી કરીને પાયો. બેવકુફ બન્યા ત્યાં સુધી પાયો. તેટલામાં માળીએ પાછી ગાંજાની ચળમો ભરી આપવા માંડી અને પ્રથમની પેઠે સઉ ગાંજો ફુકવા માંડયા. વળી વચમાં કોઈ કોઇ ગાવા–બજાવવા માંડયા. મારા પતી પણ ગાતા હતા. હું આ દેખાવ જોઇજ રહી. મેં મારા કપાળે હાથ માર્યો અને મારા દૈવને–મારાં નશીબને–મેં દોષ દીધો. આમને આમ સાંજ પડતી હતી. આખો દિવસ આવા દુષ્ટ વ્યસનમાં ચકચુર થઇ, થાકયા પાકયા મારા પતી નિદ્રાધીન થતા હતા અને આખી રાત ઘોરતા હતા.

એકવાર દીવસના એકાંતનો પ્રસંગ મળી જતાં મેં મારા પતીને વિનવ્યા. “ તમે ગૃહસ્થના પુત્ર છો, જુવાન છો, મારી સામું પણ કેમ જોતા નથી. હું તમારા પ્રેમની ઇચ્છા કરૂં છું. મારા ઉપર દયા કરો ” મદમાં ચડી ગયેલો અમલદાર જેમ દુઃખી અરજદારને જવાબ આપ્યા શિવાય તેના ગુમાનમાં ચાલ્યો જાય તેમ નિશામાં ચકચુર મારા પતી પણ મારા સામું જોયા શિવાય ત્યાંથી ચાલ્યા ગયા. મેં તો દરરોજ તેમનો પીછો પકડયો. ફરીથી પણ એજ પ્રમાણે કાલાવાલા કર્યા. એમ કેટલેક દિવસે મારી વિનતિ તેમણે સાંભળી તેઓ મારા શયન પલંગમાં પધાર્યા. મારી સાથે સુતા હતા, આંહી તમારા સમક્ષ વધારે ખુલ્લા શબ્દો હું કહી શકતી નથી પણ તેનો સાર એ છે કે, હું તેમને ઉંઘમાંથી નાહક જાગૃત કરતી હતી અને તેમના પ્યારની નાહક આશા રાખતી હતી. ષંઢ પુરૂષોની વાત મેં સાંભળી હતી, પણ તે પોતાની સ્ત્રી સાથેના વ્યવહારમાં છેક શુન્ય હોય એવી મને ખબર ન હતી. તે ખબર હવે મને પડતાં જે ત્રાસ મને પડયો તે હજી પણ હું ભુલી નથી. અને મારી આખી જીંદગી તે ત્રાસમય વિચારને ભુલશે નહીં. કોઇ બે સ્ત્રી વર્ગ એકઠાં સુતાં હોય તેવા પ્રકારની મારા પતીની સ્થિતિ હતી. મેં હવે ફરીથી તેમને ઉંઘમાંથી જગાડવાજ મુકી દીધા. પણ તેમનાં વ્યસન છોડાવવા પ્રયત્ન કરવા માંડયો એક રાત્રે મારા પલંગમાં હું પુરી નિદ્રાધિન હતી તેવામાં કોઇએ મને પ્રેમથી બાથ ભીડી હોય એવું થતાં હું જાગી અને જોઉં છું તો મારાં સાસુએ મને બાથ ભીડી હતી. પાછલી રાત્રીના ત્રણ બજ્યા હતા. તેમણે મને કહ્યું, વહુ તમારા દીલની નીરાશા હું જાણું છું. તમારા જેવી સુકુમાર, યુવાન અને શિયળ સંભાળી રહેનાર યુવતીઓને આવા વખતમાં કેટલી વ્યથા થાય તેનું માપ કાઢી શકાય નહીં. હું પણ સ્ત્રી જાતિ છું અને મને તે બાબતનો પુરતો અનુભવ છે, મારો પુત્ર ષંઢ છે, સાથે વ્યસનોનો ગુલામ છે એકલો વ્યસની હોત તો કોઇ દીવસ દુઃખનો આરો આવવાની આશા રાખત પણ નપુંશક માટે શું આશા રખાય ? હવે તમે હિમ્મત નહીં હારતા હું કહું તેમ કરી તમારા વિરહ દુઃખનો કાંઇક અંત આણો. વિધવા કે કુમારિકાને જે તકનો લાભ મળી શકે નહીં તે લાભ–જગતના અપવાદ શિવાય તમારા ધણીની હયાતીમાં તમે મેળવી શકો છો તમારા લગ્ન પહેલાં

એક દિવસે સમુદ્ર કિનારા ઉપર ફરવા ગયેલા બાગના કોચ ઉપર તમે મને અચાનક મળી ગયાં હતાં. તમે મને ઓળખતાં ન હતાં. પણ હું તમને ઓળખતી હતી. તે વખતે વાતચિતનો પ્રસંગ તમારા પાસેજ કઢાવી, ધણીના નપુંશક પણાની કે બીજી ગમે તે વાતો હોય પણ લગ્ન કરી નાખવા એજ વાજબી રસ્તો છે એમ મેં તમને ત્રાહેત તરીકે સલાહ આપી હતી, તે આજના આ વિચારથી કે ધણીની હયાતી હોય તો સ્ત્રીને બીજા પુરૂષ સાથે પ્રેમ કરવાથી પરિણામે તેને ગર્ભ રહે તો પણ જગત તેને હીણતું નથી. માટે હું કહું તે ઉપર લક્ષ આપો. "મને મારી સાસુ સાથે થએલી પ્રથમની તે વાતનું સ્મરણ થયું. મેં મારી સાસુને કહ્યું કે " તમારો દીકરો નપુશક છે એમ જાણતા છતાં, તેમનાં મારા સાથે લગ્ન કેમ થવા દીધાં ?" મારી સાસુએ કહ્યું કે, "વહુ, મારા સાસરા પાસે ઘણી દોલત છે તે ઉપરાંત મીલ્કત પણ ઘણી છે. તમારા પતી શિવાય મારે બીજો પુત્ર નથી એ તમે જાણો છો. તે નપુંશક છે, અને એ વાત બહુ ચર્ચાયાથી બીજો કોઈ તો તેને પોતાની દીકરી આપી લગ્ન કરવાનું કરે નહીં. અજાણતાં સગપણ થઇ ગયું તે થઇ જાય. તમારા પિતા સગપણ વખતે આ બાબતથી અજાણ્યા હતા. અમારે તો સગપણ કરી લગ્ન કરવાંજ હતાં. કેમકે હરકોઇ પ્રકારે એકાદ પુત્ર થઇ જાય તો મીલ્કતનો વારસદાર બને. એટલે હજારો તો શું પણ લાખો રૂપીઆ ખરચતાં પણ આવેલ સપાટામાંથી તમને જવા તો દેવાંજ ન હતાં તેથી આ લગ્ન કર્યાં છે, અને મેં તમને તેજ માટે લગ્ન કરવાની સલાહ આપી હતી. તમારા પિતાને પણ મુકયું મુકાય તેમ ન હતું. તમારી ઉમ્મર ઘણી મોટી થઇ હતી. ફરીથી બીજો કોઇ મોટા ગૃહસ્થના ઘરનો મહુરતીઓ તો મળે નહીં. અને નાતમાં પોતાની આબરૂનો સવાલ તો ઉભો હતો. તેથી તેમણે વિચાર્યું કે આમ ચસકવામાં કે બીજી બાજુ ખસવામાં હવે સાર નથી. તેથી લાજ આબરૂના વમળના ચક્રાવામાં પડી તમારા બાપે ભીનું સંકેલી દીધું અને " ડાકટરનો મત અમે કબુલ રાખીએ છીએ " એવો ડોળ ઘાલી–દેખાવ કરી લગ્ન કરી દીધાં–વહુ બાપુ, વ્યવહારની આંટી ઘુંટી એવી છે. પોતાના સમાજમાં–પોતાની નાતમાં–અને શહેર સાથે વસનારા અને સહવાસમાં આવનારા–લોકો જેને આબરૂ કહે તેવી

સાચી કે ખોટી આબરૂને ટકાવી રાખવા જગતના બળવાન પ્રવાહમાં તણાવું પડે છે, તેમ તમારા પિતા પણ તણાયા છે. તેનો પણ દોષ કાઢશોમાં, પ્રારબ્ધને વશ જગત છે."

મેં કહ્યું "હવે તમારૂં કહેવું શું છે કહો." મારી સાસુએ કહ્યું. "બહુ ખુલ્લું કહેવાની શું જરૂર છે? આપણી પેઢીમાંજ આપણા મુનીમનો પુત્ર ઉમ્મર વર્ષ પચીશનો છે, પ્યાર કરવા લાયક છે, માટે તેની સાથે તમે પ્રેમ કરો. પ્રભુ! તમને એકાદ સંતાન આપે તો બસ. શાસ્ત્રમાં પણ પુર્વે એમ થતું આવ્યું છે. એકાદ પુત્ર ઉત્પન્ન કરવા રૂષી–મુની–અને દેવતાઓ પાસે પુર્વની સ્ત્રીઓ ધણીની આજ્ઞાથી જતી, અને પુત્ર ઉત્પન્ન કરાવી પોતાના મનોરથ પુરા કરતી. તેઓ તે છતાં કાંઇ ધીક્કારને કે નિંદવા લાયક ગણાણી નથી. મારી તમને મના નથી, મારીજ તમને સુચના છે તો પછી બહુ વિચાર કરવાનું તમારે હવે રહેતું નથી." હું તો આભીજ બની ગઇ. અરે, મારી માતુશ્રી રૂપ મારી સાસુ ઉઠીને મને આ શું શીખામણ આપી રહ્યાં છે? અરે વળી શાસ્ત્રના આ દાખલાઓ પણ શું આપી રહ્યા છે? મને તેમની કોઇ વાત ગમી નહી. મને તેમની શીખામણ કડવી ઝેર જેવી લાગી અરે, આ કરતાં મને ઝેર ઘોળી મારી માએ મારી કેમ ન નાખી? આવા સ્ત્રી જીવતરમાં જીવવા કરતાં મરવું એ શું જીવવા કરતાં વધારે ઉત્તમ નથી? આ પવિત્ર દેહને, આ દેહના પવિત્ર શિયળને. અરે સુર્ય, અગ્ની અને બ્રાહ્મણ સમક્ષ એકજ પતિની સાથે જે પ્રતિજ્ઞાથી હું બંધાણી તે પ્રતીજ્ઞા–તે પતિવૃતપણાને આમ મારે લુટાવા દેવું?" મેં મારી સાસુને કાંઇ જવાબ આપ્યો નહીં. તેઓ તે પછી ચાલ્યાં ગયાં. હું સવાર પડનાર હોવાથી ઉઠીને કામે વળગી. સામી રાત પડી, બીજી ત્રીજી એમ રાત ઉપર રાતને દીવસો ઉપર દિવસો વિતવા માંડયા. મેં મારા પતીના પ્રેમની આશા તો હવે તદ્દન છોડી દીધી હતી. હું તો મારા પ્રારબ્ધ કર્મને સંભારી દુઃખી દીલે–મારૂં દુઃખી જીવન વિતાવતી હતી. એક રાત્રે મારા મુનીમનો પુત્ર મારા શયન ગૃહમાં આવ્યો, અને મારા પ્યારની માગણી કરવા માંડી "હમણાં નહીં. પછી તમને હું કેવરાવીશ" એમ કહી મેં તેને રજા આપી. પછીથી મને માલુમ પડયું કે તેને મારી સાસુએ મારા શયનગૃહમાં મોકલ્યો હતો. મહાભારતના યુદ્ધ પ્રસંગમાં મહાન

મહાન ગણાતા એવા મહારથીઓએ અભિમન્યુને કોઠારૂપી વ્યુહરચના કરી રોકી રાખી, અધમપણે મારી નાંખ્યો હતો તેમ મારા સાસરા અને મારી સાસુએ પણ કોઠારૂપી વ્યુહરચના કરી હું અબળાને ઘેરી લઇ મારી નાંખી છે.

મારી સાસુએ એક દિવસ મને કહ્યું કે, "તમારા પતિને વ્યસનમાંથી સમજાવી-સુધારી-ઠેકાણે લાવવા તમે કહો છો, તે માટે મેં ને તમારા સસરાએ મહેનત કરવામાં બાકી રાખેલ નથી. સામ દામ, ભેદ અને દંડની ચારે પ્રકારની નીતિનો ઉપયોગ કર્યા છતાં તે કોઇ રીતે સુધર્યો નથી, તેમ સુધરે તેમ લાગતું નથી. તેથી તે વાત જવા દઇ, તેની હયાતી છે તો પણ છતે પુત્રે અમે વાંઝીયા-પણાના મ્હેણામાંથી ઉગરેલા છીએ એટલોજ સંતોષ લઇએ છીએ. તે દરમ્યાન, તમને પ્રભુ એક દીકરો આપે તો અમારૂં મોત સુધરે, પછી તો બને તે ખરૂં." મારી સાસુની આવી વાતો સાંભળી મારી છાતી ભરાઇ આવી અને મારી આંખોમાંથી દડ દડ આંસુ નીકળી પડયાં. "અરે, પુર્વે એવાં તે મેં શું પાપ કર્યાં હશે કે આ ભવમાં આ સ્ત્રી અવતાર અને તેમાં પણ આવા પતિનોં સંબંધ મને પ્રાપ્ત થયો." મારી દાદ ફરીયાદ કાંઇ પ્રભુએ સાંભળી નહી. કેમકે મારાં પ્રારબ્ધ કર્મ મારે ભોગવવાંજ જોઇએ. કોઈનાં પ્રારબ્ધ કર્મ કોઇ ભોગવી દેતુંજ નથી. પ્રભુનો એ અચળ નિયમ છે. મારા ધણીનું વ્યસન તો રોજ-ચંદ્ર કળાની જેમ-વધતું જતું હતું, તેના દારૂ-ડીઆ-અને ગંજેરી મિત્રોની સંખ્યા વધતીજ જતી હતી. ત્યાં દારૂ, ગાંજાનાજ બંધાણી એકલા આવતા નહી પણ અફીણ, ચરસ, કોકીન, ચા. કોફીના પણ પુષ્કળ બંધાણીઓ આવતા હતા. હડકાયા શ્વાનને જેમ શાંતિ ન હોય, એક સ્થળે એક મિનિટ પણ સ્થિર રહી શકે નહીં તેમ ચા. કોફી ને કોકીનના બંધાણીઓ આવતા અને જતા. મારી સાસુને તેના દીકરાની હવે તેના જીવતર શિવાય બીજી આશા ન હતી. તે દરમ્યાન મારાથી સંતતી થઇ જાય એ વાટ તેઓ જોયાં કરતાં હતાં. મને બજારમાં પણ કાંઈ ચીજ-વસ્તુ લેવા જવી હોય તો જવાની છુટ આપી હતી. તેમનો હેતુ પણ તેજ હતો કે કોઇ પુરૂષ સાથે મારે દોસ્તી થઇ જાય તો તેમની દોલત અને મીલ્કતનો વારસદાર સાંપડી જાય. મારૂં મન પણ એવાં વડી-લની રોજની શિખામણથી કોઇ કોઇ વાર ડગમગતું હતું. પણ પર-

પુરૂષનો આપણા શરીરનો જરા પણ સ્પર્શ થાય એ વાતનો વિચાર થતાં હું ત્રાસી ઉઠતી હતી અને પાપને રસ્તે ચડવા મારૂં મન જોરથી ના પાડતું હતું. એક વાર મારી સાસુએ મને પોતાના ઓરડામાં પોતાના પડખામાં બેસારી મારા ઉપર હેત કરી મને કહેવા માડયું. "વહુ, મારાં માશી વિધવા છે તેને તમે ઓળખો છો ? તે ઘણા નાણાંવાળાં છે. તેની ઉમ્મર ઘણી નાની છે અને તમારા જેવાંજ રૂપાળાં છે. તેને ઘેર મોટરો અને ઘોડાગાડીઓ તથા ઘણા નોકરો છે. એક લાખોપતી મુસલમાનના એક યુવાન છોકરાની મારી માશી સાથે પ્યાર કરવાની મરજી થઇ. તે મારી માશી ઉપર બહુ મોહી પડયો હતો. તેણે મારી માશીને, વખત મેળવી પોતાના દીલની વાત જણાવી. મારી માશીએ એ વાત તુચ્છકારી કાઢી. તે યુવાને એક બીજી તદબીર શોધી કાઢી. તેણે મોટર હાંકવાની કેળવણી લીધી. તેનું સર્ટિફિકેટ મેળવ્યું, અને મારી માશીને ત્યાં તેની મોટર હાંકવા માટે શોફર ( હાંકનાર તરીકે ) રહ્યો. મારી માશી તે મોટરમાં બેસી સાંજના રોજ ફરવા જતાં હતાં, અને તે યુવાન મોટર હાંકતો હતો. એક દિવસે મોટરને તે જંગલ તરફ લઇ ગયો, ત્યાં નિર્જન હતું. મારી માશીએ કહ્યું, "મોટર, આમ કયાં લઇ જાય છે?" તેણે મોટર ઉભી રાખી અને નીચે ઉતરી મારી માસીને કહ્યું "તમારા પ્યારનો હું તરસ્યો છું. હું લક્ષાધિપતિનો પુત્ર છું. મને સાધારણ શોફર ગણશો નહીં. તમારા પ્રેમ માટે આ ધંધો શીખી હું તમારી મોટરનો શોફર બન્યો. હવે મારી તૃષા મટાડો " અરે કાંઇ નહી તો મને એક ચુમ્બન લેવા દ્યો. હું એક લાખ રૂપીઆ આપું. મારી માસીએ તેનો તિરસ્કાર કર્યો અને મોટર જલ્દી હાંકી ઘેર લઇ જવા હુકમ કર્યો. તે યુવાન નિરાશ થયેલે દીલે તુરત મોટર ઉપર પાછો ચઢી બેઠો અને મોટર હાંકવા મંડયો. ઘેર આવી તેણે નોકરી ઉપરથી તરત રજા લીધી. હવે તેણે બંગડી બજારમાં બંગડી વેચવાની એક મોટી દુકાન ખોલી. દુકાનમાં ઘણાં માણસો નોકર હતા. પણ સ્ત્રીઓને હાથે બંગડી ચડાવવાનું કામ તેજ કરતો હતો. તે શોફર તરીકે બદલાઇ ગયો હતો. ઓળખાતો પણ ન હતો. મારી માસીની એક બેનપણીએ બહારગામથી પોતાને માટે એક ડઝન જુદા જુદા રંગ અને જુદા જુદા આકારની બે ડઝન બંગડીઓ મગાવી હતી. મારી માશીના હાથનું પરમાણું તેજ પોતાના હાથનું પરમાણું છે, એમ

પણ સાથે લખી વાળ્યું હતું. મારાં માશી નવી ખોલેલી અને તરેહ તરેહની જાત જાતની બંગડી વેચનારા ઉપર જણાવેલા યુવાનોની દુકાને ખરીદી માટે ગયા. કુમારીકાઓ, તુરતની પરણેલી અને વેશ રાખેલી ઘણી યુવાન વિધવાઓની ત્યાં પુષ્કળ ભીડ હતી. યુવાન વેપારી તે કોમળાંગી રૂપવતી સ્ત્રીઓના હાથ પકડી પકડી આંગળાથી દાબી દાબી સાબુ લગાડી લગાડી ચાલાકીથી ઝપાટે બંગડીઓ ચડાવવાનું કામ કરી રહ્યો હતો. બંગડી પહેરનાર સ્ત્રીઓનો શોખ એવો હતો કે જેમ બને તેમ સાંકડી બંગડીઓ પહેરવી. વેપારી રિવાજ એવો હતો કે બંગડી પહેરાવતાં ફુટે, તો બંગડી વેપારીની જાય. તેથી આ શોખને ઘણું ઉત્તેજન મળ્યું હતું. આવી ભીડમાં મારાં માસી પણ બંગડીઓ ખરીદ કરવા જઇ ઉભાં રહ્યાં. ચતુર વેપારીની ચકોર દૃષ્ટિ મારી માશી તરફ તુરત પહોંચી ગઇ. તેણે બીજી સ્ત્રીઓને પડતી મુકી, બાજુએ ખસેડી, મારી માશીને કઇ જાતની કેટલી બંગડીઓ કોના માપની લેવી છે વીગેરે પુછવા માંડયું. મારી માશીએ પોતાને જોઇતી જાત અને રંગની બંગડીઓ લેવાનું જણાવ્યું મારી માશીને એમ સારૂં લાગ્યું કે બંગડીના વેપારીઓ પણ કેટલા નરમાશવાળા અને કેટલા વિવેકી છે. યુવાને તરતજ બંગડીઓનો જથ્થો કાઢવા માંડયો. મારી માસી રંગ અને ભાત નક્કી કરતાં ગયાં, યુવાન જે હાથની આશા કરતો હતો, જેના સ્પર્શ માટે એક લાખ રૂપીઆની બીટ માંડતો હતો તે હાથ સામા પૈસા આપીને સહેજે તેના હાથમાં આવી પડયો. તેના દીલની મુરાદ-ઇચ્છા-પાર પડવાથી મારી માસીનો હાથ પકડી તેમને બંગડીઓ પહેરાવવા મંડયો, કોઇ બંગડી માપમાં પહોળી હોયતો મારા માસી સાંકડી બંગડી માંગતા હતા. યુવાન પોતાના હાથ વતી આંગળી દાબી દાબીને અને સુગંધી બ્હેક બ્હેક થતો સાબુ લગાડી લગાડીને બંગડીઓ ચડાવવા મંડયો હતો. એકાએક મારી માસીની નજર એ યુવાન પુરૂષ તરફ ગઇ. તેમણે તેને ઓળખ્યો. તે બહુ ભોંઠા પડી ગયા મારે બંગડી લેવી નથી એમ કહી હાથ ખેંચી ત્યાંથી રવાના થઇ ગયા. ઘેર આવી મને ઉપલી બધી વાત કરી કહ્યું કે "જે માણસ મને એક લાખ રૂપીઆ આપતો હતો તેને મેં તિરસ્કારી કાઢી, સામા પૈસા આપી મેં મારો હાથ ઉલટો તેના હાથમાં આપ્યો" મેં કહ્યું કે "માસી એમાં શું? એતો એક રીવાજ ચાલે છે. રીવાજ પડયા પછી કોઈ નિંદા કરતું

નથી. તેમ કોઇ એવી વાતને ખરાબ કહેતું પણ નથી. જુઓને એવા બનાવો તો રોજ બને છે પણ આપણુને તે વાત કેટલી ખરાબ થઇ તેનો ખ્યાલ પણુ આવે છે ?"

આજે ઘણો વખત થઇ જવાથી પ્રમુખ સાહેબે આજની અધુરી રહેલી કથા આવતી કાલે કહેવાશે એમ કહી ત્રીજી વિધવાની કથા બંધ કરી હતી. તે પછી સો વિધવાઓ પ્રમુખનો ઉપકાર માની તંબુમાંથી પોતપોતાને ઉતારે ગઇ હતી.

---

## પ્રકરણ ૧૫ મું.

### ત્રીજા નંબરની વિધવાની આત્મકથા ચાલુ.

पयःपान भुजंगानां, केवलं विषवर्धनम् ।
उपदेशोहि मूर्खाणां, प्रकोपाय नशांतये ॥

**અર્થ**—સર્પને દુધનું પાન કરાવવું, તે કેવળ ઝેરની વૃદ્ધિ કરાવનારૂં છે. તેમજ મુર્ખને ઉપદેશ કરવો તે પ્રકોપને અર્થે છે. શાંતિને માટે નથી.

આજે પણુ નક્કી કરેલે વખતે સઉ વિધવાઓ તંબુમાં દાખલ થઇ પોત પોતાને સ્થળે બેશી ગઈ હતી, મહારાણી ગુણુ સુંદરી અને બીજી આગેવાન સ્ત્રીઓ પણુ વખતસર આવી પહોંચી હતી અને તે સર્વે બેશી ગયા બાદ મહારાણી ગુણુસુંદરીએ તે પછી ત્રીજા નંબરની વિધવાને પોતાની વિતક વાત શરૂ કરવાની આજ્ઞા કરી.

ત્રીજા નંબરની વિધવાએ ઉભાં થઇ મહારાણીને અને સર્વે વિધવાઓને નમન કરી પોતાની ગઇ કાલની અધુરી રહેલી વાત આગળ ચલાવી.

મારી સાસુએ મારાં માસીને કહેવા માંડયું. "જુઓ, જાહેરમાં ઘણા પુરૂષોનો અવર જવરના રસ્તા ઉપર પુરૂષોના સમક્ષમાં સારા ઘરની સ્ત્રીઓ, શરીર ઉપરનાં કપડાં કાઢી નાખી નગ્ન સ્થિતિમાં બેસે તે કાંઇ ઠીક ગણાય ? છતાં નદી, તળાવ કે બીજા જળાશય ઉપર જ્યાં જુઓ ત્યાં સ્ત્રીઓ નાગી ઉઘાડીજ બેઠેલીજ હોય છે.

એ પણ એક રીવાજ છે, ઝવેરીની દુકાન ઉપર જઇ સ્ત્રીઓ ગળાના દાગીના વેચાતા લેતાં દુકાનદાર તેવા દાગીના તેમના ગળામાં નાખી તમારી ચોળી જરા નીચે ખેંચો એમ કહી દુકાનદાર ચોળી પોતે ખેંચી કહે છે: “વાહ, દાગીનો કેવો સરસ દીપે છે” એ પણ એક રીવાજ છે. તેવીજ રીતે બંગડીવાળા હિંદુ કે મુસલમાન ગમે તે જાતના હોય તે સ્ત્રીઓને અને બાળાના હાથને ગમે તેમ ચોળે છે, પણ તેમાં કોઇ વાંધો લેતું નથી. તેને એક રીવાજ ગણે છે. નાટકશાળામાં સ્ત્રી પુરૂષો જોડાજોડ બેસી શૃંગારિક અને બીભત્સ દેખાવ આવે છે ત્યારે સ્ત્રીઓ લજ્જા ન પામતાં ખડખડ હસી પડે છે, અને સેંકડો માણસોના દેખતાં પુરૂષના હાથ દાબે છે. અને ગળામાં હાથ નાખે છે એવો પણ એક રીવાજ છે. સાહેબ લોકનું રાજ થયા પહેલાં, તમે કહો છો તેમ સ્ત્રીઓ પોતાના શરીરને પરપુરૂષને અડકવા દેતી નહીં તેમ અંગને બીજાની નજરે ખુલ્લું દેખાય એમ બેસતી નહીં. હવે તો તે બધું રીવાજમાં ખપે છે અને અંગ્રેજ સ્ત્રીઓની પેઠે ગમે તે પારકા પુરૂષને લઇ બહાર ફરવા જવામાં માન સમજે છે. પહેલાં તો લોકો ગાયને વેચતા નહીં, કોઇને જોઇએ તો દુધ પીવા મફત આપતા. હવે તો તમામ હિંદુભાઇઓ ઢોરને ગમે તે માણસને વેચે છે એટલુંજ નહીં પણ પોતાના પેટની પુત્રીને પણ ઢોરની જેમ વેચી નાણાં લેવાનું સાધન ગણી ગમે તેટલી ઉમ્મરના અને ગમે તેવા કાણા–કુબડા–અપંગ અશક્ત કે ગાંડા થઇ ગયેલ માણસને દીકરી આપી પેટ ભરીને નાણાં કઢાવે છે. એ પણ એક રીવાજ છે. આ બધો ખેલ જોતાં જરૂર પડયે પર પુરૂષનો સંગ કરવો તે કાંઇ ખોટું નથી. વિધવાઓતો ગર્ભની બીકે એવા છુપા સંગ કરે છે પણ પરણેલીને તો ગર્ભ રહે તેમાં ફજેતો ન હોવાથી તેઓ હિમ્મતથી પર પુરૂષનો સંગ ખુશીથી કરે છે.એક પુરૂષ સાથે પુનર્લગ્ન કરે તેને નાતીલા નાત બહાર મુકે છે, પણ છુપી રીતે ઘણા સાથે વ્યભિચાર કરી, ગમે તેટલા ગર્ભ પડાવે અથવા બહાર ગામ જઇ છોકરાં જણીને વિધવા પાછી આવી નાત ભેગી રહી શકે છે, આ વાત નાતીલા ઉઘાડી રીતે જાણતા છતાં તેવી વિધવાને નાત બહાર મુકતા નથી એ પણ એક રીવાજ છે. આપણામાં આવા ઘણા રિવાજ છે.”

આવી આવી વાતો કરવા છતાં પણ મેં મારા મનને કાબુમાં રાખ્યું. ડગવા દીધું નહીં. દીન પર દીન બુરા વ્યસનની અતિશય-

તાથી મારા ધણીની શરીર સ્થિતિ બગડવા માંડી. તેઓ અનેક દરદના ભોગ થઇ પડયા. ઘણા ડાકટરો તથા વૈદ હકીમોના ઉપચાર કર્યા છતાં તેઓનો બચાવ થયો નહીં. એક રાત્રીએ તેમણે પોતાનો દેહ છોડયો અને તેમના જીવતાં હું જે વિધવા જેવી સ્થિતિ ભોગવતી હતી તે સ્થિતિ આજે જગતની નજરે ખુલ્લી થઇ. ગ્નાતીના રિવાજ પ્રમાણે વિધવાને વરસીવાળતાં સુધી ખુણો પાળવો પડે તે પાળી તે પછી મારા માબાપને ઘેર જઈ હું રહી. ત્યાંથી મને સાસરે તેડી આવ્યા. મારી અવસ્થાના દિવસો ઉપર દિવસો વિતવા માંડયા. હવે મને કામદેવ જોરથી પીડવા માંડયો. આટલી બધી ઉમ્મર મેં નિર્વિ-કાર રહીને કેમ કાઢી તેની મને તો નવાઇજ લાગ્યા કરતી હતી. કોઇ મુસલમાન કે પરદેશીના ઘરમાં જઇ રહેવું કે ગર્ભપાત કરવો તે દુઃખ મને મહા ભયંકર લાગતું હતું. અને મને તે બાબતનો વિચાર થતાં કંપારી છુટતી હતી. એક રાત્રીએ બહુ બહુ વિચાર કરી, થાકી જઇને આપઘાત કરવા સારૂં મેં સુતરની એક જીણી મજબુત દોરી લીધી. તેનો ફાંસો કરી મેં ઉંચે લાકડા સાથે બાંધ્યો એક ટેબલ ઉપર ઉભા રહી તે ફાંસો મેં મારા ગળામાં નાંખ્યો. અને પરમાત્માને યાદ કરી તેમની સ્તુતી કરી. અને અકાળે આ દેહને, નાતના કાયદાને તાબે થઈ, પુનર્લગ્ન ન કરતાં બિનગુન્હે, મૃત્યુને શરણે થાઉં છું તથા સ્ત્રી હત્યાના પાપના ભોકતા ઉપર પ્રભુ દયા કરજો અને મારી લાખો બેનપણી વિધવાઓને સદાની બળતી ભઠ્ઠીમાંથી ઉગારી લેવા, દરરોજ આ ભરતખંડમાં થતી એવી લાખો ગર્ભહત્યા અને બાળહત્યાના, હૃદયને રાખ કરી મુકનારા અઘોર કૃત્યના મહા પાપમાંથી બચાવવા નાતના અગ્રેસરોને પ્રભુ સદ્બુદ્ધિ આપો એટલું કહીને, મેં ગળાના ફાંસાને સંકડાવ્યો. હું ઉંચી થઇ અને પગેથી પાટુ મારી નીચેના ટેબલને દુર ધકેલ્યું, તેજ ક્ષણે મારાં સાસુ ત્યાં આવી પહોંચ્યાં અને હજી મારો કર્મ–વિપાક કાંઇ બાકી હશે તે ભોગવવા તેમણે દોડીને મને એકદમ પકડી લીધી અને સુત-રની દોરીના બંધનમાંથી મને છુટી કરી. શોક અને દુઃખની લાગ-ણીઓથી મારા શરીરના રૂંવે રૂવાંમાં આગ પ્રસરી રહી હતી, ચોતરફ અંધકાર શિવાય બીજું કાંઇ દેખાતું ન હતું, પરમ દયાળુ પ્રભુનું ઘર મને છેક નજીક આવી લાગ્યું હતું. પણ મારા પાપપુંજ પ્રજ-ળવા બાકી હશે !

મારી સાસુએ મને એક પલંગ ઉપર ધીરેથી સુવરાવી, મારા મ્હોં ઉપર સહેજ પાણી છાંટયું અને ધીમેથી મને પવન નાખવા માંડયો. કેટલીક વારે મને કળવળી. મારી સાસુએ કહ્યું "જીવતો નર ભદ્રા પામશે. મુઆ પછી નહીં." મેં કહ્યું. "એ કહેવત વિધવા માટે ખોટી છે. અમે તો હવે ભદ્રા (શ્રેય–કલ્યાણ) પામી રહ્યાં! અમારો ભદ્ર પુરૂષ ગયો. તે હવે ફરીને પાછા આવ્યા વગર અમે ભદ્રા કયાંથી પામીએ? માત્ર અંતઃકાળે અગ્નિ શિવાય બીજો કોઇ દેવ અમારા દેહ અને દુઃખોને ભસ્મ કરનાર અને સદાની શાંતિ આપનાર અમારો કોઇ ભદ્ર નથી." મારી સાસુ ઉત્તર આપી શકી નહી. હું તો પાછી ઘાંચીની ઘાણીના બેલની પેઠે, આ સંસાર ચક્રના નિરસ, ફિક્કા અને નિઃસત્વ જીવનના ઘાણી કોઠાની આસપાસ ચક્રાવા લેવા માંડી. આવા ચક્રાવાના કોઠામાંથી સંસારમાં સુખરૂપ ગણાતા તેલનું એક ટીપું પણ બહાર પડતું નહતું. કારણ કે યંત્રમાં કેવળ વિધવાના ભાગી ગયેલા અને નિરાશ પામેલા હૃદય રૂપી સુકી નદી ઉપરની વેળુ જેવી વેળુજ પીલાતી હતી. કેટલીએક મુદતે મને દેવ દર્શન અને કથાના શ્રવણથી પ્રભુ પ્રત્યે પ્રેમ થવા માંડયો. આ માર્ગે મારા દુઃખનું મને વિસ્મર્ણ થવા માંડયું. જ્યાં જ્યાં કથા વાર્ત્તાના પ્રસંગો હોય ત્યાં ત્યાં હું જવા માંડી. વળી નિયમિત રીતે મંદિરોમાં પણ જતી. એક બ્રહ્મચારી જેવા સાધુ અમારે ત્યાં ઘણીવાર ભિક્ષા લેવા આવતા. તેઓ પણ ઘણીવાર શાસ્ત્રની વાતો કરતા. મારાં સાસુએ તેમને રોજ રોજ આવી આંહી બેશી કથા કરવાનું કહ્યું, પણ તે સાધુ પુરૂષે ના પાડી કે ગૃહસ્થાશ્રમીના એકજ ઘરનો આશરો લઈ અમે અમારૂં જીવન વ્યતિત કરીએ તો અમે કલંકિત થઇ જઇએ. ભિક્ષા પણ અમારે મધુકરની પેઠે લેવી જોઇએ. અમે શહેર બહાર દુરના શિવમંદિરના બગીચામાં રોજ સાયંકાળે કથા કરીએ છીએ, ત્યાં તમારી ઇચ્છા હોય તો આવો. આમ કહ્યા પછી મારાં સાસુ મને તેડીને તે સાધુની કથા સાંભળવા એ ધર્મશાળામાં લઇ જતાં હતાં."

આ વખતે સભામાં એકાએક મોટો કોળાહળ મચી રહ્યો અને શોર બકોર થવા માંડયો. સ્વયંસેવિકાઓએ પ્રયત્ન કરી તે શોર બકોર માંડમાંડ શાન્ત કર્યો ત્યારે મહારાણી ગુણ સુંદરીએ પુછતાં એક યુવાન વિધવા જે પોતાનાં નાનાં ત્રણ બચ્ચાંને લઈ

મહા દુઃખમાંથી માંડ માંડ છુટી આંહીં આશરો લેવા આવી હતી અને મને બચાવો, બચાવો, નહીં તો તે યવન પાછી હમણાં મને પકડી જશે. એમ કહી છાતી ફાટ રૂદન કરતી હતી. તે બોલી. " તે પાપી મારી પાછળ દોડયો આવે છે. હમણાં મને પરાણે ખેંચી ઉપાડી ચાલતો થશે. અરે મને બચાવો." એમ ધ્રુજતી જતી, થર થર કાંપતી, મોટે અવાજે રડતી સ્ત્રીને તથા તેના રોતાં રોતાં છોકરાંને જોઇ સઉને દયા આવી પડી. મહારાણીએ તેને દિલાસો આપી, હિમ્મત આપી, શાન્ત કરી કહ્યું કે, " બહેન ! આ ત્રીજા નંબરની વિધવાની વાત ચાલે છે તે પુરી થયા પછી તારી વાત શરૂ કરજે. અમે તારી વાત સાંભળશું. તું શાન્ત થા." તે વિધવા બાઇ રોતી રોતી કહેવા માંડી " તેના દુઃખની કથા લાંબી હશે. ક્યારે પુરી થાય ? મારી વાત સાંભળો, નહીં તો એ પાપી સઉના દેખતાં મને હમણાં ઉપાડી જશે. વાઘના મોંઢામાંથી હું મૃગલી માંડ માંડ છુટીને આવી છું." સભામંડપમાથી પોકાર નિકળ્યો. " સાંભળો, સાંભળો " મહારાણીએ સઉ વિધવાઓનો એક સરખો વિચાર જાણી તે વિધવાને પોતાની વિતક વાત કહેવા રજા આપી. તેણે કહેવા માંડયું. " મારા બાપ ગરીબ હતા, તેણે મારા સગપણ માટે મારા વર પાસેથી કાંઇ પૈસા લીધેલા નહીં, મારા વર પણ ગરીબ હતા. મારા વર નોકરી કરી ગુજરાન ચલાવતા હતા. અમે નાતે વાણીઆ છીએ. મારા ધણીએ ગામમાં એક નાનું ઘર ભાડે લીધું હતું. તેમાં અમારો માંડ માંડ સમાસ થતો હતો. તે અમારૂં ઘર અમારા બીજા ઘણા નાતીલા રહેતા તેમના એક ફળીમાં આવેલું હતું. મારાં બાર વર્ષની ઉમ્મરે લગ્ન થયાં હતાં. અત્યારે મને પચીશ વર્ષ થયાં છે. મારે ત્રણ છોકરાં છે. તેમાં એક દીકરો અને બે દીકરી છે, તે આંહી મારી પાસે ઉભાં છે. દીકરો દસ વર્ષનો છે અને બીજાં આઠ તથા પાંચ વર્ષનાં છે. મેં પુર્વે મહાપાપ કર્યાં હશે, હજારો નિરપરાધી જીવને દુઃખ દીધું હશે તે મારા ધણી એક ઉપર વરસ કોલેરા થઇ મરણ પામ્યા." આમ કહેતાં તે સ્ત્રી મોટે સાદે આક્રંદ કરી રડવા અને કુટવા માંડી. સભામાં દુઃખનો એક મોજો ફરી વળ્યો. મહારાણીએ તેને શાન્ત કરી કહ્યું કે " બહેન, વિધવાનું જીવન એવું દુઃખમય હોયજ છે. તીક્ષણધારવાળા કાંટાની શય્યા ઉપર તેને સુવું છું અને કોલસાની વખારમાં તેને રહેવાનું છે. છતાં કાંટા લાગવા

દેવા નથી. અને કોલસાની કાળપનો સ્પર્શ થવા દેવો નથી. જો, બહેન, આ બધી બહેનો વિધવાઓ છે. તે દરેકનાં જીવનનો અનેક પ્રકારના અને અનેક દુઃખોથી ભરેલાં છે. તેમનાં હૃદયમાં સામી શકે નહીં એવાં અનેક દુઃખોને તેમણે સમાવ્યાં છે, ઉપડી શકે નહીં તેવા મહાદુઃખના બોજાની ગાંસડીઓ માથા ઉપર રાખી શાંત ચિત્તે તેઓ આંહી બેઠી છે. તે તમામને મારા હૃદયથી હું જોઇ શકું છું, જાણી શકું છું અને મહા દુઃખી થાઉં છું. તે સઘળીનાં દુઃખ ઠલવવા હું દરેકને કહું તો, તે દુઃખોને સમાવવા આ આખું વિશાળ જગત પણ સાંકડું થઇ પડે. એવાં દુઃખો સમાવી રાખવા માટે તો તેમનું વિશ્વ જેવડું વિશાળ હૃદયજ કામ આવી શકે. તેમના દુઃખોની કથા કરાવવા હું દરેકને આજ્ઞા આપું તો, તે કથાને શ્રી શેષનાગ પોતાના હજારો મુખે કરી કહેવા બેસે તો પણ પુરી ન થાય એટલી બધી લાંબી છે. એ બહેનોના જીવનના અંત વખતેજ દયાળુ યમદેવજ તેમની કથાને પુરી કરે છે. એવી કથાઓ લખવા બેસીએ તો, મહાભારતના શ્રી વ્યાસજીને પણ બે ઘડી હારી જાવું પડે. એતો ધર્મરાજાના કારભારી ચિત્રગુપ્તજ લખી શકે અને પોતાનાં આવા મહાન દુઃખોને પોતાના દુઃખી કાળજામાં સદાય કોતરી રાખનારી જગત જનુની જેવી આ વિધવાઓજ કોતરણી કરી લખી શકે." આજ્ઞા થતાં તે દુઃખી વિધવાએ પાછી પોતાના દુઃખની કથા શરૂ કરી. "ત્રણ નાના છોકરાં અને મારૂં પેટ હવે કેમ ભરવું ? કામી ખવરાવનાર તો ગયો. મને રાત દિવસે ઉંઘ આવે નહીં ને મુંઝાણા કરૂં પણ મારી બેનપણીએ કહ્યું, "આમ મુંઝાણે પાર નહીં આવે. ગામમાં દરણું, પાણી કર. અને તારૂં ને તારા છોકરાનું પેટ ભર." મેં તે પ્રમાણે કરવા માંડયું. હું ગરીબ, કંગાળ તો પણ પ્રભુએ મને રૂપ આપ્યું. તેથી ગામમાં, બજારમાં અને કામકાજે જાઉં ત્યાં પુરૂષો તો તાકી તાકીને મારા સામું જોવા માંડયા, કોઇ હલકાં વચનો અને નીચ શબ્દો સાંભળું તેમ બોલવા માંડયા. મને તો કોઇ દિવસ આવો દુષ્ટ અનુભવ થયેલો નહીં. તેથી મુંઝાઇને ઘરને ખુણે બેશી ઘણી વાર રોઇ રોઇને મારી છાતી હળવી કરૂં. મનમાં કહું કે, "વિધવા એટલે જે સ્ત્રીનો કોઇ રક્ષક નહીં તે ? વિધવા એટલે જગતના પુરૂષોની વહુ ? તેમાં હું ગરીબ, પૈસે ગરીબ, સ્વભાવે ગરીબ એટલે ગરીબની વહુ સઉની ભાભી ? વાહ ! પ્રભુ

વાહ ! આમ કરવું હતું તો અમને સ્ત્રીનાં જીવન શું કામ આપ્યાં ?" મારી આ સ્થિતિમાં એક નીચ યવન મારા ઉપર મોહ પામ્યો. તેણે છડે ચોક મારા પાસે તેના પાપી વિચારની માગણી કરી. મેં તેને ગાળો દઇ હડધુત કર્યો. તે બોલતો ગયો કે, "જોઇ લેજે, તને મારી બીબી બનાવી મારા ઘરમાં બેસાડું તો હા પાડજે." મેં તો તે વાતને કાંઇ ગણકારી નહીં. હું લોકોનાં દરણાં, પાણી અને બીજી મજુરી કરી મારો ગરીબ સંસાર સુખે દુઃખે નિભાવતી હતી. એક વખતે સાંજે હું ઘેર આવીને જોઉં છું તો છોકરાંઓ બેઠાં બેઠાં મીઠાઈ ખાતાં હતાં. મેં છોકરાંને પુછ્યું, "આ મીઠાઇ ક્યાંથી લાવ્યાં ?" છોકરાએ કહ્યું, "કાકા આપી ગયા. એ તો રોજ રોજ અમને આપી જાય છે અમે તો રોજ ખાઇએ છીએ. અમારે તો ખાવાની બહુ મઝા પડે છે. મા, તેં અમને કોઈ દિવસ મીઠાઇ ખવરાવી નથી." છોકરાં રાજી થતાં હતાં. હું સમજી, મારા દુઃખના દીવસનો ગૃહણથી ઘેરાયલો સુર્ય આજથી ઉગ્યો. હું તે પાપી યવનનું આ પાપી કાવતરૂં સમજી ગઇ. મેં છોકરાંને ધમકાવ્યાં—સમજાવ્યાં—ફોસલાવ્યાં. "બાપુ, તમારે કોઇ કાકા નથી, તેમ મામા માસીના પણ નથી, ઉંચે આભ અને નીચે ધરતી છે. હવે મીઠાઇના પડીકાં આપવા આવે તો ફરીને લેશો નહી." આટલું કહેતાં તે વિધવા રડવા માંડી. સાંભળનાર વિધવાઓ પણ રડવા માંડી. મહારાણીએ સઉને શાન્ત કરી વાત આગળ ચલાવવા કહ્યું. તે વિધવાએ ચલાવ્યું "વળી ફરી વાર તે પાપી મને રસ્તામાં મળ્યો. ને મારી ફરી માગણી કરી. મેં તેને ગાળો દીધી, તે મુંગો મુંગો ચાલ્યો ગયો. મીઠાઈની ના પાડ્યાની વાત તેણે છોકરાંઓથી જાણી લીધી. તેણે છોકરાંને ભોળવી છુટા પૈસા, રમકડાં વગેરે બીજી ચીજો વગેરે વખત બેવખત આપવા માંડયું મારા ફળીયામાં તે અવર જવર કરવા માંડયો. ફળીયાવાળાં તે જાણવા લાગ્યાં. મારે માટે તેમને શક આવ્યો. એટલુંજ નહીં પણ મેં તે યવનને યાર કરી રાખ્યો છે એમ સઉ માની બેઠાં. એક મોડી રાત્રે તે યવન મારે ઘેર આવ્યો. સાદ ઓળખી મારા છોકરાંએ બારણું ઉઘાડયું એટલામાં તો પાપી મારા ઘરમાં દાખલ થઇ ગયો. મારૂં કાંઈ ચાલ્યું નહીં. મારી સાથે બદકામ કરવા તેણે કહ્યું. મને ખુલ્લો છરો ઉગામી કહ્યું કે, "હમણાં હલાલ કરી નાંખીશ. ખુશીથી હા પાડે તો ઠીક અને ના ખુશીથી

હા પાડે તો પણ ઠીક. ફળીયાના બધાં માણસો જાણે છે કે તું મારી રખાત છે." હું તો ગભરાઇજ ગઇ. પ્રભુ હું શું કરૂં ? ક્યાં જાઉં ? કોણ મને બચાવે ?" મને કોઇએ બચાવી નહીં. તે પાપીએ મારા શિયળનો ભંગ કર્યો. ફળીમાં, ગામમાં મારી ફજેતી થવા માંડી. મારી સાચી વાત કોઇએ સાચી માની નહીં. સાંભળનાર સઉ મારીજ હરામખોરી ગણવા માંડયાં, પડોશીઓની દયા મારા ઉપરથી ઉઠી ગઈ, સઉ મને તિરસ્કારની નજરે જોવા માંડ્યાં. " આ બાઇએ આપણા ફળીમાં આ વેશ્યાવાડો માંડયો છે તે નહીં ચાલે. રાંડ તો ગરીબ, ગરીબ કહેતી હતી અને રોટલા માટે રોતી હતી તે લુચ્ચી નીકળી. રાંડે યવનને રાખ્યો અને ચાહન, બેશરમ થઈ યારને હવે તો ઘરમાં ઘાલે છે." પડોશીઓએ ઘરધણીને ઉશ્કેર્યો. સઉએ કહ્યું, " કાં તો તે વેશ્યાને રાખો અને કાં તો અમને રાખો. નહીં તો અમે બધાં અમારા ઘર બધાંએ ખાલી કરશું. પછી ભલે તમે બધા ઘરમાં વેશ્યાવાડો બનાવો." ઘરધણીએ તેજ દિવસે પોતાનું ઘર ખાલી કરી મને નીકળી જવા કહ્યું—મેં ઘણાં કાલાવાલા કર્યાં. હું નિર્દોષ છું વગેરે ઘણું કહ્યું પણ તેણે મને એકદમ ખાલી કરવા, નહીં તો સામાન ફેંકી દેવા ધમકી આપી, તેણે મારૂં માન્યું નહીં. તે નીચ યવન આ બધું જાણતો હતો. હું છોકરાંને સાથે લઈ ગામમાં ઘર ગોતવા નીકળી પણ મારા દુઃખનો ઢંઢેરો બધે ઠેકાણે પીટાઈ રહ્યો હતો, તેથી કોઈએ મને ઘર ભાડે આપ્યું નહીં. મારા લત્તાથી ઘણે દુર જતાં એક બુઢી ડોશી મને મળી. તેણે મને કહ્યું કે મારા ઘર પાસે એક ઓરડી ખાલી છે, તારે જોઇતી હોય તો ભાડે આપવાની છે." મેં તે ઓરડી જોઇ, પણ લત્તા બહાર હતી. તેથી મારો વિચાર ભાડે લેવાનો ન હતો. પણ બીજું કોઈ ઘર ભાડે મળતું ન હતું. મેં વિચાર્યું કે હાલ તો આ ઓરડીમાં બદલી નાખું. પછી વળી વખત આવ્યે તપાસ કરી લઇશ. ભાડું ઠરાવી મેં ભાડાખત લખી આપી મેં મારૂં ઘર બદલ્યું. રાત પડી ત્યાં તો તે નીચ યવન આવી પહોંચ્યો. હું ત્રાસી ગઈ. અરે ! વળી પાપી આંહી પણ આવ્યો. હવે હું ક્યાં જાઉં ? મારો ઉપાય કાંઇ પણ ચાલ્યો નહીં. આ આખો લત્તો યવનોનોજ હતો, અને એ ડોશી પણ યવન હતી એટલુંજ નહીં પણ તે નીચ પુરૂષે આ પ્રમાણે ઘરભાડાની ગોઠવણ કરી હતી. હવે તો તે પાપીએ મને બરાબર સંકડામાં

લીધી, હું સ્ત્રી જાત કેટલું કરૂં ? શું કરૂં ? મને કાંઇ વિચાર સુઝયા નહીં. તે પાપી રોજ મારી પુંઠે લાગ્યો અને પોતાની પરણેલી ઓરત હોય તેમ પરાણે મારો ધણી થઈ મારા પ્રત્યે અત્યાચાર કરવા માંડયો. મને તપાસ કરતાં ખબર પડેલ કે ભાડાખતમાં મેં ભાડે રાખ્યું છે એમ ન લખાવતાં છુપી ગોઠવણ પ્રમાણે તે ડોશીએ એ પાપીનું નામ લખાવ્યું હતું તે એવી રીતે કે તેની રખાતને રહેવા જાણે તેણે ભાડું ઠરાવી ઘર ભાડે આપ્યું હોય, અને ભાડું તેણેજ આપવાનું હોય. તેણે મને એક વખત કહ્યું." રાંડ, તું મને લ્યાનત આપતી હતી તે લ્યાનત હવે તારા ઉપર આવી કે મારા ઉપર ? તું હવે મારી બીબી ખરી કે નહીં ?" મેં મારા મનમાં જખ મારીને હા પાડી. જ્યારે પ્રભુ, મારો નાથ અવળો થયો ત્યાં હું પામરનું શું ગજું ? મારૂં કાળજું આ પાપાચારથી–આ ત્રાસથી–ફાટી જતું હતું, ભાંગીને રોજ ભુકો થઈ જતું હતું. મેં સાંભળ્યું કે આપ મહારાણી વિધવાઓની વહારે થયાં છો. આપ વિધવાના બેલી થયાં છો. વિધવાના તારણહાર–રક્ષક–થયાં છો, અને મોટી સભા ભરી છે. મેં નાથના નાથને યાદ કર્યાં. હું દયાળુ પ્રભુને યાદ કરી કરી રડી અને મને મુક્તિનો માર્ગ આપવા પ્રાર્થના કરી. મારી ધા પ્રભુએ સાંભળી. મને પરમાત્માએ કહ્યું, " ઉઠ, ઉભી થા. મોત બે વાર નથી. હિમ્મતથી મહારાણી ગુણસુંદરી દેવીને શરણે જા. તે તને બચાવશે." આથી બીતી બીતી પણ હિમ્મત કરી મારાં બચ્ચાંઓને લઇ, છાની રીતે આંહી ચાલી આવી છું. હવે મને બચાવો. તે પાપી તપાસ કરતો હમણાંજ આવી પહોંચશે. મને ક્યાંક સંતાડો." મહારાણીએ તેને ફરી હિમ્મત આપી, શાંત કરી. તેનો બંદોબસ્ત કરી પોતાની પાસે બેસારી.

"આ પછી મારી અધુરી કથની પુરી કરવાની મને આજ્ઞા થતાં મેં મારી અધુરી કથા શરૂ કરી."

" મેં મારી સાસુ સાથે દર રોજ શીવ મંદિરે બ્રહ્મચારીજીની કથા સાંભળવા જવા માંડયું."

તેમના ઉપદેશ અને કથાથી મારૂં મન શાન્ત રહેતું હતું. પછી તેઓ બીજે ગામ ગયા. જેથી મારૂં મન પાછું કામ વિકારે ઘેર્યું. ઘણાં સ્ત્રી–પુરૂષોના જોડલાં જોઇને, તેમના દંપતિ સુખનો વિચાર કરીને મારૂં મન વિષય વાસનાથી ઘેરાવા માંડયું. મારી

ખીલતી જુવાનીના જોરથી કામવાસનામાં હું તણાવા માંડી, તેવામાં અમારા મુનીમનો જુવાન પુત્ર મારી પાછળ પડયો. કામદેવના મારાથી છેવટ મારૂં શિયળ મેં લુટાવ્યું. ઋષિઓ, મહર્ષિઓ અને દેવદાનવો પણ કામદેવના મારાને સહન કરી શકયા નથી તો હું અબળા કોણ માત્ર? એ પ્રમાણે દીવસ ઉપર દિવસો વિતતાં હું મને પોતાને ભુલી ગઇ. કેમકે મારો આત્મા અધોગતિને પંથે પડયો હતો. એક દિવસે મારી તે ભુલ ભાંગી. હું વિધવા. મને પેટમાં ચાર માસનો ગર્ભ, હવે મારી આંખ ઉઘડી. તે પુરૂષનો મેં ત્યાગ કર્યો. મારી સાસુ પણ આ વાત સમજી ગયાં. હવે નાતીલા અમને ઘેરી લેશે, ગામના લોકો અમને ધિક્કારશે. પુરૂષો પરસ્ત્રી ભોગવે એ તીરસ્કારનુ કારણ નહીં, સ્ત્રીઓજ તીરસ્કારને યોગ્ય એ પણ એક ન્યાય ગણાય. પુરૂષો એકથી વધુ સ્ત્રીઓ પરણે તે પણ ન્યાય ગણાય. પુરૂષોનો વ્યભિચાર છુપો રહે અને સ્ત્રીનો વ્યભિચાર ખુલ્લો થાય એટલે સ્ત્રીજ ધિક્કારને પાત્ર. પુરૂષ જેટલી વાર રાંડે તેટલી વાર ફરી ફરી પરણે તે નાત અને જગતની નજરમાં ન્યાય ગણાય! રાંડેલી સ્ત્રી ફરી વાર પરણે તો તે ફજેતીને પાત્ર. જગતનું ચક્રતો જુઓ? પુરૂષ એ મનુષ્ય અને સ્ત્રી તે મનુષ્ય નહીં, મનુષ્ય જેવા પશુ દુનીઆના આવા અવળા ઇન્સાફના ચક્રમાં પીલાઇને માત્ર વિધવાઓએ મરવાનું રહ્યું. જીવવાનો તેનો હક નહીં. મારી સાસુએ કહ્યું, હવે મહીનો બે મહીના વાંધો નથી. પણ તમારે બહારગામ જઈ નિકાલ કર્યેજ છુટકો છે. ગામનું નામ આપી મને કહ્યું કે તમને ઠીક પડે ત્યારે, જાઓ. ત્યાં વિધવાઓના દુઃખનો નીકાલ થાય છે. સાથે કોઇ બાઇને લઇ જજો." તે દિવસ પણ આવી પહોંચ્યો. હું એક બાઈ માણસને લઈ તે અજાણ્યા શહેરમાં ગઇ. પણ મારા નશીબ બે ડગલાં આગળજ હતાં, આંહીં એક લુચ્ચા-બદમાશ-ના પંજામાં ફસાણી. પ્રથમ મને દિલાસો આપી ભોળવી ધર્મશાળાને બાહાને પોતાને ઘેર લઇ જઇ મારૂં સર્વસ્વ લુંટી લીધું. ત્યાંથી ભાગી છુટતાં એક વૃદ્ધ ડોશી મળી તેણે મને ઉતારો આપી થોડા દીવસ રાખી એક મુસલમાનને ત્યાં મને વેચી નાખી. તે નીચ મારા ઉપર અત્યાચાર કરવા માંડયો અને ઉપરાંત મારા ઉપર જુલમ કરવા માંડયો. હું તો દુઃખના દરીઆમાં ડુબી. મારી સાથેની બાઇ તો પ્રથમથીજ ભાગી છુટેલી. મારી જુવાનીને મારૂં રૂપ જોઇ

હરામખોરો મને ખસવા દેતા નહીં. આ પ્રમાણે મહા દુઃખના દિવસો ગુજારતાં એક દિવસે એકાએક મારો છુટકારો થયો. તે કેવી રીતે થયો, તે તમને ચોથા નંબરની વિધવા કહેશે."

એટલું બોલી તે બેશી ગઇ. વખત ઘણો થઇ જવાથી તે દિવસની સભા મહારાણીએ બરખાસ્ત કરી. અને ચોથા નંબરની વિધવા આવતી કાલે પોતાની અને બીજી વિધવાની વિતક વાતો કહેશે. એમ જણાવા સઉને રજા આપી.

---

## પ્રકરણ ૧૬ મું.

### ચોથા નંબરની વિધવાની આત્મકથા.

**उत्सवे, व्यसने, युद्धे, दुर्भिक्षे राष्ट्रविप्लवे ।**
**राजद्वारे, स्मशानेच. [illegible] सबांधवः ॥**

**અર્થ**—ઉત્સવમાં, દુઃખમાં, યુદ્ધમાં, દુષ્કાળમાં, રાષ્ટ્રવિપ્લમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં, જે ઉભા રહે છે, તેજ ખરા બંધુઓ છે.

આજે સભાનો વખત થતાં સભા મંડપમાં તમામ વિધવા મંડળ દાખલ થઇ ગયું. મહારાણી ગુણસુંદરી અને બીજી આગેવાન સ્ત્રીઓ પણ વખતસર આવી પહોંચ્યાં, અને પોતપોતાને સ્થાને સઉ બેસી ગયાં. તે પછી મહારાણી ગુણસુંદરીએ ચોથા નંબરની વિધવાને પોતાની વિતક કથા શરૂ કરવાની સુચના કરી.

તે ચોથા નંબરની વિધવાએ ઉભા થઇ મહારાણીને નમન કરી, કહેવા માંડયું કે "આપ મહારાણી દયાના સાગર છો. અમો નિરાધાર અને દુઃખના સમુદ્રમાં ડુબકાં ખાતી દુઃખી વિધવાઓની વ્હાર આપે કરી છે અને આ દુઃખ મોચનના મહા યજ્ઞની સમાપ્તિમાં ફળ રૂપે અમારાં શુષ્ક થઇ ગયેલાં જીવનને આપ મહાશય નવપલ્લવિત કરશો એવી પુર્ણ આશાથી મારે જણાવવાનું કે મારા પિતા શ્રીમંત હતા. તેમણે મારાં લગ્ન એક શ્રીમંત પિતાના યુવાન પુત્ર સાથે કરેલાં હતાં. મારા લગ્ન પછી મારા પિતા અને મારા સસરા ટુંક ટુંક દિવસને અંતરે મરણ પામ્યા હતા. મારી સાસુ અને મારી માતુશ્રી પણ તે પછી કેટલીક મુદતે મરણ પામ્યા હતાં. મારા પતિએ કૉલેજમાં અભ્યાસ કરી ડીગ્રી મેળવી હતી, મારા લગ્ન પછી એક બે વરસ અમારો

સંબંધ ક્લેશમય ન હતો, પણ એક મહાન દુર્ગુણે મારૂં હૃદય ક્લેશમય બનાવી દીધું. મારા પતિ ગ્રેજ્યુએટ છતાં ચારિત્ર હિન હતાં. તેઓ સોબતની અસરે પર સ્ત્રી પ્રેમી બન્યા હતાં. મુંબઇ શહેરમાં શ્રીમંતના પુત્રો એવા પ્રકારની બદફેલીમાં જાણ્યે અજાણ્યે ઘણી વાર ફસાઇ જાય છે. અને તે પછી એ નીચ હવસમાંથી છટકી શક્તા નથી, પણ ઉલટા અધિક અધિક ગરક થતા જાય છે. મારા પતિના સંબંધમાં પણ તેમજ બન્યું. પ્રથમ તો તેઓ મારાથી છુપાછુપ એ નીચ કાર્યમાં પ્રવૃત થયેલા, પણ તે વાત મારા જાણવામાં આવતાં અને મારા તરફની સમજણ-શીખામણ-પછી તો ઉલટા નિભર થઇ ગયા. અને "નર ભ્રમર છે. અનેક નવ નવા નવપલ્લવિત સુંદર પુષ્પોનો પરાગ લેવા માટેનો તેનો કુદરતી હક્ક છે", એવી અયુક્ત અને અસત્ય દલીલ તેઓ મારા પાસે કરતા શરમાતા નહી. તેમની માનસ પ્રવૃતિ હું સમજી ગઇ અને મેં ઉંડો નિસાસો નાખ્યો. આજથી મારા ગૃહજીવનના પાયામાં ક્લેશમય કીચડ પડયો. મને એમ થયું કે મારા પતિ વિદ્વાન છે, ગ્રેજ્યુએટ છે, તેમને સુધારી લેતાં મને વાર નહી લાગે, પણ મારી તે ગણત્રી નિષ્ફળ નીવડી. મારા ધણી તો રોજ રોજ વિફરતા ગયા. ઘરમાં કોઇ વડીલ વર્ગ રહ્યું નહીં. તેમણે તો દીવસે દીવસે લાજ શરમને નેવે મુકવા માંડી. શહેરમાં વેસ્યાઓની તો બજારની બજાર હતી. છુપે ખુણે અનેક નાયકાઓ, કંચનીઓ પણ હતી. તેમની પ્રવૃતિ અનુસાર તેવા દોસ્તો પણ તેમને મળી રહ્યા. સદ્દગત પિતાની કૃપાથી નાણું પણ પુષ્કળ હતું. તેને લીધે તેવા નિચ કામમાં પૈસાની તાણને લીધે જેમ ધારેલું કામ ન થઇ શકે તેવું તો મારા પતિને હતુંજ નહી. જેથી મારા પતિની આ નિચ પ્રવૃતિને બમણો વેગ મળ્યો. અમે જ્ઞાતે વણિક છતાં મારા પતિએ ગમે તે કોમની બજારૂ સ્ત્રીઓ સાથે સંબંધ બાંધવા માંડયો. તે શિવાય બીજી સ્ત્રીઓ પણ તેઓ નફ્ફટ પણે ભોગવવા માંડયા. રાત દિવસ એજ વિચારમાં અને એજ કાર્યમાં તેઓ મશગુલ રહેવા માંડયા. ઘરનો કાંઈ ધંધો રોજગાર હતો કરવાનો નહી, મોટે ભાગે નાણું બેન્કમાં અને શેરોમાં તથા પેઢી-વાળાઓને ત્યાં વ્યાને રોકેલું હતું. તેમાં થોડો વખત ધ્યાન આપી બધો વખત આ નિચ પ્રવૃતિમાં તેઓ ચકચુર રહેવા મંડયા. તેમના આવા વર્ત્તન સામે હું હવે તો ખુલ્લી રીતે બહાર પડી. અનેક પ્રકારની શીખામણો, ધમકી વગેરેથી મારૂં કાંઇ વળ્યું નહીં ત્યારે

મારા પતિનો મેં પીછો લીધો અને તેઓ જ્યાં જાય ત્યાં મેં પાછળ જવાનું કરવા માંડયું. એટલા માટે કે તેઓ શરમાઇને, કાયર થઇને કોઈપણ રીતે પાછા વળે. પણ દીનપર દીન તેમની વધતી જતી વિષયાશક્તિના પુર જેવા પ્રવાહના બળ આગળ મારૂં બળ નિષ્ફળ ગયું, એ પ્રકારની પ્રવૃત્તિ મારી જાતને જોખમવાળી અને વગર લાભની જાણી મેં પડતી મુકી. આ પ્રમાણે મારા દરેક પ્રયત્ન નિષ્ફળ ગયા અને રાત દિવસ હું ચિંતા અને મુંઝવણમાં રહેવા માંડી. હાર્યો જુગારી બમણું રમે તેમ તેઓ તો વધુ વધુ નિર્લજપણું કરતા ગયા. કોઇ કોઇવાર, કોઇ સ્ત્રીને મારા ઘરમાં લાવી ત્યાં નીચતા કરવા માંડી એટલુંજ નહીં, પણ મને ઉલટાનો કલેશ કરાવવા માટે તેઓ એવી કુલટાઓને મારા શયનગૃહમાં મારા રૂબરૂ લાવી અધમતા કરવા માંડયા મેં તે સામે સખ્ત રીતે કહેવા માંડયું ત્યારે તેઓ મને માર મારવા તથા ત્યાં બાંધી રાખી નિચતાનાં કૃત્યો કરવા માંડયા. આપણું સ્ત્રી જાતિનું, જાલીમ પુરૂષો આગળ કેટલું બળ ? કેટલું જોર ? હું દીકરો લેવા ગઈ ત્યાં ધણીને ખોઇ બેસું એવી મારી સ્થિતિ થઇ. આ વિદ્વાન અને ગ્રેજ્યુએટ વળી ગૃહસ્થ પિતાના પુત્ર છડેચોક મારી ઉપર જુલમ ગુજારીને મારી સમક્ષમાં નાચતા કરવા માંડયા. આવા અતિશય વિષય ભોગથી તેઓ વિર્યહીન થઇ ગયા મોઢાનું અને આંખોનું નુર ઘટી ગયું, બળ નાશ પામ્યું. માથાની વેદના વધી પડી. જેથી બુદ્ધિમાં ભ્રમ થયો. વૈદ્ય-ડાકટરોની દવા ઘણી કરી, પણ આરામ થયો નહીં. પરિણામે આવા અતિ વિષય ભોગથી તેઓ વિર્યહીન થઇ ગયા. તેમને માથાના દુ:ખાવાનો વ્યાધિ લાગુ પડયો. તેમના મોઢાનું અને આંખોનું નુર ઓછું થયું. તેમના શરીરમાં બળનો જે અખુટ ભંડાર લાગતો હતો તે બળ નાશ પામ્યું. માથાની વેદનાથી તેમની બુદ્ધિમાં ભ્રમ થવા માંડયો. ઉપચારો ઘણા કર્યા પણ વિષય ભોગની તેમની સદાની પ્રવૃતિથી દવા-દારૂ લાગુ પડયાં નહી. આવી સ્થિતિમાં મેં પણ હવે આ પાપમય પ્રવૃતિ છોડવા અનેક વાર વિનંતિ કરી જોઇ. પણ તેઓનું કેવળ નિર્બળ થઈ ગયેલું મન, વિષય વાસનાને ધકેલી શકયું નહીં. તેમનું અશાન્ત અને અશકત મગજ પણ મનને કાબુમાં રાખવા રૂપ "સંયમની ગોળી" ગળી શકયું નહીં. પરિણામ એ આવ્યું કે તેમને કાળજ્વર અને કામજ્વર બન્ને લાગુ પડવા-તેઓ ૭ મહિના સુધી મહા દુ:ખ ભોગવી, જે વખતે જુવાનીનો ખીલતો

ગુર બ્હાર હોય તેવી જુવાન ઉમ્મરે, વૃદ્ધાવસ્થા જેવી શરિર સ્થિતિ બનાવીને " પાકેલ બોર, જેમ પોતાની મેળે બોરડી ઉપરથી ખરી પડે" તેમઅકાળે મૃત્યુને શરણ થયા. જગતની નજરે હું આજે ખરેખરી રાંડી. વિધવા થઇ. મારી યુવાનીનો બ્હાર તો ખીલતો જતોજ હતો કામદેવ મને વ્યથા કરીજ રહ્યો હતો. રાત્રી આખી તો નિદ્રા લેવાનું તો મારા ભાગ્યમાંથી ચાલી ગયું હતું. અમારા બંગલાની ચોકી માટે એક પરદેશી ભૈયો હતો. તે કામકાજે મારા પાસે આવતો જતો. હું રાંડી, એટલે નિરાધાર થઇ. તે ભૈયાની દૃષ્ટિ બદલી. મારા રૂપ અને યૌવન પ્રત્યે તેને મોહ થયો. મારી આ અવસ્થા પ્રત્યે તેનો રાંક અને નિમકહલાલ સ્વભાવ બદલાણો. તેની રીતભાત બદલાણી. તે વાત વાતમાં મને સારૂં લગાડવા અને મારા પ્રત્યે માયા બતાવવા લાગ્યો. હું તેના આ દુષ્ટ ચેનચાળા સમજી ગઇ. છેવટ મેં તેને ધમકાવી નોકરીમાંથી રજા આપવા સુધીનું કહી દીધું. પણ તે કાંઇ ડગ્યો નહીં. તે જાતે ક્ષત્રીય હતો, અને ઘણો ખુબસુરત તથા શરીરે મજબુત હતો. તેની ઉમ્મર વર્ષ પાંત્રીશની હતી. છતાં તે અવિવાહીત હતો. એટલુંજ નહીં પણ તેટલાં વર્ષ તેણે બ્રહ્મચર્યપણે કાઢયાં હતાં. પંદર—વીશ વર્ષથી તો તે અમારામાં નોકર હતો પણ તેની બદફેલી અમારા જાણવામાં આવી નહોતી. એક રાત્રે તે મારા ઓરડામાં આવી નમ્રતાથી મારા પ્રેમની માગણી કરવા લાગ્યો મેં તેનો તીરસ્કાર કરી ત્યાંથી એકદમ ચાલી જવા કહ્યું. બીજી રાત્રે પણ વગર બોલાવ્યે શૌર્યસિંહ મારા ઓરડામાં આવ્યો અને મુંગે મોઢે વગર બોલ્યે ઉભો રહ્યો. હું પણ કાંઇ બોલી શકી નહીં. હું તેના મ્હોં સામું બે ઘડી ટગર ટગર જોઇ રહી. મારા દિલમા કામવિકાર સળગી ઉઠયો. તેની જવાળાનો ભભુકો મારી આંખ દ્વારા બહાર નિકળ્યો. મારી આંખથી શૌર્યસિંહને મેં એક કામદેવ સરખો જોયો. મારૂં ગુમાન હેઠે પડયું. હું કામના મારથી હારી. તેને આજે હું ધમકાવી શકી નહી. મેં કહ્યું " શૌર્યસિંહ ! તમારૂં આ વર્તન વાજબી છે ? " શૌર્યસિંહે કાંઈ જવાબ આપ્યો નહીં. આથી મારી ઉત્સુકતા વધી " શૌર્યસિંહ ! કેમ બોલતા નથી ? તમારી ફરજ શું છે ? " હજી પણ તે બોલ્યો નહીં. તેના આવા વર્તનથી તેના પ્રત્યેનો મારો મોહ વધતો ગયો. તે કોણ અને હું કોણ એ વાત હું ભુલવા

માંડી. આ પ્રવૃતિનું શું પરિણામ આવશે તેનો ખ્યાલ મારી સ્મૃતિ બહાર ગયો. આમ અનેક રીતે મારી સ્મૃતિનો નાશ થતાં મારી બુદ્ધિ નાશ પામી. કાર્ય-અકાર્ય, પાત્ર-કુપાત્ર અને યોગ્યા યોગ્યની મારી તુલના બુદ્ધિ ખલાસ થઈ ગઈ. શૌર્યસિંહે મારા પગ પકડી ચુંબન કરવા માંડયું. તેના આ વર્ત્તનથી મને ક્રોધ ઉત્પન્ન થવો જોઇએ; પણ મારી બુદ્ધિનો નાશ થયો હતો. મારા આખા શરીરમાં કામદેવનું સામ્રાજ્ય વરતી રહ્યું હતું. જેથી તેના શરીરનો મને સ્પર્શ થતાંજ વીજળીના વેગે મારા શરીરમાં રહેલી કામદેવની અગ્નિની જવાળા જાણે અપાર શાંતિ અનુભવતી હોય એમ મને લાગ્યું. કામદેવના હલ્લાથી હું લાચાર-નિરૂપાય થઈ મારા બીછાનામાં સુઇ ગઇ. સાર્યસિંહે કહ્યું " હું હવે કામને સહન કરી શકતો નથી. તમારા યૌવન અને તમારી ખુબસુરતીએ મારા પાંત્રીશ વર્ષના કામવિકારને જાગૃત કર્યો છે. હું કાંઇ સાધારણ ભૈયો નોકર નથી. બુખના દુઃખથી આ નોકરી કરૂં છું. મારા પિતા બે ગામના ગીરા-સદાર હતા. પણ લેણદારોએ તેમને કરજમાં ડુબાડી અમારા ગામ હાથ કરી લીધાં છે. હું સિંહ બચ્ચો છું. કાંતો પ્રેમ આપો અને નહીંતો આ હથીઆરથી મારૂં અને તમારૂં મૃત્યુ છે. " એમ કહીને તેણે સજાવેલો એક જમૈયો ભેટમાંથી કાઢયો. હું કાંઇ કરી શકું તેવી મારી સ્થિતિ રહી નહીં. મારે ચુપ થવું પડયું. અને આખરે મારી-વિધવાની લાજ લુટાણી. બહેનો ! જે કામના પુરને વિશ્વામિત્ર, પરાશર આદિ મહાન ૠષીઓ, કે જેઓ માત્ર ફળાહારી હતા, પાણી અને પાંદડાંજ ભક્ષણ કરીને રહેતા હતા અને જેઓ મહા-જ્ઞાની તથા મહાતપસ્વી તથા વૃદ્ધો હતા તથા જંગલમાંજ રહેતા હતા. તેઓ પણ કામવિકારને ખાળી શકયા નહીં અને મેનકા, મચ્છગંધા આદિમાં લોલુપ થઈ ગયા. તો અમો તો પ્રભુના માર્ગથી અજાણી, સંયમ પાળવામાં અશક્ત, વિલાસી અને વૈભવ શહેરમાં વસનારી તથા દહીં, દુધ અને ઘી આદિ ખાનારી, ચઢતી યુવાનીવાળી બાળાઓ કામદેવના એ પુરને કેમ હઠાવી શકીએ ? કામના વેગને રોકવો તે સિંધુ અને ગંગા નદીના મહાપુરને ખાળવા સારૂ તેની આડે ધુળનો કોટ બાંધવા જેવું નથી ? કુદરતના કામનો મહાન વેગ કયાં અને તેને મારી હઠાવવા અમો અબળાનો નિર્માલ્ય પ્રયત્ન કયાં ? વિધવાઓને પુનર્લગ્નની છુટ નહીં આપનાર મહાજનો ? આ

એક હઠીલો પ્રયોગ નહીં તો બીજું શું છે ? અમારા સાસરા જેવા સાઠ–સીતેર વર્ષની વૃદ્ધવયે બાર પંદર વર્ષની બાળાઓને પરણી અમારી બાજુનાજ ઓરડામાં શયનગૃહ રાખે છે તેમાં મહાજનપણું કયાં રહ્યું ? એ ચોખ્ખી નિર્લજતા નથી તો બીજું શું છે?

કહેવાતા મહાજનોની આવી અધમ પ્રવૃતિથી અનેક વ્યભિચાર, ગર્ભહત્યા અને બાળહત્યાઓ થાય છે, તે પાપોનો જવાબદાર કોણ ?

બ્હેનો, દીલની દુઃખદાયક જવાળાથી હું આડી વાત ઉપર ઉતરી, તે માટે મને ક્ષમા કરશો; પણ આવાં ભડવીર મહારાણી જેવાં રક્ષક આગળ મારા દીલની જવાળાને તેમનાં કૃપા જળથી શાન્ત ન કરૂં તો બીજે કયાં કરૂં ?

શૌર્યસિંહ સાથેનો મારો સંબંધ મારી ઇચ્છા–અનેચ્છા–છતાં અટકયો નહીં. પરિણામે મને ગર્ભ રહ્યો. જગતના મારથી બચવા એટલે મારા જેવી અનેક અભાગી વિધવાઓ કરે છે તેમ ગર્ભને છુટો પાડવા હું દુરના એક શહેરમાં ગઇ. મારા સાથે મારા જેવીજ એક દુઃખી ગર્ભવાળી વિધવા હતી. તેણીને ગર્ભના દુઃખથી છુટા થવા કુવામાં પડવા નિરાધાર કર્યો હતો, તેને મેં બચાવી હતી. અમો શહેરમાં જતાં અજાણ્યા હોવાથી પ્રથમ ધર્મશાળાનો આશરો લીધો. તે પછી એક હકીમ સાહેબનું નામ સાંભળી તેમને ત્યાં ગયાં અને અમારા દીલની બધી વાત કરી. તેણે ઘણો દીલાસો દીધો અને થોડા દીવસ અત્રે રહેવું જોશે એમ કહી એક ઘર ભાડે લેવા કહ્યું. અમે ગામથી અજાણ્યા છીએ કહેતાં પોતે ઘર ભાડે લઇ આપશે એમ કહી અમને સાથે લઇ જઇ, મુસલમાન લતામાં, ખડકીમાં ખડકી અને તેમાં ખડકી હતી તેમાં એક ઓરડો બતાવી ત્યાં રહેવા કહ્યું. પછીથી અમને માલુમ પડયું કે હરામખોર લોકો આંહી અજાણી, પરદેશી અને નિરાધાર સ્ત્રીઓને ભેગી કરે છે અને પછી પરદેશમાં જઇ વેચી આવે છે. બીજા બે ત્રણ ઓરડામાં અમારાં જેમ ફસાઇ ગએલી ઘણી સ્ત્રીઓ હતી. તેનાથી આ વાત જાણી અમે તો ગભરાઇજ ગયાં. હરામખોરોનો ઇરાદો એવો હતો કે આજની રાત્રે બીજી પચીસ સ્ત્રીઓને તથા બીજી નવી આવે તે સર્વેને ઉપાડી પ્રથમ તો જંગલમાં આવેલા તેમના મકાને લઇ જવી અને ત્યાંથી અરબસ્તાન કે તુર્કસ્તાનના કોઇ શહેરોમાં લોંડી તરીકે

વેચી આવવી, તે બાઇઓએ બીજું એમ પણ કહ્યું કે, તમે નવાં આવ્યાં છો તેથી જો રાજા શીવદાસના નેસવાળા ગોવાળો કે મહીઆરીઓ તમને મળી જાય અને જંગલમાં આવીને અચાનક હુમલો કરી છોડાવે તો આપણ સર્વનો બચાવ થાય. માટે કાંઇક યુક્તિ કરો. એટલામાં ત્યાં યવનો આવ્યા, અને લોખંડના પાંજરામાં બે નવાં પક્ષીઓ આવ્યાં જાણી તેઓ ખુશી થયા. મેં તરતજ, મારી બહેનપણીને કહ્યું, જો, જો, મારી ટ્રંક ધર્મશાળામાં ભુલી ગઇ છું. તેમા મારા દાગીનાને રોકડ છે. દોડ, બેન, દોડ. જલ્દી કર, નહીં તો કોઇ લઇ જશે. પેલાએ પ્રથમ તો અટકાવી, પણ હમણાંજ પાછી આવશે, એવા મારા કરગરાટથી જવા દીધી.

તેજ રાત્રે અમો સર્વેને ગાડીમાં બેસારી યવનોએ ઉપાડી. અરધી રાત્રે જંગલના મકાને પહોંચતાં ગોવાળો તથા મહીઆરીઓ તૈયાર થઇને ઉભાં હતાં. તેમણે યવનોને ભાળતાંજ લાકડીઓના ગોબાથી તેમના ઉપર મારો શરૂ કર્યો. યવનો ભયભીત થઇ ગયા. તેઓને લાગ્યું કે જો નાશી નહીં છુટીએ તો જરૂર પકડાઈ જઈશું. તેઓ દસ જણ હતા તે છાનામાના ભાગી છુટયા.

અમો તમામ વિધવાઓને દીલાસો તથા હિમ્મત આપી ગોવાળો શીવદાસના નેસમાં લઈ ગયા. જ્યાં અમારા રહેવા કરવાની તમામ સગવડો કરી આપી. એટલુંજ નહીં પણ દરેકને પ્રસવ માટેની તમામ ગોઠવણો કરી આપી. આમ કેટલીએક મુદત રહેતાં યથા વખતે સઉને પ્રસવ થયા. પ્રસવનાં બાળકોને સઉએ નિર્ભ્રાંતે ઉછેર્યાં. તે પછી આ અમુલ્ય અવસર જોવા અમે ભાગ્યશાળી થયાં છીએ. અમો દરેકના પુત્ર-પુત્રીઓ આ અમારી સાથે છે.

તમોને હવે કહેવાની જરૂર નથી, કે જંગલમાં આવેલ મકાનમાં જે વિધવા:બ્હેન તથા એક બીજી બાઇ હતી તે પહેલા નંબરની વિધવા છે. બીજા અને ત્રીજા નંબરની વિધવા બ્હેનો. જેણે યવનોના હાથમાંથી અમને છુટવાનો માર્ગ બતાવ્યો અને તે પરમ કૃપાળુ પરમાત્માની દયાથી અમે સર્વેએ છુટકારો મેળવ્યો તે આ બીજા અને ત્રીજા નંબરની વિધવા બહેનો છે.

આ મેળાવડો બરખાસ્ત કરતાં મહારાણી ગુણસુંદરીએ ઉભા થઇ કહ્યું કે, "આવતી કાલથી નામદાર મહારાજા સાહેબ તમો વિધવાઓના ઉદ્ધાર માટે તથા જન હિતની બીજી અનેક બાબતના સુધારા માટે મહાન મેળાવડો એકત્ર કરનાર છે. તે મેળાવડાનું કામ

શુરૂ થયા પછી દરેક બાબતનો તે નામદાર મહારાજા સાહેબ પ્રજા અને મહાજનોના એકત્ર અભિપ્રાયથી તમારી અને બીજી અનેક બાબતો વિષેનાં ધોરણો નક્કી કરશે માટે તે મેળાવડામાં સર્વે બહેનોએ હાજરી આપવા મારી વિનંતિ છે." આ મેળાવડાનો રોજે રોજનો તમામ અહેવાલ નામદાર મહારાજા સાહેબના કાન ઉપર પહોંચી ગયેલ છે, અને તમારાં અકથ્ય તથા અસહ્ય અને અમાપ દુઃખો જાણી, તેમની દયાની લાગણી ઉશ્કેરાણી છે, જેથી તમારાં દુઃખો દુર કરનારા બંદોબસ્તો જરૂર થશેજ. તે માટે તમો નચિંત રહેશો." તે પછી મેળાવડો બરખાસ્ત થતાં નામદાર મહારાણીનો અંતઃકરણ પુર્વક સર્વેએ ઉપકાર માન્યો હતો. તે વખતે દુઃખી વિધવાઓએ નીચે મુજબ ગાયું હતું.

## રાગ–દેશી.

સંકટ એવું શીદ સાંખો, અરેરેરે એ ચાલ નાશ કરી નાંખો;
મારા વહાલા હિમ્મત હૈયે રાખો. ૧
લાખેણાં તો લાડ લડાવ્યાં, દિઠા ન છાયાં તડકા;
બાળ રંડાપે બળી બળી થાતી, ભીતરમાં લાગે ભડકા. સંકટ. ૨
પર્વતથી પડવું તે સારૂં, કાયા ખાઇ જાયે કીડા;
આ તો આખો ભવ રીબાવું, પાર ન આવે પીડા. સંકટ. ૩
શુળીનું દુઃખ સો ગણું સારૂં, તરતજ પ્રાણ તજાવે;
આ દુઃખ લખતાં અંત ન આવે, લાખ પુસ્તક જો લખાવે. સંકટ. ૪
સારે દિન શણગાર સજી, દર્પણમાં છબી દીઠી;
રંડાપો હૃદયે સાંભરતાં, અંગમાં લાગી અંગીઠી. સંકટ. ૫
સારાં વસ્ત્ર શરીરે સજ્યાં, પણ માથે જોતાં મુંડો,
આંખે ખરખર આંસુ ખરિઆં, નાંખ્યો નિસાસો ઉંડો. સંકટ. ૬
યમ રાજાને વિધવા દેતી, શત્રુ કહીને શાપ;
પ્રકટ થઇ જમ પોતે બોલ્યા, બાઈ તારો શત્રુ તારો બાપ. સંકટ. ૭
પુરૂષ તણું મન પથ્થર જેવું, અરે ! ન ઉપજે એને;
પણ ગોઝારી માતાઓ છે, તલ ભર દયા નથી તેને. સંકટ. ૮
ફોગટ રડીને ફંદ કરે છે, ખેરવે આંસુ ખાલી;
નાત જાતની રીત નઠારી, પુત્રી થકી એને વહાલી. સંકટ. ૯
બળ્યા હેતના બોલ તમારા, બળી તમારી માયા;
લાડકડીનું લોહી પીઓ છો, લોકની લાજે લજાયા. સંકટ. ૧૦

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ.

## રાગ-દેશી.

કરો કરોરે કન્યાનું કલ્યાણ, હોરે હઠીલા હિંદુ;
તમે કેમ થયા પથર પ્રમાણ, હોરે. ૧
દયા દિલમાં નથી લવ લેશ, હોરે;
નથી લાગતો અમ ઉપદેશ, હોરે. ૨
કરો સુખીઆ તમ સંતાન, હોરે;
એટલી શું નથી સાન ? હોરે. ૩
બાળ પુત્રી બિચારી અનાથ, હોરે;
એનું દુઃખ સુખ બાપને હાથ; હોરે. ૪
નીચી ધરતી ને ઉંચો છે આભ, હોરે;
નિરાધાર બિચારી નિરાશ; હોરે. ૫
નાખે પુત્રી નિસાસા રોજ, હોરે;
અને મા બાપ માણે મોજ; હોરે. ૬
એ તો ધિક્ક પડયો અવતાર, હોરે;
તેનો આપ કરોને વિચાર; હોરે. ૭
હદ વળી હવે તો પડો બહાર, હોરે;
બાંધી હિમ્મતનાં હથીઆર; હોરે. ૮

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ.



# સંસાર સ્વરાજ

## અને

# બહાદુર બાળાઓ.

---

### વિભાગ ત્રીજો.

---

### પ્રકરણ ૧૬ મું.

---

**છુપી પોલીસ નના વડા સજ્જનસિંહે શોધી કાઢેલી પાપી પ્રવૃત્તિનો વૃત્તાંત.**

---

उत्सा ह संयन्नमदीर्घसुत्रं ।
क्रिया विधिज्ञं व्यसनेष्वसक्तम् ॥
शुरं कृ ज्ञं दृढ सौहृदंच ।
लक्ष्मीः स्वयं याति निवास हेतो ॥ १ ॥

અર્થ—જે મનુષ્ય ઉત્સાહ સંપન્ન છે, તથા દીર્ઘસૂત્રી નથી, ક્રિયા વિધિને જાણન ાર છે, તથા દુઃખોમાં આસક્તિ રહિત છે. શૂરવીર છે, કરેલા ઉપક ારને જાણનાર છે અને દ્રઢ સૌહૃદવાળો છે, તેને ત્યાં લક્ષ્મી પોતેજ પોતાની મેળે વસવા આવે છે.

કુંદનપુરના રાજ્યની અને રાજા શીવદાસના નેસની સરહદે લગ્ન મહોત્સવ નિમિત્ત લાખો મનુષ્યો નો જે એક મોટો મેળાવડો એકત્ર થયો હતો, તે પ્રસંગે જેમ મહાર ાણી ગુણસુંદરીએ ૧૧માં પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે વિધવા સ્ત્રીઓના ઉપર ગુજરતી વિપત્તિ, તેઓની દયા પાત્ર સ્થિતિ અને તેઓના ઉદ્ ારના ઉપાયો માટે વિધવાઓની એક મોટી સભા બોલાવી હતી તેમ, મહારાજા વીરસિંહે પુરૂષોની એક મોટી સભા બોલાવી હતી. જ્ યાં વિધવાઓની, તેમના ના

વારસ બચ્ચાંઓની અને જન ઉપયોગી બીજી અનેક બાબતોમાં દ્રવ્યનો તથા જાતનો મહાન ભોગ આપી જે જે વ્યક્તિ અને સંસ્થાઓએ મળી પ્રજામાં છુપી રીતે ચાલતી પાપ પ્રવૃતિને ઉઘાડી પાડી હતી તેનો અહેવાલ રજુ કરાવી ઘણાક ઠરાવો પસાર કરાવ્યા હતા.

આ મેળાવડા માટે બે લાખ ઉપરાંત માણસો સમાઇ શકે તેવા વિશાળ સમીયાનાની ગોઠવણ કરવામાં આવી હતી. આ મેળાવડાનું પ્રમુખસ્થાન મહારાજા સામતસિંહે સ્વિકાર્યું હતું. તે ઉપરાંત મહારાજા વીરસિંહ, રાજા શીવદાસ, બીજા ઘણા ખંડીઆ રાજાઓ, શેઠ શાંતિલાલ, ધીરજલાલ અને કુંદનપુર શહેરના તમામ મોટા સદ્દગૃહસ્થો તથા મહાજન વર્ગ પણ આ મેળાવડામાં હાજર થયા હતા. રાજ્યનો દરેક અમલદાર વર્ગ પણ હાજર રહેતો હતો. આ મેળાવડાનો લાભ લેવા બહાર ગામોએથી અને દેશાવરોથી આમંત્રણ કરેલા બીજા હજારો મનુષ્યોનો જનસમુદાય પણ આ મેળાવડામાં ભાગ લેતો હતો. મહારાણી ગુણસુંદરી, શહેરની અને બહાર દેશાવરમાંથી આવેલી અનેક પ્રતિષ્ઠિત સ્ત્રીઓ તથા કમળા, નિર્મળા, વિમળા, ચંપા વગેરે અનેક આગેવાન સ્ત્રીઓ, રાજા શીવદાસના નેસની હજારો ગોવાળણો તથા પચાસે હજાર વિધવાઓને પણ આ સભામાં આમંત્રણ હતું. સ્ત્રી પુરૂષોનો આ મહાન મેળાવડો ઘણો આકર્ષક તથા યાદગાર થયો હતો. તેમાં જનહિતના અનેક સુકાર્યો થઈ મનુષ્યોનું કલ્યાણ થયું હતું.

આ સમીયાણાના તંબુમાં નિચે પ્રમાણેનાં બોર્ડ ગોઠવવામાં આવ્યાં હતાં.

૧–વિધવાઓના પુત્રને દત્તક તરીકે લેવા જે ગૃહસ્થોની મરજી હશે તે માટે આંહી યોગ્ય ગોઠવણ રાખેલી છે સબબ તે વિભાગના મંત્રીને મળવું.

૨–વિધવા સહાયક ફંડ માટે જે ગૃહસ્થોને ગુપ્ત દાન આપવા ઇચ્છા હશે તે માટે સ્વયંસેવકોની દેખરેખ નીચે બંધ પેટીઓ રાખેલી છે તેમાં તેમણે રકમ નાખવી.

૩–જે વિધવા નિરાધાર હશે, ગુજરાનથી દુઃખી થતી હશે તેને માટે વિધવા ઉદ્યોગ ખાતાના મંત્રીને મળ્યેથી બંદોબસ્ત થશે.

૪–સભામાં વિધવાઓના ગુજરાન, પ્રસવ અને બચ્ચાંને ઉજેરી

મોટું કરવાની પુરતી ગોઠવણુ રાજા શીવદાસના નેસમાં કરવામાં આવી છે. માટે તે ખાતાના મંત્રીને મળવાથી તાત્કાળીક બંદોબસ્ત થશે.

આ વિભાગનું કામ સર્વ પ્રકારે છુપું જ રહે એવી તમામ ગોઠવણો રાખેલી છે. તે તરફ લાગતા વળગતાનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

૫–ગમે તે કોમની વિધવા હશે તેના ઉપર કોઈ સંકટ આવી પડે તો તે સંકટ દુર કરી તેને દુખમાંથી બચાવી લેવા ઉપર જણાવેલ વિભાગ ખાતાના મંત્રીને જાણુ કર્યેથી તેનો તુરત બંદોબસ્ત થશે.

૬–ગમે તે કોમના અપંગ, અશક્ત અને છેક વૃદ્ધ થએલાં સ્ત્રી પુરૂષો તથા નિરાધાર બાળકો, જેઓ પોતાનું ગુજરાન પોતે ચલાવવાને અશક્ત હોય અને પોતાના કુટુંબથી પોષણ મળી શકતું ન હોય તેવાં દુઃખી થતાં મનુષ્યોએ રેંટીઆ વિભાગના મંત્રીને મળવું. જેથી તેવાં સ્ત્રી–પુરૂષો અને બાળકોને માટે તેમનાથી બનતો ઉદ્યોગ આપી તેમનું ગુજરાન કરશે.

૭–દેશમાં દ્રવ્યની રેલંછેલ કરનાર ખેડુત વર્ગના ખેતીના ઉત્કર્ષ માટે, જોઇતી માહેતી, જોઈતું જ્ઞાન અને નાણાં સંબંધી જોઇતી પુરતી મદદ આપવા સારૂ એક ખાતું ખોલેલું છે. માટે તેવા પ્રકારની મદદ માટે ખેતી સહાયક ખાતાના મંત્રીને મળવું.

૮—દેશના હુન્નર ઉદ્યોગ. કેળવણી અને વ્યાપાર વર્ધક સંસ્થાઓ પણ ખોલવામાં આવેલી છે. તે દરેક બાબત માટે તે તે વિભાગના મંત્રીને મળવું.

૯—આ મેળાવડાના પ્રસંગનો લાભ લઇ જે હજારોની સંખ્યામાં વિધવાઓ એકત્ર થઈ છે, તેમના પુનર્લગ્નનો પ્રતિબંધ દુર કરવા આ સભા પુરતો પ્રયત્ન કરશે. અને તેવી સ્ત્રીઓના મનુષ્ય તરીકેના કુદરતી હકકોનું પુરતું રક્ષણ કરશે.

૧૦—રાજા શીવદાસે મહેરબાની કરીને, આ મેળવડાનું કામ સાંગોપાંગ પાર ઉતારવા સારૂ દસ હજાર ગોવાળો અને દસ હજાર મહીઆરીઓને સ્વયંસેવક તરીકે ગોઠવેલી છે. માટે હરકોઇ કામ હરકોઇ માહેતી અને હરકોઇ પ્રકારની સગવડ જોઇતી હોય તો તે ખાતાના મંત્રીઓને મળ્યેથી તાત્કાળીક ગોઠવણુ થશે.

નક્કી કરેલા વખતે, સભા મંડપમાં હજારો સ્ત્રી પુરૂષો આવવા માંડયા. જેથી ટુંક વખતમાંજ મંડપ ચિક્કાર ભરાઇ ગયો.

સર્વે બેઠા પછી મહારાજા સામતસિંહ બીજા રાજાઓ સાથે પધારતાં સર્વેએ તેમને માન આપી વંદન કર્યું. મહારાજા સામતસિંહે પ્રમુખસ્થાન લીધા પછી જણાવ્યું કે,"અમારા રાજ્યના ડીટેકટીવ-છુપી ખાતમીઓ મેળવનાર ખાતાના વડા અમલદાર સજ્જનસિંહે વિધવાઓની બાબતમાં અને બીજી અનેક બાબતોમાં જે જે માહિતીઓ મેળવી છે, તેનો અહેવાલ તેઓ તમને કહી બતાવશે. તે પછી પ્રજાને સાંસારિક અને રાજકિય સ્વરાજ્યના હકો આપવાનો વિચાર કરી નિર્ણય આપવામાં આવશે." આ પ્રમાણે કહ્યા પછી સજ્જન સિંહે ઉભા થઈ મહારાજાને અને સર્વ સભાજનોને નમન કરી પોતાનો અહેવાલ શરૂ કર્યો.

" આ જગતના જન વ્યવહારના અને વર્તનના અનેક પ્રસંગો મેં જાતે જોયા છે, તે બધાનું વર્ણન કરતાં તો મહિનાના મહિનાઓ વિતિ જાય અને તે પ્રસંગો એવાતો આકર્ષક અને મહત્વના છે કે તમે તે જાણવાની-સાંભળવાની ચાહના પણ કરો પણ તેટલો વખત આપણા પાસે નથી. જેથી જરૂરના પણ ધ્યાન દેવા લાયક મહત્વના એકાદ બનાવનું હું તમારી પાસે વર્ણન કરીશ. એવા બનાવો તમને વાર્ત્તા જેવા લાગે, પણ તે જરૂરના હોવાથી મારે તમારા પાસે મુકવા પડે છે. તે બધા બનાવો ઉપરથી તે તે બાબતમાં કયો માર્ગ લેવો અને જનહિત કેવી રીતે થઇ શકે તેની તમને ઘણી માહિતી મળી રહેશે. માટે તેવા લંબાણ માટે મને ક્ષમા કરશો.

આ કુંદનપુર શહેરના એક ધનાઢય શેઠ બચ્ચુભાઇ કરીને છે. જેઓ અત્રે તમારી સમક્ષમાં બિરાજેલા છે. તેમના પિતાએ લાખો રૂપીઆનો વારસો તેમને સોંપેલો છે. એ રૂપીઆનો કેવી રીતે સદ્‌ઉપયોગ થાય અને મનુષ્ય જાતના કલ્યાણમાં કેમ ઉપયોગી થાય તે માટે તેઓ એક વખત વિચાર કરતા હતા. તેમને એમ લાગ્યું કે શ્રીમંતાઇના તોરમાં મનમાન્યાં સાધનો સંપાદન કરી તેમાંજ મશગુલ રહી આ દેહને કેવળ લાડ લડાવી જીંદગીને પુરી કરવી તે આ મનુષ્યદેહ ધારણ કર્યાનું સાર્થક નથી. પણ દુઃખી મનુષ્યોનું દુઃખ અને તેમનું કષ્ટ કાપવું, તે માટે પૈસાનો તથા જાતનો પુરેપુરો ભોગ આપવો એજ માત્ર આ મનુષ્યદેહ ધારણ કર્યાનું સાર્થક છે. તેથી તેમણે પ્રથમ તો દેશ દેશાવરમાં ફરી મુસાફરી કરવી અને

જાતે અનુભવ મેળવવો એવી ધારણા કરી. તેઓ કુંદનપુરથી એક દિવસે રવાના થઇ દુરના એક શહેર તરફ ગયા. શહેર છ સાત માઇલ દુર હતું. દીવસ આથમવાને હજી વાર હતી. તો પણ તેમણે જાંણ્યું કે ગાડી માર્ગે જતાં વાર લાગશે માટે પગ કેડી માર્ગે જતાં જલદી પહોંચાશે તેમ ધારી તેવો માર્ગ લીધો. પણ તે માર્ગ ઘણો વિકટ હતો. તે ઘણો ડુંગરાળ અને ઝાડી તથા પુષ્કળ નદી નાળાં વાળો હતો. પણ જેને હરેક પ્રકારના દુઃખના અનુભવથી જગતને અનુભવવું હતું તેને એથી શું દુઃખ હતું ? તેઓ બે માઇલ જેટલે ચાલ્યા નહીં તેટલામાં આકાશમાં વાદળ છવાઇ ગયું અને વળી ઝીણો ઝીણો વરસાદ પણ આવવા માંડયો. તેઓ ટેકરા, નદી—નાળાં ઓળંગતાં આગળ ચાલવા માંડયા. એમ બેએક માઇલ વધુ ચાલ્યા ત્યાં તો વરસાદ ધોધમાર પડવા માંડયો. નદી, નાળાં અને રસ્તાઓ પાણીથી ઉભરાઈ ગયાં. પગ કેડી પણ દેખાતી બંધ થઇ ગઇ. વાદળામાં સુર્ય છુપાઈ ગયો. બચ્ચુ શેઠ વિચાર કરી ત્યાં થોભી ગયા અને એક નાની ટેકરી ઉપર બેસી ગયા. તેમના પાસે વર્ષાદથી રક્ષણ થવા પુરતાં કપડાં અને સાધન હતું. બે ઘડી બેઠા નહીં તેટલામાં એક ઝીણો અવાજ તેમના કાન ઉપર આવ્યો તેમણે તે તરફ પોતાની દ્રષ્ટી અને કાન ઢાળ્યા. પણ તે અવાજ બંધ થઈ ગયો. વળી થોડીકવાર થઇ નહીં તેટલામાં વળી તે અવાજ ફરીને આવ્યો તે અવાજ રડવાનો હતો. કોઈ બાળકના રડવાનો અવાજ હતો એમ તેમને લાગ્યું. પણ વળી લાગ્યું કે આ નિર્જન જંગલમાં બાળક કયાંથી હોય ? મને ખોટો વહેમ જાય છે. વળી અવાજ બંધ પડયો. વળી પાછો આવ્યો. હવે બચ્ચુશેઠની ખાત્રી થઇ કે મારો વહેમ ખોટો છે. જરૂર કોઈ બાળક રૂવે છે. શેઠ ઉભા થયા અને અવાજ તરફ ચાલ્યા. આગળ ચાલ્યા ત્યાં પાછો અવાજ બંધ થયો. શેઠ ઉભા થઇ રહ્યા. પાછો જ્યારે અવાજ આવ્યો ત્યારે પાછા ચાલ્યા. એમ કરતાં તેઓ એક મ્હોટા વડલા પાસે જઇ પહોંચ્યા. વડલો ઘણા વિસ્તારમાં અને પુરાતની હતો તેના મોટાં થડ અને મોટી ડાળીઓએ આસપાસની ઘણી જગ્યામાં ફેલાવો કરી દીધો હતો. સખત ગરમીના, સળગી ઉઠેલી અગ્નિ જેવા સુર્યના તાપ વખતે એકજ સાથે હજારો માણસોને આ વડલો આરામ—આશ્રાયેસ અને શીતળતા આપતો હશે, એમ બચ્ચુ શેઠે અનુમાન કર્યું.

તેઓ વડલા પાસે ગયા, પણ અવાજ બંધ હતો. બચ્ચુશેઠ ત્યાં બેઠા. થોડીવારે અવાજ આવ્યો. શેઠ ઉભા થઇને એકદમ તે અવાજ તરફ ગયા. ત્યાં તેમણે જોયું તો કેવળ અંધકાર હોવાથી કાંઇ દેખાય તેવું નહતું. પોતાના ખીસ્સામાં વીજળીની એક બેટરી–બત્તી–હતી. તેનોતુરતજ શેઠે ઉપયોગ કર્યો. બચ્ચુ શેઠે જોયું તો વડલાના થડની એક બાજુમાં પોલાણ હતું. તે પોલાણમાં બેટરીનો પ્રકાશ મુક્યો તો નેતરની એક ટોપલીમાં નાખેલા રૂઉ ઉપર લપેટેલા એક રેશમી કપડામાં એક બાળક હતું. તે બાળક પોતાના મ્હોમાં અંગુઠો લઇ ધાવતું હતું અને મ્હોમાંથી અંગુઠો છુટી જતાં તે બાળક રડવા લાગતું હતું. બચ્ચુ શેઠ આ બનાવ જોઇને અજાયબજ થઈ ગયા. અને આ નિર્જન–ઉજડ–જંગલમાં કઇ સ્ત્રી આ બાળકને મુકી ગઇ હશે ? આ તો પુત્ર છે. શું તેની જનેતાને પુત્રની પણ દયા નહીં આવી હોય ? આવા અનેક વિચારોની પરંપરાએ ચડતાં તેમના મનમાં સ્ફુર્યું કે તે વાત પછી, પણ પહેલાં તો આ બાળકને સંભાળું. બાળકને ઉચકતાં તેની નીચે એક કાગળ હતો. તે કાગળ બીડેલ–બંધ–કવરમાં હતો. તેના ઉપર એમ લખેલું હતું કે, "મારો પુત્ર જુવાન ઉમ્મરનો થાય ત્યાં સુધી તેની પરવશી કરી ન શકે તેણે આ કવર ફોડી કાગળ વાંચવો નહીં, પણ બંધ કવર સાથે આ બાળકને રાજા શીવદાસને તેના નેસમાં જઇ સોંપી આવવાની દયા કરવી." બચ્ચુ શેઠે મનમાં કહ્યું, "હું તો આવા અનુભવ લેવાજ નિકળ્યો છું. તેમાં પહેલાજ અનુભવે મને ઘણાં સારાં શુકન થયાં. આવાં એક નહીં પણ અનેક બાળકોની અને નીરાધાર સ્ત્રી–પુરૂષોના પરવશી કરવી એ તો મેં મારો ધંધો માન્યો છે અને તે માટેજ મેં મારો દેશ પણ છોડયો છે. તો આ એક બાળકની પરવશી કરી તેને ઉજેરી મોટો કરવો તેમાં શું વિશેષ ?" તેમણે કાગળ ફોડયો અને વાચવા માંડયું તો તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"આ બાળકની માતા થવાને યોગ્ય નહીં એવી અવસ્થામાં એક જુલમગાર ગીરાસદારના જુલમના ભોગે મારે માતા થવું પડયું. અને પુત્ર પ્રસવ થતાં લોકલજ્જાના ભયથી આ ઉજડ–વેરાન–જંગલ જેવા પ્રદેશમાં, પશુ પક્ષી પણ પોતાના બચ્ચાંને, જણતર કરીને ફેંકી દે નહીં એવી નિર્દય છાતી કરીને, આ બાળકને આંખોમાંથી વહેતાં ચોધારાં આંસુઓથી ભીંજાવી આ વડલાના આશ્રય નીચે

મુકી જાઉં છું. હું કોઇ વિધવા નથી પણ કુમારીકા છું. પણ અત્યાચારી ગીરાસદારના પાપી કૃત્યનો હું શીકાર થઇ પડવાથી મારી આ હાલત થઇ છે.

હું પોતે પણ ક્ષત્રીય કોમની છું. મારાં માબાપો નાના એવા ગીરાસનાં માલીક છે. પણ અફીણ–દારૂ અને બીજા વ્યસનોથી તેઓ દુઃખી–કરજદાર અને કેવળ અશક્ત થઇ ગયાં છે. તેઓનાં બળ–બુદ્ધિ અને મનુષ્યત્વ હણાઇ ગયાં છે. મારાં માતાપીતાને હું એકજ પુત્રી હોવાથી મારા રૂપ અને મારી ચંચળતા જોઇ મારા મામા જે થોડાંક ગામોના નજીકમાં ગીરાસદાર છે તેઓ મને પોતાને ઘેર લઇ ગયા અને મોશાળમાં ઉછેરી મને મોટી કરી. મારી ઉમર સત્તર વર્ષની થઇ ત્યારે મારાં માબાપને ઘેર આવી હું રહી. આ ગામનું નામ દુઃખનગર છે અને આંહીના જાલીમ હાકેમનું નામ × × × છે. કોઇ પણ સારા ગીરાસવાળો ગામેતી મળવાના અભાવે મારૂં સગપણ થએલું નહીં. અમારા ગામનો ગીરાસદાર ઘણો વિષયાસક્ત હતો. તેણે પોતાની એક સ્ત્રીને, નજીવા કારણથી, બંદુકની ગોળીથી મારી નાખી હતી અને બીજીને રીબાવતો હતો. પોતાની પ્રજા એ તેને અન બેટા–બેટી ન હતાં. તે કોઇપણ સ્ત્રીને પૈસાથી, બીજી લાલચોથી અને છેવટ જોરજુલમથી પકડી પોતાની વિષય લાલસા પુરી કરતો.

મારા બાપની ગરીબાઇમાં ભેંસો–ગાયો વગેરે ઢોરો ઉપર અમારૂં ગુજરાન હતું. નોકર પણ મળતા નહીં. કેટલાક દિવસ સુધી ઢોરોને ચરાવવાનું કામ મારે કરવું પડયું. એક વખત ડુંગરની ધાર ઉપર ઢોરોને સાંજ ઉપર ચરવા મુકી, હું નીચેના ખેતરમાં એક લીંબડાની છાંયા નીચે જમીન ઉપર સુતી હતી. ત્યાં મને સહેજ નિદ્રા આવી ગઈ. તે વખતે પવનથી મારાં પહેરેલાં લુગડાં ઉડતાં હતાં, તેનો મને ખ્યાલ ન હતો. આ વખતે અમારો જાલીમ હાકેમ ત્યાંથી નીકળ્યો હશે. તેણે મારૂં રૂપ, મારી યુવાની અને મારો દેખાવ જોઇ હું કોણ છું તેનો તપાસ કરાવ્યો હશે. તે ઉપરથી એક રાત્રે હું મારા ઘરમાં સુતી હતી ત્યાંથી તેના ચાર માણસો મને બળાત્કારે એ પાપીના ગઢમાં–મકાને–ખેંચી ગયા. મારાં માબાપ ઉંઘતા હતાં. તેઓ જાગતાં હોત તો પણ કાંઇ કરી શકત નહીં. તે જાલીમ હાકેમે મારી જાતની માગણી કરી.

મેં તેને ધિક્કારી કાઢયો. મેં કહ્યું " કે હું કુંવારી છું. મારા ઉપર તમારે આમ અત્યાચાર કરવો ન ઘટે. હું તમારી પુત્રી ગણાઉં. દીકરી ઉપર પિતાનો આવો નીચ વ્યવહાર ન હોય. પ્રભુની અને જગતની આગળ તમારે જવાબ દેવો પડશે." પણ એ રાક્ષસ આગળ મારૂં જોર ચાલ્યું નહીં. તેણે મારા મ્હોમાં એકદમ ડુચો દીધો. અને તેના પાપી બાવડાના બળે મને નીચે પાડી દઇ તેણે નીચકૃત્ય કર્યું. તે પછીજ મને ત્યાંથી ખસવા દીધી. અરે! જગતમાં આવા અધમ પુરૂષો નિઃસહાય સ્ત્રી વર્ગ ઉપર સ્ત્રી જાતિની નિર્બળતાનો લાભ લઇ કેટલો જુલમ કરતા હશે ? તેનો ખ્યાલ કરી વાંચનાર, તારાથી બને તો પુરતો ભોગ આપી મનુષ્યદેહનું સાર્થક કરજે. હું તે પછી મારે ઘેર ગઇ. મેં કોઇને આ વાત કરી નહીં. શું કરૂં ? કારણકે બીજો કોઇ માર્ગ નહતો. દિવસો વિતતાં મને માલુમ પડયું કે મારા પેટમાં તો તે જાલીમના કૃત્યથી ગર્ભ રહ્યો છે. મને ઘણી ચિંતા થઈ પડી. સ્ત્રી જાતિને માટે તેમાં પણ મારી જેવી કુંવારી અને વિધવા માટે તો આ પ્રસંગ ઘણો દુઃખકારક, ભયકારક અને કલેશ કારક છે. પણ ઉપાય શું ? હિમ્મત રાખી છુપાવી મેં નવ માસનું કેદખાનું સેવ્યું. પેટ અંદરના બચ્ચાને પણ તેટલીજ જેલ સેવવાની હતી. તે નવ માસની જેલ પુરી થવાનો પ્રસંગ આવ્યો એટલે મેં આ નિર્જન જંગલનો આશરો લીધો. જેનાં સગાં, મનુષ્યો થયાં નહીં તેના સગાં આ જંગલનાં વૃક્ષો થયાં. આંહી એક દિવસ રહી. આ વડલા નીચે મેં મારૂં સુવાવડખાનું રચ્યું. મને પેટમાં વીંટ આવવા માંડી. હું ધુળની પથારી કરી સુતી. કુદરત મારી સુયાણી હતી. મેં પ્રભુ ઉપર નજર રાખી મારા મનનો ભાર હળવો કર્યો. કાંઈક વખત વિત્યો એટલે આ ટોપલીમાં છે તે બાળકનો મને પ્રસવ થયો. પ્રસવ વખતે ક્ષણવાર હું મુર્છિત થઈ ગઇ. શુદ્ધિ આવતાંજ મેં બાળકને પડખામાં લીધો. પથ્થરની અણી વતી મેં નાળને વધેર્યો. કેટલીક વારે ઓર બહાર પડતાં મેં તે ઓરને આંહીજ દફન કરી. મારા પીતાના ઘરમાંથી દારૂનો બાટલો મેં આણ્યો હતો તેનાથી જખમને મેં ધોયો. આ ટોપલી આ રૂ, આ કપડું મેં પહેલેથી તૈયાર કરી રાખેલાં તે હું સાથે લાવી હતી તેમાં મેં પુત્રને મુકયો. મુકયાં પહેલાં તેને મેં મારૂં ધાવણ ધવરાવ્યું. તે ટોપલીમાં મુકયો. પછી પણ ઉચકી: લઇને: ફરી ફરીથી મેં વહાલથી

ધવરાવ્યો. પણ એ મારૂં વહાલ મિથ્યા હતું. ઘડીકવારનું હતું. ટોપલીમાં તળે રૂઉ નાખી તે ઉપર કપડું મુકી તેમાં પુત્રને મેં સુવરાવ્યો. હું ચાલી નીકળી, પણ મારૂં હૃદય તુટવા માંડયું. પુત્રને આંહી મુકી દઇ ચાલતાં મારા પગ ઉપડયા નહીં. હું પાછી વળી પુત્રને ટોપલીમાંથી લઇ મેં છાતી સરસો ચાંપ્યો–ધવરાવ્યો. વળી ટોપલીમા મુકયો. પાછું ચાલવા માંડયું. પણ પગ ચાલે કેમ ? હૃદય તેને ચાલવા દે કેમ ? મને થયું કે કુંવારી સ્ત્રીનું જણતર આવું દુઃખમય હશે ? આમાં મારો દોષ કયાં છે ? મારા ઉપર થએલા અત્યાચારનું આ પરિણામ છે. પણ જગતને જોવું કે વિચારવું કયાં છે ? તેને તો દંતકથાને આધારે ગાળો દેવી છે. તે મને કયાંથી નિર્દોષ ગણે ? અરે, મારે હજી લગ્ન કરવાં છે, જીંદગી આખી કાઢવી છે. આ પ્રસંગ ઉઘાડો થાય તો મારો હાથ કોણ પકડે ? કોણ મને પરણે ? આ વિચારે મેં બાળક ઉપરની માયા ત્યજી દીધી. હું નિષ્ઠુર થઈ. મેં યાદ કર્યું, માતા કુંતા જેવી તો હું નિષ્ઠુર નથી ? તેમણે કુંવારી અવસ્થામાં કર્ણને જન્મ આપી પેટીમાં નાખી સમુદ્રમાં તે પેટી હડસેલી દીધી હતી. મને આથી કાંઈક દિલાસો થયો. અરે ! આ પુત્ર કેવો કદાવર છે. તેની સુંદરતા કેટલી મોહક છે. ખરેખર ! વનમાં જન્મેલો આ પુત્ર વનરાજ જ થશે. જંગલના સિંહ જેવી તેની ત્રાડ છે. વાંચનાર, તેનું પોષણ કરવા તેને ઉછેરવા, તેને જગતની સેવા કરવામાં જોડવા તું શકિતમાન હો તોજ તેને આંહીથી લઇ જજે. તેનું નામ બહાદુરસિંહ રાખજે.

લી.

ક્ષત્રીય કુમારી એક રંક બાળા.

---

લખનાર બાળાએ બાળકને જેવો વર્ણવ્યો તેવોજ આ બાળક છે એમ બચ્ચુ શેઠને પણ લાગ્યું. બચ્ચુશેઠે ટોપલી સહિત બાળકને લીધો. ત્યાંથી ચાલી ધીરે ધીરે તેઓ શહેરના સ્ટેશન ઉપર આવ્યા. બાળકને માટે દુધની ગોઠવણ કરી. તે પછી ત્યાંથી રવાના થઇ પોતાને દેશ આવી પોતાના ઘરમાં એક ધવરાવનારી સ્ત્રીની ગોઠવણ કરી. ધવરાવનારી અનેક કોમની અનેક સ્ત્રીઓ મળી હતી. પણ તેણે તો એક રજપુત કોમની સ્ત્રી શોધી કાઢી. તેને સારો પગાર આપી પોતાને ઘેર રાખી. ખોરાક પણ પોતાને ઘેર તે સ્ત્રી લે એમ

બંદોબસ્ત કર્યો. છ મહીના વિત્યા ત્યાં તો પુત્ર બાર માસ જેવો લાગ્યો. તેજસ્વી, શરીરે રૂષ્ટપુષ્ટ અને શકિતમા બળવાન થયો હતો. અચ્ચુશેઠ તે બાળકને લઇ રાજા શીવદાસના નેસમાં ગયા. રાજા-મહાશયને બનેલી તમામ વાત કરી અને કાગળ વંચાવ્યો. તેઓએ અચ્ચુશેઠને ધન્યવાદ આપ્યો અને પુત્રને રાખી લઇ તેને માટે દરેક પ્રકારની યોગ્ય ગોઠવણ કરી. ધીરેધીરે બહાદુરસિંહ સોળ વર્ષનો થયો પણ તે શરીરે કદાવર અને મજબુત હોવાથી વીશ વર્ષનો લાગતો હતો. તે ઘણો દેખાવડો અને રાજવંશી જેવો દીપતો હતો. નેસમાં ઉછરેલા વિધવાના બાળકોને સાથે લઇ તે દેશ-પરદેશમાં જતો. અને દુઃખી મનુષ્યોને, દુઃખી વિધવાઓને મદદ કરતો તથા જુલમના કરનારા અત્યારીઓને ઇન્સાફે પહોંચાડતો.

વખત થઇ જવાથી આજના દીવસનો મેળાવડો બરખાસ્ત થયો હતો. અને બીજે દિવસે સઉને પધારવાનું આમંત્રણ અપાયું હતું.



## પ્રકરણ ૧૭ મું.



### અચ્ચુ શેઠનો વૃત્તાંત.



**अचिंत्यै तानि दुःखानि, वृथैवा यांति देहिनाम् ।**
**सुखान्यपि तथा मन्ये दैव मत्राति रिच्यते ॥**

**અર્થ**—જેમ દેહ ધારીઓને ચિંતવ્યા વગરના પણ દુઃખ આવીને ઉભાં રહે છે. તેમજ સુખો પણ તેવીજ રીતે આવે છે. આ બાબતમાં પ્રારબ્ધજ મુળ કારણ છે.

બીજે દિવસે મહારાજા સામંતસિંહના પ્રમુખપણા નીચે મેળા-વડાનું કામ વખતસર શરૂ થયું હતું. રાજાઓ, નગરજનો અને મહે-માનોથી સભા મંડપ ચિકાર થઇ ગયો હતો. સ્ત્રી વર્ગ પણ તે વખતે પોતપોતાને સ્થાનકે ગોઠવાઇ ગયો હતો. સમાજના સડા વિષે

બચ્ચુ શેઠને બોલવાની, મહારાજાએ સુચના કરતાં તેઓએ ઉભા-થઇ સભા સમક્ષ નીચે મુજબ વૃત્તાંત કહ્યો હતો.

વણિક ભાઇઓની જ્ઞાતિમાં મોટા શેઠ અને નાના શેઠના નામથી ઓળખાતી બે જ્ઞાતિ છે. પુર્વે તે એકજ જ્ઞાતિ હતી. પણ ખોટી મ્હોટાઇ અને દંભને લીધે બે તડાં પડી ગયાં હતાં. લાલજી અને નથ્થુ શેઠ કરીને, મોટા શેઠની જ્ઞાતિના બે મ્હોટા શેઠીઆ--ભાઇઓ--હતા. તે બન્ને વેપારે અને પૈસે ઘણા સુખી હતા. નથ્થુ શેઠ ઘણાં વર્ષોથી આ મુંબઇ શહેરની અનેક જંઝાળો અને સદાના પ્રવૃતિમય જીવનથી કંટાળી દેશમાં–પોતાના વતનમાં–છુપા નગરમાં જઇ રહેલા હતા. બંને ભાઇઓ પરણેલા હતા. લાલજી શેઠની સ્ત્રીનું નામ લીલા હતું અને નથ્થુ શેઠની સ્ત્રીનું નામ લલીતા હતું. લાલજી શેઠને અમથાલાલ કરીને એક પુત્ર હતો. પણ તે અષ્ટાવક્ર જેવો શરીરે ઘણી ખોડ ખાંપણવાળો હતો. નથ્થુ શેઠને ચંદુલાલ કરીને પુત્ર હતો. પણ તે બ્યંડળ–નપુંશક હતો બને પુત્રો મહોટી ઉમ્મરના હતા. અમથા શેઠ માટે હજારો રૂપીઆની, લાલજી શેઠે લાલચો બતાવેલી પણ કોઇ ઠેકાણેથી કન્યા મળેલી નહીં. લાલજી શેઠનો મુંબઇમાં વેપાર ઘણો ધીકતો ચાલતો હતો. તેની પેઢી મહોટી અને પ્રખ્યાત હતી. તેને રૂઉનો, અનાજનો અને કાપડનો તથા બીજો ઘણો અહોળો વેપાર હતો. આખા હિંદુસ્થાનમાં મોટા મોટા શહેરોમાં તેના ઘણા આડતીયા હતા. એટલુંજ નહીં પણ યુરોપ, જાપાન વગેરે ઠેકાણે પણ તેની આડતો હતી. લાલજી શેઠ તેના ધંધામાં એટલા બધા રોકાઇ ગયેલા હતા કે તેમને ખાવા–પીવા–કે નીરાંતે સુવા બેસવાની પણ ફુરસદ ન હતી.

અંમથાલાલનાં સગપણ માટે તેમની સ્ત્રી લીલાવતી ઘણું કહેતી તેમ શેઠે સગપણ માટે હજારો રૂપીઆની દરકાર કરી ન હતી. પણ કોઇ પક્ષી પકડાયું ન હતું. એક વખત દેશમાંથી તેમની જ્ઞાતિના એક ભોળા શેઠ પોતાની સોળ વર્ષની કન્યાને તેડી કોઇ સારૂં ઘર–વર જોઈ આપવા તે અરસામાં મુંબઇ આવેલા. તે ભોળા શેઠ લાલજી શેઠની જાળમાં સપડાયા. શેઠે તેમને બહુ માન અને આદર સત્કાર આપી લલચાવ્યા. અમથાલાલને બદલે બીજાને બતાવી સગપણનું શેઠે નકકી કર્યું. પછી ભોળા શેઠને ખબર પડયા. પણ પોતાની લાજ–આબરૂ--થી બીહી જઈ સગપણ તોડવાનું તેમને

ઠીક લાગ્યું નહીં, અને છેવટ વર--કન્યાનાં લગ્ન થયાં. પણ બિચારી શ્યામસુંદરીના નશીબમાં રંડાપો હતો. જેથી બે વરસમાં તો અમથા-લાલ રોગનો ભોગ થઇ પડી પ્રભુને દરબારે પહોંચી ગયો. શ્યામા ઘણી દેખાવડી અને સુંદર હતી. પણ વિધાતાએ અઢાર વર્ષની--સંસારના લ્હાવા લેવાની ઘડીએ--તેના સાભાગ્યનો ચાંદલો ભુંશી નાખ્યો, અને રંડાપો આપ્યો હતો.

અમથા શેઠના ગુજરી ગયા પછી એક વરસને આશરે લાલજી શેઠ પોતાના દિવાનખાનામાં બેઠા છે ત્યાં તેમના મુનીમે આવી પોસ્ટમાં આવેલા કાગળોનો એક થેકડો શેઠને આપ્યો. તે કાગળો દેશ દેશના આડત્યાના હતા. એક પછી એક કાગળો ફોડીને વાંચતાં એક કાગળ છુપા નગરથી પોતાના નાના ભાઇ નથ્થુ શેઠનો મોકલેલો જોયો. કાગળ જોતાં તે કંકોત્રી રૂપે હતો. તેમાં લખ્યું હતું કે, "મોટા ભાઇ! આંહી મેં શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ બેસારી છે. આપણાં સગાં--સંબંધી અને તમામ કુટુંબીઓને આમંત્રણ કરેલું છે. તમને પણ આ શુભ પ્રસંગ ઉપર આમંત્રણ કરૂં છું તો મારી ભાભીને તથા વહુને તેડીને આ પ્રસંગે જરૂર--જરૂર આવજો. મુંબાઈના ધંધાની પ્રવૃતિ તો રાત દીવસની છે અને જીવશો ત્યાં સુધી ઓછી થાય તેમ નથી. તો આ અવસર આત્મકલ્યાણના સાધનનો છે. માટે સર્વેને તેડી લઈ એક અઠવાડીઉં જરૂર આવી જાઓ." શેઠે લીલા શેઠાણીને બોલાવી પત્ર આપ્યો. તેમણે વાંચ્યો. શેઠે કહ્યું, "મને હમણાં નવરાશ નથી. વિલાયતની સ્ટીમર આવનારી છે. તેમાં પચીશ લાખનું કાપડ અને બીજો માલ છે. જાપાનવાળાને માટે રૂઉની ગાંસડીઓ પાંચશેહ ખરીદ કરી એકદમ રવાના કરી દેવાનો ઓર્ડર છે. મોટો મુનીમ દેશમાં ગયો છે. તે કામ મારે કરવું પડે છે. દીલ્હી, લખનૌ, કાનપર, મદ્રાસ, કલકત્તાના આડતીઆના ઓર્ડરો તાકીદ ઉપર તાકીદના આવે છે. તેમને માલ એકદમ જલદી પુરો પાડવો છે, હાલ સીઝન છે. મારે અનેક વ્યવસાય છે. હું ઘડી એકને માટે પણ મુંબઈ છોડી શકું તેમ નથી." છેવટે વિધવા વહુને એકને મોકલવાનું કર્યું. શ્યામસુંદરીને માણસની સાથે છુપા નગરમાં નથ્થુ શેઠને ત્યાં મોકલી, અને પોતાથી હાલ મુંબઇ છોડી બહાર નીકળાય તેમ નથી એમ પત્ર લખી મોકલ્યો.

શ્યામ સુંદરી કાકાજી સસરાને ત્યાં આવી. સાત દિવસ સુધી કથાનો મહોત્સવ ચાલ્યો. નથ્થુશેઠ પણ નગરશેઠની સ્થિતિમાં હતાં. તેણે આ ધર્મકાર્યમાં હજારો રૂપીઆ છુટે હાથે ખર્ચ્યાં. સમાપ્તિ પછી બે દિવસ મેમાનોને વધુ રોકી, સ્વાગત કરી, પછી તેમને રજા આપી. શ્યામસુંદરીને કહ્યું, "તમે હમણાં આંહી રહો. દેશના હવા--પાણી તમને વધારે માફક છે." શ્યામસુંદરીને પણ એમજ હતું કે મુંબઇ જઇને રહેવું તે અને આંહી રહેવું તે બધું એક સરખુંજ છે. ત્યાં જઇ રહેવાથી કોઇ વિશેષતા ન હતી. વળી આ દેશ છે, તો આંહી ઠીક છે. શ્યામસુંદરીનો વિચાર જાણ્યા પછી નથ્થુ શેઠે મુંબઇ લખી મોકલ્યું કે વહુ હમણાં આંહી રહેશે. તેની તમો કાંઇ ચિંતા કરશો નહી. અમારા ચંદુની પેઠે તેને સાચવશું. સાથે આવેલા તમારા માણસને પાછો મોકલ્યો છે તે જાણશો. વગેરે.

શ્યામસુંદરી તે પછી કાકાજી સસરાને ઘેર રહી. તેના દેર ચંદુલાલ કરીને નથ્થુ શેઠના જે એકજ પુત્ર હતા, તે ૧૯–૨૦ વર્ષના હતા. પણ તેનાં લગ્ન થયેલાં નહીં. ચંદુલાલ ભણેલ ગણેલ અને બાહોશ હતો; અને સાથે દેખાવડો પણ હતો. પણ તેનામાં એક મોટી એબ હતી. તે કુદરતી એબ હતી. તે જન્મનો વ્યંડળ હતો. દેખાવે પુરૂષ છતાં તે સ્ત્રી કે પુરૂષની કોઇપણ જાતિમાં ન હતો. કોઇનો પણ ભવ ન બગાડવો એવી પોતાની વિદ્વતાથી તેણે મનમાં નક્કી કરી રાખેલ હતું, તેથી ઘણા માગ્યાં આવ્યાં છતાં તેણે હાલ સુધી લગ્નજ કર્યાં ન હતાં. તે તેની ભાભી શ્યામસુંદરીને લઇ હમેશાં ઘોડાગાડી જોડાવી હરવા ફરવા જતો અને જેમ બને તેમ પોતાની વિધવા ભાભીનું મન પોતાનું વૈધવ્યપણું સંભારી દુખાય નહીં એમ તે વર્તતો હતો.

તે છુપા નગરનો રાજા ચતુરસિંહ કરીને હતો. તે પ્રજાપાળક અને ડાહ્યો હતો. પ્રજામાં પોતાના માટે કાંઇ ખરાબ બોલાય નહીં અને પોતે એક સારામાં સારો રાજા છે એમ કહેવાય તે માટે તેને ઘણી કાળજી હતી. છતાં તે વ્યભિચારી હતો. પણ તે પોતાનું કામ ઘણી છુપાઇથી તથા કોઇ રીતે પ્રજામાં હો, હા ન થાય એવી યુક્તિથી કરતો હતો. પોતે શાણો છતાં પોતાની એ નીચ વૃત્તિને તે તાબે રાખી શકતો ન હતો. બનાવ એવો બન્યો કે, શ્યામસુંદરીની અને ચંદુલાલની ગાડી સમુદ્ર કિનારા ઉપર ફરતી ફરતી ઉભી હતી

ત્યાં આ રાજાની ગાડી નીકળી. ગાડીમાં રાજાને ભાળી ચંદુલાલે સલામ લીધી. રાજાની નજર શ્યામસુંદરી તરફ ગઇ. તેની કાંતિ અને ખુબસુરતી જોઇ તે મોહ પામ્યો. બીજે દિવસે ચંદુલાલને રાજાએ પોતાના મહેલમાં બોલાવી, એ બાઇ કોણ છે વગેરે પુછ્યું. ચંદુલાલે બધો ખુલાસો કર્યો. રાજાએ, એ બાઇની માગણી કરી. ચંદુલાલે ના પાડી. એ કદી બને નહી. મારા મોટાભાઇની વહુ છે. અમારે ત્યાં મેમાન છે તેને આવાં અધમ કામ માટે રાજમહેલમાં આવવા હું કેમ કહું ? એ નહીંજ બને. રાજાએ કહ્યું, "ચંદુલાલ હું તમને આંહીથી જીવતા જવા દઇશ નહીં. જો તમે આંહીથી જીવતા જાઓ તો પ્રજામાં મારી ફજેતી થાય. માટે કાંતો તે બાઇને રાજમહેલમાં મોકલો અને કાંતો મરણને તાબે થાઓ." ચંદુલાલે કહ્યું "ખુશીથી ! હું મરવાને ડરતો નથી. તમારી સામે હું આ ઉભો છું." રાજાએ વિચાર્યું કે પ્રજામાં મારી આબરૂ ધુળધાણી થાય તેના કરતાં આ એક માણસને ધુળ ભેળો કરવો એમાં કાંઇ ખોટું નથી. એમ વિચારતાંજ તેમણે પોતાના હાથની પીસ્તોલમાંથી ગોળી છોડી. ચંદુલાલના તે પગ ઉપર આવી. તે નીચે જઈ પડત. પણ તેણે ચાલાકી વાપરી સહેજ ખસી જતાં ગોળી પડખે થઈ ચાલી ગઈ. રાજા ક્રોધે ભરાણો. તેણે બીજી ગોળી મારવા પીસ્તોલ ટાંકી. રાજાનો પ્રાઇવેટ હજુરી આ વખતે હાજર હતો. તેને થયું કે આ ગોળી પણ નિષ્ફળ જશે તો રાજાને નીચું જોવા જેવું થશે. વળી નગર શેઠના પુત્રનું આમ મૃત્યુ થાય તે પણ ઠીક નહીં ચંદુલાલના જન્મની વાત હું બધી જાણું છું. રાજાનું કામ થાય અને તેને હું બચાવી લઉં એમ બે કામ એક સાથે થાય તો ઠીક. એવો રસ્તો મારા હાથમાં છે. તેણે રાજાના હાથમાંથી પીસ્તોલ એકદમ ખેંચી લીધી. રાજા હજુરી ઉપર ગુસ્સે થયા. "શા માટે ? આડા પડવાનો તને શું હક્ક છે ? દુર થા આંહીથી." આટલું કહેતાં તો હજુરી પગે પડયો અને પાસેના રૂમમાં થોડી મિનિટ આવવા અને પોતાની વાત સાંભળવા વિનતિ કરી. રાજા આશ્ચર્ય પામ્યો. વળી આ શું નવી વાત છે. રાજા તેની સાથે બાજુના ઓરડામાં ગયો. હજુરીઆએ રાજાને વાત કરી. રાજાએ તરતજ બહાર આવી ચંદુલાલને કહ્યું.

"હમણાંજ મારા જાણવામાં આવ્યું છે કે તમે જન્મના વ્યંડળ છો. વ્યંડળ પુરૂષોની અમારાં જનાનખાનામાં ચોકી પ્હેરા

માટે ઘણી જરૂર હોય છે. તેથી આ રાજ્યનો એક કાયદો એવો છે કે ગમે તે કોમના, રાજ્યના ગમે તે ભાગમાં એવા બ્યંડળ પુરૂષોને, જનાનખાનાની નોકરી માટે પકડી લાવી, નોકરી ઉપર ગોઠવવા. તેવા માણસોની રાજ તરફથી શોધ થાય છે. આ વાતની બાતમી મને મારા હજુરી માણસ તરફથી મળી છે. માટે હું તમને પકડી રાજમહેલમાં કાયદા પ્રમાણે રાખી શકું તેમ છું. પરંતુ તમે નગર શેઠના પુત્ર છો અને એમ હું બળાત્કારે અટકાવી મુકું તો પ્રજામાં મારી જે કીર્ત્તિ છે, તેમાં ભંગ પડે. તે કામ હું કરનાર નથી. માંટે હું શહેરની તમામ પ્રજાને એકઠી કરીને તમારા જન્મના–નપુશક-પણાની વાત પ્રસિદ્ધિમાં મુકીશ. અને જો ખુશીથી નોકરી કરવા આવવા ના કહેશે તો રાજ્યના કાયદાનો આધાર બતાવી તમને પકડવાનો હું હુકમ કરીશ. આ પ્રમાણે થશે એટલે પ્રજા, મારા તે કૃત્યને જુલ્માત ભરેલું કહેશે નહી" ચંદુલાલ મુંઝાણો. સાચી વાતની તેનાથી ના કેમ કહેવાય ? આખા રાજ્યમાં પોતાની જાતને માટે આવો શરમ ભરેલો ફજેતો થાય તે ઠીક નહીં એમ ધારી છેવટ તે રાજાને શરણે થયો. તેણે કહ્યું. હરકોઇ ઇલાજે હું શ્યામસુંદરીને રાજમહેલમાં મોકલીશ. મને પંદર દિવસની મુદત આપો." રાજાએ ચંદુલાલને માગ્યા પ્રમાણે મુદત આપી. તે ઘેર ગયો. અને ઉપર મુજબ બનેલી તમામ વાત પોતાની માને કહી બતાવી. તે ઘણી ડાહી હતી. તેણે પણ ધાર્યું કે, દીકરાનો બચાવ થયો તે ઠીક થયું. પછી તેણે શ્યામસુંદરીની પાસે જઇ, બીજી આડીતેડી વાતો કરી કહ્યું કે " તમારા સાસરા કરોડપતી છે. તેના દીકરો નકામો હતો. પુત્ર પ્રજા ઉત્પન્ન કરી શકે તેમ નહતો એ તેઓ જાણતા હતા. છતાં કોઇ પણ પ્રકારે તમને એકાદ પુત્ર ઉત્પન્ન થાય તો મીલ્કતનો ધણી રહે. પણ તેઓ શરમથી તમને કહી શકયા નહીં. તેમ તમને પણ તે વાતનો સુઝકો પડયો નહી. તમારા ધણીની હયાતીમાં એકાદ પુત્ર તમને થયો હોત તો તે મોટો થયે તમને પણ આધાર રૂપ થઇ પડત. પણ ઠીક, થવાનું હતું તે થયું. હજી પણ એવો પ્રસંગ આવે તો જતો કરવો નહીં એમ હું તમને કહું છું. કેમકે છાનાઇથી પુત્રને જણ્યા પછી તે પુત્ર હરેક સ્થળે મોટી ઉમ્મરનો થાય તો તમારોજ પુત્ર છે. માટે દત્તક લેવામાં પણ તમારા સાસરાને વાંધો નહીં ? આ પ્રમાણેની અનેક વાતો કરી ચંદુલાલની મા લલીતાએ

શ્યામસુંદરીને અરધી ના અરધી હા પડાવી લીધી. વળી એક વખત પાસે બેસારી લલીતાએ કહ્યું. "જુઓ વહુ, આ તમારો દેર કેવો રૂપાળો અને શરીરમાં કેવો દેખાવડો છે. પણ તે તદ્દન નકામો છે. તમને સાંભળીને અજાયબી થશે. પણ સાંભળીને તમને ખરૂં લાગશે કે, તે સાવ સાચી વાત છે. ચંદુલાલ નપુશક છે. દેખાવમાં તે પુરૂષ લાગે છે, પણ તેનામાં તેવી શકિત નથી. પણ ગામ કાંઇ તે વાત જાણે છે ? તેને પરણાવવો તો જોઇએજ. તેથી મેં એવી ગોઠવણ કરી છે કે કોઇ કુંવારી કન્યાને કોઇ પુરૂષથી ગર્ભ રહ્યો હોય તેવી કન્યા જોડે પરણાવવો. કારણકે તેવી કન્યાને અને તેના માબાપને આબરૂ રાખવાની બહુ જરૂર હોય. તેથી તે પણ કોઇ વરની શોધમાં હોય. પણ બીજા તો તેને કોણ પરણે ? તેથી ચંદુલાલ માટે તેવી કન્યાની શોધ સારૂ સુયાણીઓને મેં કહી દીધું છે અને તે માટે હજારો રૂપીઆનો ખરચ કર્યો છે." તેટલામાં એક સુયાણી એક કન્યાને લઇને લલીતા શેઠાણી પાસે આવી. અને કહે છે કે " આ કન્યાને બે માસનો ગર્ભ છે. તે કુંવારી છે. તમારી જ્ઞાતિના છે. તમારી મરજી હોય તો તેમનાં માબાપને પુછી લગ્નનું નકકી કરો. " શ્યામસુંદરી આ વાત સાંભળી દંગ થઇ ગઇ. તેણે વિચાર્યું કે વણીક જ્ઞાતિમાં શું શું થતું નથી ? ગર્ભવાળી કન્યા તો એમ જાણતી હતી કે આ ઘર તો ગર્ભ પાડવાનું સ્થાન હશે. પણ આંહી તો તેવું નથી. આ તો બીજી વાતો થાય છે? તે પણ ઠીક છે. માટે મનમાં સમજી જવું એમ તે કન્યાને લાગવાથી તે કાંઇ બોલી નહીં. લલીતા શેઠાણીએ શેઠને તથા ચંદુલાલને ઉપલી વાત કરી. તે પછી તેઓએ તે કુંવારી કન્યાના માબાપને સંબંધ બાંધવાની મરજી છે કે કેમ તે પુછાવ્યું. તેઓ તો આ કીસ્સો જાણતાંજ હતાં. જેથી ખુશીથી હા કેહેવરાવી. તે પછી જોશીને પુછી લગ્નનો એક દિવસ નકકી કરી ચંદુલાલનાં લગ્ન કરી નાખ્યાં. શ્યામસુંદરીની હવે ખાત્રી થઇ કે મારી સાસુ કહે છે તે ખરૂંજ છે. તેને તેમના બોલવામાં વિશ્વાસ આવ્યો. તે પછી એક દિવસે ચંદુલાલ અને શ્યામસુંદરી રાજમહેલમાં ગયાં. શ્યામસુંદરીને રાજ્યમહેલ બતાવી, તેને રાજાનાં ખાનગી દિવાનખાનામાં બેસારી, કામનું બહાનું બતાવી, ચંદુલાલ ત્યાંથી ખશી ગયો. વ્યભિચારી ચોર રાજાએ, શ્યામસુંદરીને અસહાય ગણી બળાંત્કારે તેના પ્રત્યેની પોતાની પાપી કામવાસના તૃપ્ત કરી.

શ્યામસુંદરીએ ઘેર આવી સાસુને વાત કરી. આ ઘટના તેના તો જાણવામાં હતી. તેણે શ્યામસુંદરીના મનનું સમાધાન કર્યું. આવી સ્થિતિમાં દિવસો ઉપર દિવસો અને મહિનાઓ વિતવા લાગ્યા. શ્યામસુંદરીના પેટમાં રહેલો ગર્ભ વધવા માંડયો. નવ મહિના પુરા થવા આવ્યા. હવે સર્વે મુંઝાણાં. આ ગર્ભનો કઇ રીતે છેડો લાવવો ?

એટલામાં મુંબઇથી લાલજી શેઠનો તાર આવ્યો. તે નથ્થુ શેઠે, લલીતા શેઠાણીને વાંચી કહ્યું કે "લાલજી શેઠની તબીયત સારી નથી તેથી તેઓ દેશમાં હમણાં રહેવા માટે અત્રે આવનાર છે." આ બીના સાંભળી લલીતા શેઠાણીને ચિંતા થઇ. તેણે શ્યામસુંદરીને પોતાના ઓરડામાં લઇ જઈ કહ્યું કે, "હવે તમે નેસમાં જાઓ. બહુ દુર નથી, ત્યાં જઈ પ્રસવ થાય એટલે પછી તમે આવજો. તમારા સસરા આવનાર છે, એ આપણા કોઈના જાણવામાં ન હતું. તેઓ આવે અને તમારી આવી સ્થિતિ જાણે તો સર્વેને મરવા જેટલું થાય. માટે તમે જેમ બને તેમ તાકીદે રવાના થઇ જાઓ અમે બીજી કોઇ રીતે તમને મદદ આપી શકીએ તેમ નથી." શ્યામસુંદરી નિરાધાર થઇ પડી. તેને પોતાના ખરા દુઃખનો હવે ખ્યાલ આવ્યો. તે રાજ્ય મહેલમાં રાજા પાસે ગઇ. રાજાને મદદ આપવા કહ્યું. રાજાએ કહ્યું, "મારાથી મદદ આપવાનું બીલકુલ બની શકશે નહીં. હું બહાર ગામ જવા તમારી સાથે મારૂં માણસ પણ આપી શકું નહીં. પ્રજા મારી આબરૂ માટે શું ધારે ? માટે એ વાત બની શકશે નહી."

શ્યામસુંદરીએ કહ્યું, "ત્યારે મારી આ દુર્ભાગી સ્થિતિ બનાવવાનું શું કારણ ? અને તેમાં ચંદુલાલ અને તેની મા તમને મદદગાર કેમ થયાં ?" રાજાએ કહ્યું, તમને સમુદ્ર કિનારે ચંદુલાલ સાથે ફરવા ગયેલાં ગાડીમાં મેં જોયાં. ત્યારથી મારૂં ધ્યાન તમારામાં લાગી રહ્યું હતું. જેથી તમને હાથ કરવા મેં ચંદુલાલને તેડાવી માગણી કરી. પણ તેણે મને હિમ્મતથી--ચોખ્ખી ના પાડી. મેં તેને રાજ્ય મહેલમાં બોલાવી, મારી નાંખવા સુધીની બીક આપી. પણ તે ડગ્યો નહી. તેથી તેં તેના ઉપર ગોળી બહાર કર્યો. તે પણ હિમ્મતથી તેણે કબુલ કરી લીધો, અને મારા સામે મરવા સારૂં છાતી કાઢીને ઉભો રહ્યો, પણ ઈશ્વર તેની તરફેણમાં હતો. મારી

ગોળી તેની બાજુએ થઈ ચાલી ગઇ, તે બચી ગયો. મેં બીજી ગોળી મારવા પીસ્તોલ ઉગામી. પણ મારા હજુરી નોકરે તે ખેંચી લીધી અને મને ખાનગીમાં બોલાવી "ચંદુલાલ વ્યંડળ છે. પુરૂષત્વમાં નથી. એવા માણસોને બળાત્કારે પણ જનાનખાનાની નોકરીમાં જોડવા રાજ્યનો કાયદો છે." એ વાતની તેણે મને યાદ આપી. હું હિમ્મતથી બહાર આવ્યો, પણ બને ત્યાં સુધી ખુન તો મારે કરવુંજ ન હતું. તેથી ઉપલી વાત ચંદુલાલને કહી મેં તેને દબાવ્યો અને શહેરના પ્રજાવર્ગને ભેળો કરી, રાજ્યના કાયદાની સમજણ પાડી, તેને હું કબજે લઈશ એમ કહ્યું. તેથી તે મારે શરણે થયો, અને તમને મારે રાજ્ય મહેલે મુકી જવા કબુલ કર્યું, તથા પંદર દિવસની તેણે મુદત માગી. મેં તે મુદત આપી. ચંદુલાલે ઘેર જઈ આ વાત તેની માને કહી. લલીતા શેઠાણી દીકરાને બચાવવાની વાતમાં એકમત થયાં. તેણે તમને યુક્તિથી સમજાવ્યા. વળી ચંદા નામની કુમારિકાને મેં મારી વિષય વાસના માટે રોકી હતી. તેને મારાથી ગર્ભ રહ્યો હતો. તે બે માસનો થયો હતો. તે બાબત પણ આ ચંદુલાલની સાથે સગપણની ગોઠવણ કરી દીધી હતી. કેમકે બીજો કોઇ નાતીલો એવી ગર્ભવાળી કુમારીકાને પરણે નહીં. મેં એવાં ઘણાં અકૃત્ય કર્યાં છે. મને તે બાબત ઘણું દુઃખ થાય છે. જગતમાં —મારી પ્રજામાં—મેં પોતાને સારો અને નીતિમાન રાજા કહેરાવ્યો, અને છાનાઇથી આવાં પાપ કર્મ કર્યાં. હવે મને ઘણો પસ્તાવો થાય છે. પણ મારૂં માણુસ તમને આપું તો પણ મારી આબરૂ ઉઘાડી પડે." આખરે નિરાશ થઇ રાજાને ધીક્કાર આપતી શ્યામસુંદરી રાજ્ય મહેલમાંથી રસ્તે પડી. સાંજ પડી હતી, ગામ બહાર નીકળી, ધોરી રસ્તે ચાલે તો સામા મળનાર માણસને પોતે શું જવાબ દેવો તેવી ચિંતાથી નાની પગ કેડી ઉપર ચાલી જતી હતી. ચાલતાં ચાલતાં અંધારૂં થયું. નેસ કેટલું દુર છે, કયે રસ્તે થઇને જવું ઠીક છે, વગેરે તેને કાંઇજ ખબર ન હતા. તે ઇશ્વર ઉપર નજર રાખી ચાલી જતી હતી. ભગવાન કરે તે ખરૂં એમ વિચારતી જતી હતી. ઉઘાડા પગમાં કાંટા, કાંકરા વાગતા હતા. અંધારાની આથડતી, રખડતી ચાલતી હતી. ઓછામાં પુરૂં વાદળાં થયેલાં, તેથી અંધારૂં પણ ઘાટું થઇ પડયું. કુદરતનો કહેર એટલેથી અટકયો નહી. વાદળામાંથી ટમ ટમ વરસાદ વરસવા માંડયો. ઠંડો પવન જોસથી

ફુંકાવા માંડયો. શ્યામસુંદરી હવે ભીંજાવા માંડી. પહેરેલાં જીર્ણાં કપડાં પલળ્યા. શરીર ઘંડીથી ધ્રુજવા માંડયું. કેડી ઉપરની બંને બાજુએ ઉંચી થોરની વાડ હતી, રાતના તમરાં ઝણુઝણાટ કરી રહ્યા હતા. દેડકાં બોલી રહ્યાં હતાં, માણુસ જાતનો પગરવ ન હતો. શ્યામસુંદરી બીવા માંડી. કોઇ હિંસક પશુ–પક્ષી આવી લાગશે તો હું મારો બચાવ કેમ કરી શકીશ ? તે ઘણી મુંઝાતી, રોતી અક-ળાતી ચાલી જતી હતી. એમ ભીંજાતા, પલળતાં ચાલતાં, શ્યામ-મસુંદરી એક સડક પાસે પહોંચી. તે સડક આગગાડીના માર્ગની હતી. તેના ઉપર લોખંડના પાટા પાથરેલા હતા. શ્યામસુંદરી ત્યાં થાકની અને દુઃખની મારી બેશી ગઈ, તેને થયું કે આવું જીવતર જીવવા કરતાં આપઘાત કરી મરવું સારૂં. તેને થયું કે શરીર ઉપર ઘાસલેટ છાંટી, સળગીને મરી જાઉં, આંહી થાંભલાના ફાનસમાં ગ્યાસલેટ હશે. વળી વિચાર થયો કે તેમ કરતાં તો આ રેલ્વેના પાટા ઉપર લાંબી થઇને સુઇ જાઉં અને રેલ્વે નીચે ચગદાઈ આ દુઃખી દેહનો અંત આણું. આવો નિશ્ચય કરી તે ગાડી આવવાની વાટ જોતી રેલ્વેના પાટા ઉપર આડી થઇને ચતીપાટ સુતી.



# પ્રકરણ ૧૮ મું.



## બચ્ચુ શેઠે કહેલો વૃત્તાંત ચાલુ.

**वीतराग भय क्रोधाः मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञान तपसा, पूता मद्भाव मागताः ॥**

**અર્થ**— જેના રાગ, ભય અને ક્રોધ નાશ પામ્યા છે, મારો આશ્રય કરી, મારામાં તાદાત્મ્ય સંબંધ બાંધી રહ્યા છે. એવા ઘણાઓ જ્ઞાન અને તપવડે પવિત્ર થઇ મારા ભાવને પામી ગયા છે.

રાત્રી તો ઘણી વિતી, પણ ગાડી તો આવી નહીં. શ્યામસુંદરી સુતી હતી તે હવે બેઠી થઇ, અને વળી ગાડીની વાટ જોવા માંડી, અને પ્રભુને યાદ કરવા માંડી.

ક્ષુપા નગરના ધનાઢ્ય ગૃહસ્થનો એક પુત્ર મા-બાપ મરી જવાથી એકલો થઇ ગયેલો. તે ઘણો વિદ્વાન અને શાસ્ત્રમાં કરેલી આજ્ઞા પ્રમાણે વર્તનારો હતો. સાધુ, સન્યાસી, બ્રાહ્મણો અને ઉપદેશકો જે જે ઉપદેશ કરે છે, તે ઉપદેશ પ્રમાણે તેઓ વર્ત્તતા નથી, લોકો શાસ્ત્રો સાંભળે છે, તે પ્રમાણે વર્ત્તતા નથી છતાં શાસ્ત્રોની, ગુરૂની અને દેવની વાતો કર્યા કરે છે. તે ધતીંગ અને તે દંભ તે સહન કરી શકતો નહીં. શાસ્ત્ર આધારે મુર્ત્તિમાં જે પ્રભુતા છે, તેને લોકો હૃદયથી પ્રભુ માની તેની બીક રાખી ધર્મ અને નીતિથી વર્ત્તતા નથી પણ જાણે તે મુર્ત્તિ, અચેતન, કેવળ પથ્થરની હોય, એમ માનીને મંદિરમાં પણ તેના પુજારીઓ અને સેવકો, ચોરી, વ્યભિચાર અને પરસ્પર દ્વેષ, ઇર્ષ્યા આદિના કામ કરે છે. આથી તેવા સેવકો અને પુજારીઓ જ્યાં જગતને ઠગવા ખોટી રીતે જેજે કરનારા ઉપર તેને ધીક્કાર આવતો. તેથી લોકોને તેમના ધુતારાપણા વિષે, પ્રભુ અને શાસ્ત્ર સાચાં છતાં તે પ્રમાણે બરાબર નહીં ચાલવા વિષે અને ધર્મ તથા નીતિની વાતો કરવા છતાં તેથી ઉલટી રીતે વર્તવા માટે તે ખુલ્લી રીતે બેધડક કહેતો. આવી રીતે લોકોની અને ધર્મ ગુરૂઓની તથા ઉપદેશકોની પોલ ઉઘાડી પડતાં તેઓ તે સહન કરી શકતા નહીં. જેથી તેને ઘણા માણસોથી માર પણ

પડવા માંડયો. લોકો તેને એકલમલ કરીને કહેવા માંડયા. તેની પાસે દોલત ઘણી હતી. બોલવું કાંઇક અને વર્ત્તવું કાંઇક તેવી લોકોની રીતભાતથી તે કંટાળી પોતે ધ્રુપાનગર છોડી ત્યાંથી થોડા ગાઉ દુર જંગલમાં રહી એકજ વસ્ત્ર પહેરી પ્રભુની ખરા દીલથી પુજા કરવા માંડયો. અને અન્નના ભુખ્યા, તરસ્યા લોકોને અન્ન તથા પાણી આપવા માંડયો. તેણે એ પ્રમાણે અન્નક્ષેત્ર ખોલ્યું. પણ ખાવામાં ત્રણ ચીજ શિવાય બીજી ચીજ તે આપતો નહીં. જે મુસાફરો અથવા માંદા માણસો ત્યાં આવે તેને એક વખત બાજરાના રોટલા, અડદની દાળ અને ગાયનું દુધ આ શિવાય બીજો ખોરાક મળતો નહીં. પણ તે સત્યવાદી અને પ્રભુ તથા શાસ્ત્રની આજ્ઞા પ્રમાણેજ બરાબર રીતે વર્તનારો હોવાથી તે સાચા સેવકની, સાચી ઉમેદથી, તે જંગલનું વાતાવરણ ઘણું શુદ્ધ થઇ ગયું. ત્યાના ઝરણા અને નદી નાળાનું પાણી નિરોગી થઇ ગયું. તે પાણી, ત્યાંનો સાદો એક વખતનો ખોરાક અને ત્યાંની પવિત્ર હવા તથા શુદ્ધ ભાવથી પ્રભુની સેવા કરનાર યોગી જેવા એકલદેવની પ્રાર્થનાથી તે સ્થળ એવું તો નિર્વિકારી અને નિરોગી થઇ ગયું કે ત્યાં આવનારા લોકો ધર્મ અને નીતિને રસ્તે વળવા માંડયા અને તેમના શરીરના રોગો જોતજોતામાં નાશ થવા માંડયા. આથી એકલદેવની કીર્ત્તિ ચોતરફ ફેલાવા માંડી અને પુષ્કળ લોકો ત્યાં આવવા માંડયા. એ સ્થળ એક તિર્થનું ધામ થઇ પડયું, અને જંગલમાં મંગલ થઇ ગયું. લોકોને ખાવા પીવા માટે કોઇ પાસેથી ત્યાં મદદ લેવામાં આવતી નહીં, અને લોકો અને રાજા-રજવાડા તેવી મદદ આપતા તે સ્વિકારવામાં પણ આવતી નહીં. એકલદેવ પોતાના પૈસાથીજ તે પરમાર્થી કામ ચલાવતો. અનાજ એકઠું કરવાનું, સાફ કરવાનું, દળવાનું, ભરડવાનું, રાંધવાનું વગેરે આસપાસના ગામડાના અને બીજા આવનાર લોકો સ્વયંસેવકની પેઠે પોત પોતાની મેળે ઉપાડી લેતા, અને તે પ્રમાણે હંમેશાં કામ ક્રમ ચાલ્યો જતો હતો. જેથી હજારો માણસોના શરીરના રોગો મટી જઇ તેઓ સાજા-તાજા થઈ ખુશી ખુશી થતા હતા, અને એકલમલને તેઓ એકલદેવ કરીને કહેવા માંડયા, તથા આ સ્થળને એકલ મંદિર કહેવા લાગ્યા, અને જેજેનો સર્વ પોકાર કરતા, પોત પોતાને વતન ચાલ્યા જતા હતા.

આવી રીતે છએક વર્ષ વિત્યાં. પોતાની પાસેની મુઠી ખુટી

[illegible] એકલદેવ વિચાર કરવા લાગ્યો, હવે શું કરવું ? મેં રાજા-રજવાડાની પણ મદદ લીધી નથી. ન લેવી એવી મારી ટેક હતી. પણ હવે અનાજ વગર શું કરવું ? ગાયો પણ ભુખે મરે છે તો માંદાને અને બચ્ચાંઓને દુધ કયાંથી દેવું ? આ તો જગતમાં મારી અપકીર્ત્તિ થશે અને મારૂં કામ વગોવાશે. ભંડારમાં અનાજ હવે છ દીવસનું બાકી છે. તો છઠ્ઠે દિવસે જીવીને મારે શું કરવું ? તેણે મરવાનો નિશ્ચય કરી જીવતાં સમાધી લેવાનું નક્કી કર્યું. તેણે એક ઉંડો ખાડો ગાળ્યો, અને તેમાં દટાઇને મરવું એમ નક્કી કર્યું. તે ખાડામાં દરરોજ પ્રભુની પ્રાર્થના કરીને અબીલ, ગુલાલ વગેરે પવિત્ર ચીજોથી તથા કપુર વગેરેથી આરતી ઉતારી પુજા કરતો, અને પોતે કેવળ નિરાહાર રહી રાત દિવસ પ્રભુ ચિંતનમાં રહેવા માંડયો. જે ભગવાને નૃસિંહ મ્હેતાની હુંડી શીકારી હતી તે મારી હુંડી નહીં શીકારે ? એમ તેને મનથી દ્રઢતા હતી. શાસ્ત્રો અને પ્રભુની સત્તા તે સાચી માનતો. તેણે શરીરનો મોહ છોડી દીધો હતો મનને કેવળ પ્રભુમાં લગાડી દીધું હતું. તેમજ પોતાનાં આશ્રમની અને યાત્રાળુઓની ચિંતા મુકી દીધી હતી. તે કેવળ એક પરમાત્મામાંજ લીન થઈ ગયો. હવે તેણે કયાંઈ જવું, આવવું, બોલવું, ચાલવું અને ખાવું પીવું વગેરે આ દેહનો સર્વ વ્યવહાર બંધ પાડી દીધો હતો. તેણે પરમાત્માનું સ્મર્ણ કરતાં પ્રભુમાં પોતાના ચૈતન્યને એક તાર કરી દીધું હતું. છઠ્ઠે દિવસે તે પોતાના આસન ઉપરથી ઉઠયો. પ્રભુનું ચિંતન કરતો તે સમાધિસ્થળ તરફ ચાલ્યો. ચાલતાંજ હૃદયમાંથી મગજમાં તાર આવ્યો. તેનું દીલમાં સ્ફુરણ થયું. " હે એકલદેવ ! તું પ્રથમ તારા ભંડારમાં જા. પછી સમાધસ્થળે જજે." આ સ્ફુરણ આકાશવાણી લાગી. તે ભંડાર તરફ ગયો. ભંડાર ઉઘાડયો ત્યાં શું જુએ છે ? ભંડારમાં અનાજનો મોટો ગંજ પડેલ છે. બાજરો અને અડદનો જથ્થો ભંડારમાં સામતો નથી. ભંડારને માથેના છાપરાના નળીઆં ઉડી ગયાં છે, માળણુ તુટી ગયું છે. અને જુદા જુદી બાજુએ છાપરામાંથી ધારબંધ અનાજ ચાલ્યું આવે છે. એકલદેવ નાચવા માંડયો. કુદવા માંડયો. વાહ ! પ્રભુ વાહ ! એમ કહીને ખુશી ખુશી થતો તાળીઓ પાડવા તથા રામધુન ગજાવવા માંડયો. દયાળુ પ્રભુ ! તેં મારી લાજ રાખી ! નોધારાનો તું આધાર છે. સઉ પ્રભુ, પ્રભુ કરે છે, પણ હે, પ્રભુ !

તારા પ્રભુપણાને ખરેખર કોઈ માનતા નથી. ઉપર ઉપરથી પ્રભુ પ્રભુ બોલે છે. હૃદય સ્પર્શી બોલ નથી. વળી સંસાર વ્યવહારમાં તને ભુલી જાય છે. મનુષ્યો અનીતિ અને પાપકર્મ કરતાં તને ચુકી જાય છે. પણ તું તેઓને બચાવી લે છે. તેના ઉપર દયા કરે છે. તું દયાનો સમુદ્ર છે. તું દયાનો ભંડાર છે, દયાનો દેવ છે. તેં મારી હુંડી શીકારી. મારી આબરૂ રાખી. મારી ટેકને તેં નીભાવી, આ બનાવથી તેનું વર્તન કેવળ પ્રભુમય થઇ ગયું. તે સદાકાળ પ્રભુનેજ જોવા લાગ્યો. અને પ્રભુની પ્રભુતાનું ગુણગાન કરવા લાગ્યો. માણુસ જાતની અદેખાઇ, માણુસ જાતની કઠોરતા અને માણુસ જાતની ઉઘાડી નાસ્તિકતા ભાળી તેને દીલમાં સદાય ખેદ થતો. તેનું કલ્યાણ કરવામાં, એકલદેવ પોતાનું જીવન વિતાવવા માંડયો. પાછલી રાત્રે હમેશાં વહેલા ઉઠી તે પોતાના આશ્રમની આસપાસ બે ત્રણ ગાઉ સુધી ફરી આવતો અને કોઈ દુઃખી મનુષ્ય કે પ્રાણી હોય તો તેનું દુઃખ દુર કરતો. આજે ફરતો ફરતો તે રેલ્વેની સડક તરફ જઇ પહોંચ્યો. તેનું ધ્યાન રેલ્વેની દોડી આવતી ગાડી તરફ ગયું. થોડી-વારમાં તેના કાન ઉપર રેલ્વેની સીટીનો અવાજ ગયો. તેને લાગ્યું કે રસ્તામાં સડક ઉપર કોઈ જનાવર કે મનુષ્ય હશે તેથી તેને ખબર આપવા સીટી મારે છે. થોડીવાર થઇ, વળી બીજી સીટી મારી. ગાડી જોશબંધ દોડી આવતી હતી. તેની ગતિ હવે ધીમી થવા માંડી. સીટી ઉપર સીટીનો અવાજ થવા માંડયો, ગાડીની ગતિ વધુ ને વધુ ધીમી થઇ. એકલદેવ સડક ઉપર દોડયો. રેલ્વેના એન્જીનની ચળકતી બતીના પ્રકાશમાં સડક ઉપર તેણે એક બાઇ માણસને બેઠેલી જોઇ. તે બરાબર પાટા ઉપરજ બેઠેલી હતી. ગાડી આવતાં તે હવે ત્યાં લાંબી થઈ સુઇ જવાનો પ્રયત્ન કરતી હોય એમ એકલદેવે જોયું. તે બાઇ ગાડી તરફ જોઈ રહી હતી. અને ગાડી એકદમ ચાલી આવે છે એમ પણ તેની નજર ઠરી ગઇ હતી એમ તેણે જોયું. છતાં તે બાઇ ત્યાંથી ખસતી ન હતી. એકલ દેવે જાણ્યું કે આ બાઇ કાંતો બહેરી હોય, અને કાંતો છતી આંખે આંધળી પણ હોય અથવા કાંતો તે આપઘાત કરી મરવાના ઈરાદાથી ત્યાંથી ખસતી ન હોય, ગમે તેમ; પણ આ ઘણું વિપરિત થાય છે. તેનું દીલ કકળી ઉઠયું. ગાડી છેક નજીક આવી પહોંચી હતી. તે ત્યાંથી દોડયો અને બાઇને ખેંચી–ઢરડી–સામે પાર.

સડક નીચે લઈ ગયો. તેજ વખતે ગાડી ત્યાંથી સડસડાટ ચાલી ગઈ. એકલદેવે જાણ્યું કે, આ બાઇ કોઈ ઉંચ કોમની વિધવા લાગે છે. તે ગર્ભવંતી જણાય છે. તેની કોમના દુષ્ટ અને સ્ત્રી જાતિને દુઃખી કરનારા, ખોટી મ્હોટાઇવાળા રીવાજથી આ બાઇથી ગર્ભ હત્યા થઈ શકી ન હશે. જેથી ગર્ભ સાથે મરવા સારૂ આપઘાત કરવા રેલ્વેના પાટા ઉપર પડી હશે. પણ પ્રભુની મરજી તે એ જીવને જીવાડવાની હશે તેથી મને આજે આ રસ્તે મોકલ્યો. તેણે તે બેશુદ્ધ થઇ ગયેલી બાઇને જેમ તેમ કરી મહામુશ્કેલીએ પોતાના આશ્રમ ભેળી કરી. એક નાના ઓરડામાં તેને સુવરાવી. બે બાઇઓને તેની ભલામણ કરી. દેવતાથી પ્રથમ તેને શેક કરી તેના શરીરની શરદીને દુર કરી, તે કેટલી એક વારે શુદ્ધિમાં આવી. તેણે કહ્યું, "આ શું છે? મને આંહી કેમ લાવ્યા? મને મરવા કેમ દીધી નહીં? મને જીવાડીને શું કરવું છે?" વગેરે લગભગની બેશુદ્ધિના તોરમાં પ્રશ્નો કરવા માંડી. તે બાઇઓએ કહ્યું, "આ એકલ મંદિરનો આશ્રમ છે, આંહી એકલદેવ વસે છે. મરવાની જરૂર નથી. તમે ફીકર ન કરો" આ પછી કેટલો એક વખત વિતતાં સ્યામસુંદરીને પુત્ર પ્રસવ થયો. બાઇઓએ તે બેનની સારવાર કરી.

સ્યામ સુંદરીનો પુત્ર હવે એક માસનો થયો. તેને વિચાર થયો કે હવે પુત્રને નેસમાં મુકી સાસરે જાઉં. આ માટે એકલદેવ પાસે જઈ રજા માગું. તે એકલદેવ પાસે ગઈ. ત્યાં જઇ તેના સન્મુખ હાથ જોડી ઉભી રહી. એકલદેવની આંખો મિંચાયેલી હતી. તે સમાધિમાં, તેમણે સમાધિની શાંતિમાં શ્યામ સુંદરીને પોતાની સામે હાથ જોડીને રજા માગતી ઉભેલી જોઇ. એકલદેવ સ્વપ્નામાં પડયા. તેમણે શ્યામસુંદરીને કહેવા માંડયું. "બહેન! આવા રત્ન જેવા સુકુમાર એક માસના બાળકને નેસમાં મુકી સાસરે ચાલ્યા જવાનું તને કેમ ગમે છે? તારા દીલમાંથી આવા પુત્ર પ્રત્યેનો પ્રેમ કયાં ચાલ્યો ગયો? તું નિર્દય નિષ્ઠુર–કેમ થઇ? પશુપક્ષીઓ પણ પોતાનાં આવા નાનાં બચ્ચાંને તજી દેતા નથી. તું તો બ્હેન, મનુષ્ય જાતિ છે. ઉંચકોમની અને દયાળુપણાનો દાવો કરનાર જ્ઞાતિની છે. તારા દીલમાં આ નિર્દયતા કેમ ઉભી થવા પામી? હા, બરાબર, મને યાદ આવ્યું. લોક લજ્જાએ તને ઘેરી છે નાતની, જાતની તેની બીકે તને બીવરાવી છે. નાતીલાના ખરેખરા

ઘાતકી, પણ ઉપરથી દયામય અને નીતિના ગણાતા રીવાજથી હું મુંઝાઇ લાગે છે. જો બહેન, આ દેશની હાલમાં જે અધોગતિ થઇ રહી છે તેનો ખ્યાલ તને કયાંથી હોય ? પુર્વે આ વણીક, ક્ષત્રીય અને બ્રાહ્મણ તથા શુદ્ર કોમ કેટલી નીતિ, કેટલા સંપ અને કેટલા ધર્મનું પાલન કરી રહી હતી ? અત્યારે ધર્મભ્રષ્ટ અને કેવળ નીતિ ભ્રષ્ઠ આચરણ કરી રહી છે. કેવળ ખોટી મ્હોટાઇ અને દંભ તથા ખોટા દેખાવ ઉપર તે જીવી રહી છે. નાતમાં કુસંપનો પાર નથી, નાતે નાતમાં તડાં, તેમાં તડાં અને તેમાં પણ તડાં પડી ગયાં છે. એક નાતમાં એક ધર્મ નથી. અનેક છે. અરે વધુ શું કહું ? એક ઘરનાં પાંચ માણસમાં પાંચે જુદા ધર્મના માનનારા પડયા છે. વેપારમાં મોટો વેપાર કન્યા વિક્રયનો થઇ પડયો છે. આજકાલ નાણાંના ઢગલા કન્યા વિક્રયના વેપારમાં દેખાય છે. દુકાને અને પેઢીઓએ બે પાંચ વર્ષે દીવાળાં દેખાય છે. ધર્મના અને નાતના અગ્રેસર થઇ લાગા ઉઘરાવી હજારો રૂપીઆ ચોપડામાં જમે કરે અને તેવા નાણાંથી લોકોની છતી આંખમાં ધુળ નાખી પોતાને નાણાવાળા કેવરાવે, પણ જ્યારે લોકો તેવા નાણાના હિસાબ માગે ત્યારે ધર્મના એવા આચાર્યો અને નાતના એવા આગેવાનો સામા થઇ બાધવા માંડે છે અને તેને નાસ્તિક કહી નિંદે છે તથા લોકોમાં તેની હલકાઇ કરી ઉતારી પાડે છે અને તેવા માણસો ઉપર આબરૂ લેવાના ઉલટા દાવા બાંધે છે. આ દેશમાં આવા અનેક પ્રકારના ઉલટા પ્રવાહ ચાલી રહેલા છે. વળી જ્યાં દીકરીને પૈસે પીતા પરણે છે. એનાથી બીજી નીચતા કઇ છે ? અસુરો—રાક્ષસો પણ એવી પ્રવૃતિ કરતા ડરે પણ આ ધર્મી અને ઉંચ કોમના કેવરાવતા માણસો ડરતા નથી. દીકરીને પૈસે, નાતને પૈસે અને ધર્મને બહાને રાંડીરાંડોને તથા ગરીબ ગુરબાંને ધુતીને ભેગા કરેલા પૈસામાંથી તેઓ ધમધોકાર વેપાર કરે છે અને વિલાસ વૈભવ ભોગવી મોજ મઝા કરે છે, પછી નાણું ખુટતાં ખોટ આવ્યાનું કહી દીવાળાં કાઢે છે. આવી અનેક પ્રકારની આ દેશના લોકોની નબળાઇ અને નિચતા જોઇ પરદેશી રાજકર્ત્તાઓ પોતાનું બળ અને જાળ ફેલાવવા માંડયા. તે રાજકર્ત્તાઓની આંહી સંખ્યા લાખોની છતાં એકજ વેશ, એકજ બોલી અને એકજ ધર્મ છે. કુસંપને તેઓ ઓળખતા નથી. આ દેશમાં તેમણે માણસ તેટલા વેશ, માણસ તેટલી બોલી, અને માણસ તેટલા ધર્મ ભાળ્યા. કુસંપ વિના તો એક ઘર

પણ ખાલી તેમણે ભાળ્યું નહીં. કોમે કોમ વચ્ચેનો, નાતેનાત વચ્ચેનો તડેતડ વચ્ચેનો, દેવમંદિરો અને તેના ધર્માચાર્યો વચ્ચેનો, અને છેવટ પિતાપુત્ર વચ્ચેનો, ભાઇઓ ભાઇ વચ્ચેનો કુસંપ તે પરદેશીઓએ જોયો. તેથી આપણા લોકો પાસેથી નાણાં હરણ કરવાને માટે તેમણે યુક્તિઓ રચી. આ દેશના લોકોને તે પરદેશીઓએ સાંધીસાંધીને બાણ મારવા માંડયા, અને નાણાના સમુદ્રનું રૂંધન કરી તે ઉપર પાજ બાંધી પોતાના દેશમાં નાણું ખેંચી જવા માંડયું. દારૂ, અફીણ, ચંડુલ, કોકેન એમ અનેક પ્રકારનાં વ્યસનો દ્વારા લોકો ઉપર મોહાસ્ત્ર બાણો મુકી લાખો અને કરોડો રૂપીઆ લોકોના ઘરમાંથી ધોળે દિવસે ખેંચી જવા માંડયા. પણ આ બાણોમાં લાખો માણસો હજી બચી ગયા હતાં. સપડાયાં ન હતા. અને તેઓ પોતાની કમાણી સાચવી બેઠાં હતાં. તેથી પોતાના દેશમાંથી સુંદર અને મોહ ઉપજાવે તેવાં કપડાનાં ઢગલે ઢગલા આ દેશમાં કરવા માંડયા. લોકોની આંખો આવાં સુંદર, તેજદાર અને બારીક કપડાં જોઇને અંજાઈ ગઈ. સ્વર્ગના દેવોએ આવાં વસ્ત્રો મોકલ્યાં છે, એમ તેમને લાગ્યું પોતાના દેશનાં પોતાને ઘેર બનાવેલાં વસ્ત્રો તેઓને હવે ખુંચવા લાગ્યાં. ઝાડની છાલો જેવા જાડાં અને બેડોળ લાગવા માંડયા. દેશનાં કપડાં પ્રત્યે તેમને ધિક્કાર છુટવા માંડયો અને પરદેશી કપડાના મોહાસ્ત્ર બાણેથી તેમની દેખતી આંખોમાં અંધારા આવ્યા. જેથી કરોડો રૂપીઆનું હરણ થવા માંડયું. તોપણ હજી ઘણા માણસો પોતાની મુડી સાચવી રહ્યા હતા. અને બાણોથી મરતા ન હતા. તેમને માટે ન્યાયાસ્ત્ર નામના બાણ ફેંકયાં. પરદેશીઓની સભાએ ભેળા થઇ ઠરાવ્યું કે, "તેમના દેશમાં ધર્મને બહાને, નીતિને બહાને બહેનો, દીકરી, વહુઓ, વિધવાઓ ઉપર અનેક પ્રકારના પાપ કર્મ થઇ રહ્યા છે. કુસંપ, ઇર્ષ્યા, દ્વેષ તો ઘેર ઘેર જામી રહેલો છે, અને મીલકત, પૈસા તથા સ્ત્રીઓ માટે રાત દિવસ તેઓ લઢી રહ્યા છે. તેમને અમે તમારી તકરારનો ઈન્સાફ આપશું, તમારાં દુઃખો મટાડીશું," એમ કહો અને ન્યાયાસ્ત્ર નામનું બાણ શહેરે શહેર અને ગામે ગામ પાથરી દો. એ બાણથી લાખો લોકો ઘાયલ થશે. જોરૂ, જમીન અને જર એ ત્રણ કજીઆનાં ઉઘાડાં ઘર છે. તેથી આ જાળમાં સઉ સપડાશે અને સર્વેને એ બાણનું દુઃખ નહીં લાગે. તેમને એ બાણ પુષ્પબાણ વાગશે.

તેઓ પ્રેમથી તેને વધાવશે અને ધંધા રોજગારમાં તથા પરસ્પરના નાતા તથા સગપણ સંબંધમાં પુળો મુકી તેઓ ન્યાયાસ્નને વધાવી લેશે. વળી આ બાણુની ખુબી એવી છે કે તેનો ચરસ લાગતાં તેઓ પોતાની નીતિ અને સત્યને કેવળ ભુલી જઇ જુઠાં ઉભા કરી, ચાહન ખુલ્લી ન્યાયકોર્ટમાં પ્રભુના જુઠા સોગન ખાશે. આથી ગામડે ગામડે લોકો પોતાના વાંધા અંદર અંદર પતાવે છે, તે રીત તેમને જંગલી તથા ખોટી લાગશે અને આપણા ન્યાયાસ્નમાં મોહ પામી અંધ બનશે.ખરેખર,આ બાણે ઘણો ફેલાવો કર્યો. અને આ દેશની પ્રજા ધર્મ, નીતિ, પૈસા અને સંપથી પાયમાલ થઇ. તો પણ હજી ઘણા માણસો બચી ગયા હતા. હજી ઘણાના ઘરમાં નાણાં પડયાં હતાં. હજી સ્ત્રી બાળકો, નિશાળીઆ, વૃદ્ધો, સપાટામાં આવ્યા ન હતા. ઘણાક ધંધાદારીઓ, ઘણાક વેપારીઓ, ઘણાક ધર્મવાળાઓ હજી બાકી હતા. ઘણો વિચાર કરીને અને ઘણી ઘણી ચર્ચા કરીને ચાહા, કોફી, કોકો, સોડા, વગેરે તે સ્વરૂપી અનેક બાણો આ દેશ ઉપર ફેંકવા માંડયા. આ બાણોએ લાખો તો શું પણ કરોડોને ઘાયલ કર્યા. નહીં વૃદ્ધ બાકી કે નહીં બાળક, નહીં પુરૂષ બાકી કે નહીં સ્ત્રી, નહીં નિશાળીઓ બાકી કે નહીં વેપારી, નહીં કારભારી બાકી કે નહીં તેનો સીપાઇ બાકી, નહીં રાજા બાકી કે નહીં તેની રૈયત, નહીં હિંદુ બાકી કે નહીં મુસલમાન. નહીં નાતનો બાધ કે નહી જાતનો બાધ. નહીં ધર્મનો બાધ કે નહીં બાળક કે વૃદ્ધ ઉમ્મરનો બાધ. હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી સૌને એ ચીજો ખપે. તેમાં કોઈને કાંઇ વાંધોજ નહી ? તેમાં પણ ચાના બાણે ખાંડ સાકરને ખેંચીને કરોડો રૂપીઆની નદીઓ આ દેશમાંથી પરદેશીના મુલકમાં વહેવરાવા માંડી. અરે ! ગાય માતાનું દુધ પણ એ ડોળા પાણીમાં ખોવાઈ ગયું છે. બાળકો દુધ વિના તરફડે છે, ત્યારે નફ્ટ માતા તેની આગળ ચા ધરે છે. મજુરી કરનારા અને લાખો ખેડુતોનું આ દુધ જાતાં છાશ રૂપી અમૃતની નદી સુકાઇ ગઇ છે અને ગરીબ લોકો સદાની ઠંડક આપનારી છાશ વગર રાત આંધળા થયા છે. લોકો ચાહા ઉપર જીવતા થઇ ગયા છે તેઓ ખોરાક ખાઇ શકતા નથી. ફાટતી જુવાનીમાં ઘરડા થઇ ગયા છે, ચાહાની ખોટી ગરમીથી તેઓ આંખે આંધળા થયા છે, તેમના દાંત પડી ગયા છે, તેમની હોજરી અનાજ પચાવી શકતી નથી.

તેઓના વિર્યપાતળાં પડી ગયાં છે, સ્ત્રીઓ પણ માયકાંગલા જેવી, હાડપિંજરની પુતળીઓ જેવી–ચાહાના પ્યાલા પીઇને જીવનારી નિર્માલ્ય થઇ ગઇ છે અને શકિત વગરના, નિર્માલ્ય વહેંતીઆ બાળકોને જન્મ આપે છે. ચા એ જે સત્યાનાશ વાળ્યું છે. તેનું વિવેચન લખવા મહાભારત લખનારા અનેક વ્યાસરૂપીને આ દેશમાં ભેળા કરવા જોઇએ. અરે ચાના પ્રતાપથી ડાકટરો વેદ્યો અને હકીમોનો તો મોટો રાફડો ફાટયો છે. ચાની કૃપાથી દરદનો પાર રહ્યો નથી. દરદો પણ અનેક જાતનાં નવાં નવાં પેદા થયાં છે. વૈદ્ય, ડાકટરોને મજા પડી છે. તે બિચારાઓને ઘડી એકની નવરાસ નથી. અરે ચા પીનારા તેમને ઘડી એક પોરો ખાવા દેતા નથી. અંરધી રાતે પણ સુતા ઉઠાડે છે. ડાકટર ચાલો, મારા કીકાના પેટમાં કાંઇક થઇ ગયું છે. અરે જી ચાલો, જલદી કરો. એમ બાળકની માતા પોકાર કરતો ડાકટરોનાં ઘર ગોતતી ફરે છે. હજી કાંઇક બાકી છે, તેથી આ દેશનાજ લોકો એ ચા ખપાવવા માટે આડતીઆ થઈને ગામે ગામ ફરીને બાણથી લોકોને વીંધી રહ્યા છે. આ પ્રજાશંધ કઇ ખાડમાં જઇ પડશે તે કાંઇ સુઝતું નથી. લોકોની બુદ્ધિ જરૂર બહેર મારી ગઈ છે. ગાડરનાં ટોળાની તેમની ગતિ થએલી દેખાય છે. આવા ખોટા ખર્ચને પુગવા માટે ઘણાક લોકો દેવાદાર થઈ ગયા છે અને દેવું ન આપી શકવાથી કેદખાનામાં જવા માંડયા છે, ઘણાકો દીવાળાં કાઢી બેશી ગયા છે. ઘણાકો પોતાનો વહાલો દેશ મુકી પેટ ખાતર સદાને માટે દેશ નિકાલ થયા છે, ઘણાકે પોતાની દીકરીઓને પૈસા માટે ઘરડાઓને પરણાવી મડા સાથે મીંઢોળ બાંધ્યા છે. ઘણાકે નાંણા માટે ધર્મ અને નાતનો ભેદ મુકી દઇ પર કોમમાં દીકરીઓ દેવા માંડી છે. એમ અનેક પ્રકારના અત્યાચાર થવા માંડયા છે. પરદેશી ભાઇઓએ કહ્યું કે, " આપણા રાજના કર માટે લોકો પોકાર કરે છે. પણ ચા ના રોજના આ કર માટે લોકો પોકાર કરતા નથી. નાના મોટા અનેક સ્ત્રી પુરૂષો આ ચાનો કર ખુશીથી આપે છે. ભણેલા, અભણ, રાજાઓ અને મહારાજાઓ, સેવકો અને તેમના ધર્મ ગુરૂઓ આ ચાનો કર ખુશી થઇ થઇને ચુકાવે છે. આ બાણે તો હદ વાળી ! આ બાણ રૂપી દંડ યા ને કર વરસમાં એક વાર નહીં પણ દીવસમાં ત્રણ ત્રણ, ચાર ચાર વાર ઉઘરાવીએ છીએ. હવે તો આવા કર ઉઘરાવતા આપણે થાકી ગયા છીએ. પણ આ

કર આપનારા તો થાકતાજ નથી. આ ચાના કરની આવક હવે તો દરરોજની સત્તર કરોડ, ચાલીશ લાખ, પંચોતેર હજાર અને પાંચસેંહ પંચાણું રૂપીઆની થઇ છે. આવા અનેક બાણોના મારથી મરાઇ જતી પ્રજાને ભાળી એક દેશ ભકત પુરૂષને પ્રભૂએ પેદા કર્યો. તે લોકોને અનેક પ્રકારે સમજાવવા માંડયો. તેણે પરદેશી ભાઇઓને આવાં જુલમી બાણો મુકી આ ભોળી અને ભલી રઇયતને મારી નહીં નાખવા બહુ બહુ કહેવા માંડયું. તેણે દેશને માટે ભેખ લીધો, તે મહાપુરૂષે ઇંદ્રિય દમન કર્યું. અનેક પ્રકારના મનસા, વાચા, કર્મણા સંયમ આદર્યો. તેણે ભારત દેશના ઉદ્ધાર માટે દેશના ડાહ્યા દયાળુ અને અગ્રેસર પુરૂષોને પક્ષમાં લીધા. સમગ્ર ભારત દેશમાં અનેકવાર પર્યટન કરી ભોળી અને ભલી જનેતાને જાગૃત કરી. તે પછી પરદેશી રાજ્ય કર્તાએ મારેલાં બાણો ખેંચવા અરજ કરી. પણ તે અરજ નિષ્ફળ ગઇ. તે મહાપુરૂષના મહામંત્રને અનુસરી તેત્રીશ કોટી જનતા પરદેશીના બાણો રૂપી કરોને કાપવા માંડી. તેથી પરદેશી સત્તા કંપવા માંડી. તેણે તે મહાપુરૂષને કેદ કર્યો. પણ જનતામાં તેથી અધિક શૌર્ય અને અધિક હિમ્મત આવ્યાં."

આ પ્રમાણે શાન્ત સમાધિમાં જાણે બનેલા બનાવ હોય નહીં એવા અનેક બનાવો જોવામાં તથા વિચારવામાં, એકલદેવ ડુબી ગયા હતા. એટલામાં બપોરનો ઘંટ જોસથી વાગવા માંડયો. એકલદેવ એકાએક જાગી ઉઠયા. સમાધિ ઉત્થાન પામી. તેમની આંખ ઉઘડી ગઈ. તેમણે છોકરાને તેડી શ્યામસુંદરીને સામેજ ઉભેલી જોઈ. શ્યામસુંદરીએ જવા રજા માગી. છોકરાને નેસમાં મુકી પોતે મુંબઇ જશે એમ કહ્યું અને દેવને દંડવત્ કરી પગે લાગી. એકલદેવે તો પુત્રને નેસમાં ન મુકી દેતાં જગતની ખોટી શરમ મુકી દઇ હિમ્મતથી છોકરાને સાથે લઇ જવા અનેકગણું કહ્યું અને મા વિખુટા બાળને મુકનારી વિધવાઓના તથા કન્યા વિક્રય આદિના અનેક પાપના પરિણામમાં દેશ બધો જે મહા દુઃખ અને આફત ભોગવી રહ્યો છે તે પણ પરદેશીએ મારવા માંડેલા બાણોથી થતી પાયમાલીનો ચિતાર પણ પુરેપુરો જોયો હતો. તેની ખાત્રી થઇ હતી કે શ્યામ સુંદરી લોકલાજને ધકેલી, બાળકને સાથે રાખી શકે તેમ નથી, છતાં પણ તેણે શ્યામ સુંદરીને કહ્યું, " બહેન, આવાં

નાનાં બચ્ચાંને નેસમા મુકી વિખુટા પડતાં તને દુઃખ કેમ થતું નથી ? તું સંભારી જો. પાંડવોની માતા કુંતાએ કુંવારી અવસ્થામાં કર્ણનો જન્મ આપી પેટીમાં નાખી ગંગા નદીમાં વહેતો મુકી દીધો હતો તે કુંતામાતા આખી જીંદગીભર કેટલા દુખી થયાં હતાં ? મહાભારતનું ઘોરયુદ્ધ થઈને લાખો મનુષ્યોનો સંહાર થતાં કુંતાને કોઇ દિવસ શાંતિ થઇ નહતી. ધર્મ રાજાએ કર્ણ પોતાનો જ્યેષ્ટ બંધુ હતો તે જાણ્યા પછી પણ હેઠા જીવથી રાજ્ય સુખ ભોગવ્યું નથી. તો તું કેવી રીતે શાંતિને પામીશ ? તારા આવા નિર્દય અને અધમ કૃત્યથી તે બાળકના તને નિસાસા લાગશે અને તું સદાય મુંઝાતી રહીશ એમ હું પણ તને શ્રાપ આપું છું. જા, તને સ્ટેશન સુધી મુકવા, મુંબઇ સુધી પહોંચવાના ખર્ચ અને ભાતાની મેં ગોઠવણ કરી છે. શ્યામસુંદરી માણસને લઇ, એકલદેવને પગે પડી, છોકરાને સાથે લઇ રવાના થઇ. સ્ટેશન આવતાં નેસ જવાના સ્ટેશનની ટીકીટ લઇ શ્યામસુંદરી ગાડીમાં બેઠી. ગાડી આગળ ચાલતાં બીજું એક સ્ટેશન આવતાં તેજ ડબામાં લાલજી શેઠ તેજ સ્ટેશનથી દાખલ થયા. ડબામાં ઘણી ભીડ હતી. શેઠનું ધ્યાન પોતાને બેસવાની જગ્યા ગોતવામાં હતું. પણ બારીમાંથી ડબામાં દાખલ થતાંજ શ્યામસુંદરીએ તેમને જોઇ લીધા, તે મુંઝાણી. તરતજ લાજ કાઢી લીધી પણ છોકરો ખોળામાં હતો. "હવે શું કરવું ? છોકરાને ક્યાં રાખવો ? તેઓ મને પુછશે તો હું શું જવાબ દઇશ." આમ વિચાર કરતાં છોકરાને બારીમાંથી નીચે ફેંકી દેવો અથવા પાયખાનામાંથી નાખી દેવો એવો વિચાર તેને સુઝયો. તે છોકરાને ફેંકી દેવા ઉંચી, નીચી થવા માંડી. પણ છેલ્લી વારની બચી લઇ લઉં, છેલ્લી વારની એક વાર ધવરાવી લઉં એમ મનમાં આવતાં તે છાનીમાની બચીઓ લેવા માંડી, ઝટ ઝટ ધવરાવવા માંડી, વળી ઉભી થઇ. પણ હિમ્મત ચાલી નહીં, મુંઝાઇને બેશી ગઈ. છોકરો હાથમાંથી છુટયા પછી પાછો નહીં દેખું એમ વિચારી ગભરાઇ ગઇ. છોકરાને ફેંકી દેવો ગમતો નથી તેમ છોકરાને ખોળામાં રાખ્યો પાલવતો નથી. એટલામાં તેની સામેના બાંક ઉપર બેઠેલી બે બાઇઓની ત્યાં નજર ગઈ. તેઓએ શ્યામસુંદરીની ઉપર મુજબની સ્થિતિ નિહાળી. તેના હાથમાં સૌભાગ્યનાં ચિન્હરૂપ બંગડીઓ ન હતી. હાથના કાંડા ખુલ્લાં હતાં. વિધવા હશે એમ તેમણે અટકળ્યું. બચ્ચું જણ્યું હશે અને નેસમાં

મુકવા જતી હશે એમ પણ તેમણે અટકળ્યું. તરતજ એક બાઇએ કહ્યું, "બહેન ! છોકરાને છાનું રાખવા તને ઘડીક આપ્યું, પણ તું ઉલટી રડાવે છે ? લાવ, લાવ, તારાથી છાનું રહે નહીં." બીજી બાઇએ કહ્યું, "બહેન તારાસુંદરી, અજાણી બાઇ પાસે છોકરાં તે છાનાં રહે ? તું લઇ લે." એમ કહેતાંજ તારાસુંદરીએ લાંબા હાથ કર્યા. શ્યામસુંદરી તારાસુંદરીનું નામ સાંભળતાં બંનેને ઓળખી ગઈ. અરે આ તો સ્વયંસેવિકાઓ છે, દુઃખીઆનું દુઃખ મટાડનારી અને નોધારાની આધાર છે-તેજ ખરી બહેનો છે.તારાસુંદરી તથા કુમુદ-સુંદરીએ ગાડીમાં દાખલ થતાંજ લાલજી શેઠને ઓળખી લીધા હતા. શ્યામસુંદરીને પણ તેમણે ઓળખી લીધી. તે બન્ને બહેનો નેસમાં જતી હતી. ત્યાં વચમાં અચાનક આ ભેટો થઇ ગયો. શ્યામસું-દરીએ છોકરાને તુરતજ આપી દીધો. તેને આથી પુર્ણ શાંતિ થઇ. નેસ જવાના સ્ટેશને છોકરાને લઇ તારા તથા કુમુદ, એ બન્ને ઉતરી ગયાં અને મુંબઈની ટીકીટ લઇ શ્યામસુંદરીને આપી. ગાડીમાં ભીડ ઓછી થતાં શેઠને બેસવાની હવે ઠીક જગ્યા મળી હતી. તેઓ હવે શાંતિમાં આવ્યા હતા. આમ તેમ નજર કરતાં લાજ કાઢેલી સ્થિતિમાં તેમણે શ્યામસુંદરીને જોયાં. પાસે બેઠેલા માણસથી પુછા-વતાં, પોતે પોતાના બાપ સાથે જાત્રાએ ગયાં હતાં, અને હવે મુંબઈ જાય છે. આ વાત જાણી શેઠને સંતોષ થયો. સારૂં થયું. વહુ પણ અચાનક ભેગાં થઇ ગયા. આમ વિચાર કરતાં બન્ને જણા મુંબઈ પહોંચી ગયા.

બચ્ચુ શેઠે આ વાત વિસ્તારથી સભાજનો સમક્ષ જણાવ્યા પછી મહારાજા સામંતસિંહે આ મેળાવડો બરખાસ્ત કરી આવતી કાલ ઉપર સઉને પધારવા નિમંત્રણ કર્યું હતું.

---*---

## પ્રકરણ ૧૯ મું.

### જુગારની પાપી પ્રવૃત્તિ ઉપર હિંમતલાલ શેઠે કહેલો વૃત્તાંત.

**दुर्जनो नार्जवं याति, सेव्यमानोपि नित्यशः ।**
**स्वेदनाभ्यंजनो पायैः श्वपुच्छ मिवनामितम् ॥**

**અર્થ**—દુર્જનને સદાકાળ સેવ્યા કરીયે તો પણ તે સરલતાને ધારણ કરતો નથી. જેવી રીતે ગમે તેટલા ઉપાય કરીએ તો પણ કુતરાની વાંકી પુંછડી સીધી થાતી નથી.

આજે મેળાવડાનો સમય થતાં સર્વ સભાજનો, રાજા મહારાજા અને મહારાણી ગુણસુંદરી સુદ્ધાં તમામ સ્ત્રી વર્ગ તંબુમાં દાખલ થઈ ગયાં હતાં. મહારાજા સામંતસિંહ પણ તે વખતે આવી પહોંચ્યા હતા. પ્રમુખ સ્થાન લીધા બાદ "દેશમાં જુગારની બદી કેટલી બધી બળવાન રીતે ફેલાઇ ગઇ છે, અને નાના મોટા રાજાઓ પણ, પોતાનો ધર્મ ભુલી પ્રજાને જુગારના પાપમાં કેવી રીતે ડુબાડે છે અને પોતાના રાજ્યની પવીત્ર સરહદમાં જુગાર રમવાની કેવી સગવડો કરી આપી અનેક દુર્ગુણો અને અનેક પાપને કેવું ઉત્તેજન આપે છે અને તેમાં ઘણાક ઠાકોરો, રાજાઓ તથા લક્ષાધિપતિ શેઠીઆઓ પોતાનો દરજ્જો ભુલી કેવી રીતે આવા જુગારના વ્યસનમાં સપડાય છે તે વગેરે તમામ બીના કુંદનપુર શહેરના ચીમનલાલ શેઠના પુત્ર હિમ્મતલાલ શેઠ, કે જેઓએ આ પાપમાંથી હજારો સ્ત્રી પુરૂષોને બચાવી સન્માર્ગે વાળ્યાં છે તેઓ તમને કહેશે." એમ આજ્ઞા કરી મહારાજા પ્રમુખસ્થાને બીરાજ્યા. બાદ હિમ્મતલાલ શેઠે મહારાજા સાહેબને નમન કરી કહેવા માંડયું.

"જુગાર" એ શબ્દથી કોઇ અજાણ્યું ન હોય. બાળકો સુદ્ધાં રમતાં રમતાં જુગાર ખેલે છે. એ જુગારના પ્રકાર અનેક છે. અનેક પ્રકારના સટા પણ એક જાતનો જુગારજ છે. રૂઉના સટ્ટા એ તેમાં મુખ્ય છે. તેમાં પણ અમેરિકાના વેચાણના ફ્યુચર, જોટાના, ખાંડીના, ફરકના, આંકના, એમ રૂઉના ઘણા સટ્ટા છે. તે સટો બંધ કરવા સરકાર

તરફથી અનેકવાર પકડાપકડી થાય છે; છતાં અનેક રીતે તેવા સટ્ટા દેશમાં ચાલી રહેલાજ છે. સાચા વેપારને અને સારા વેપારીઓને પાયમાલ કરનાર રૂઇના, ખાંડના, કપુરના, અળસીના, અને ચોખા વગેરે અનાજના તથા સોના ચાંદીના પુષ્કળ સટ્ટા દેશમાં પ્રવર્તી રહ્યા છે. તે ઉપરાંત ઘોડાદોડની શરતો વગેરે ધમધોકાર રમાઈ રહ્યાં છે. એટલેથી તૃપ્તી ન થતાં અનેક પ્રકારની લોટરીઓએ પણ દેશને સર્વ પ્રકારે ઘેરી લીધો છે. લોકોને ઘેરબેઠાં લાખોપતી થઇ જવું છે, ખરો ધંધો રોજગાર કરવો નથી. માટે આવા કુમાર્ગે ચડી રહ્યા છે. મેં મારા મિત્રોનું એક મોહોટું મંડળ ઉભુ કર્યું છે. અમો બધાઓ આવી રીતે કુમાર્ગે ફસાઇ ગયેલા હજારો સ્ત્રી પુરૂષોને જાહેરમાં અને ખાનગી રીતે સમજાવી, ખરા ધંધારોજગારની મદદ આપી ખોટા રસ્તેથી તેમને પાછા વાળ્યા છે. તેમાંના ઘણા ભાઇઓ અને બહેનો અત્રે હાજર છે. જે મારી વાતના સાચાપણાની તમને શાક્ષી આપશે. તેઓએ કોઇપણ પ્રકારના જુગાર નહી રમવાની સખ્તમાં સખ્ત પ્રતિજ્ઞા લીધી છે. અને ખરે ધંધે લાગવાથી હવે તેઓ સુખી છે. અમારા મંડળનો, જુગારમાં ફસી ગયેલાને છોડાવવાનો ધંધો છે, અને અમે હરેક જોખમે, તન મન તથા ધનના ભોગે તેઓને જુગારની જાળમાંથી છોડાવીએ છીએ. જેઓને અમે આવી પાપી પ્રવૃતિમાંથી બચાવ્યા છે, અને જેઓએ આકરા સોગન લઇ પોતાના અને પોતાના કુટુંબની સ્થિતિ સુધારી છે તેમની સહીવાળું તેમના નામનું આ લંબાણ લીસ્ટ તમારી આગળ રજુ કરૂં છું, સર્વે ભાઇઓ એ લીસ્ટ તરફ નજર નાખશે તો તુરત જણાશે કે ઓછામાં ઓછા દશ હજાર કુટુંબો આ પાયમાલીમાંથી અમે બચાવ્યા છે. છતાં હજી લાખો માણસો એ જુગારમાં સપડાયેલા છે. એ મારે કબુલ કરવું જોઇએ. પણ તેમને બચાવવા અમારો મજબુત પ્રયાસ હજી જારી છે. અને તેમાં અમે ઘણા ફાવશું એ પણ નક્કી છે. પણ અમારા આ કાર્યમાં ઠાકોરો અને રાજાઓએ મોટું વિઘ્ન નાખ્યુ છે. ઘણા રાજાઓ પોતાના ગામને ગોંદરે, આ જુગારીઓને તેડાં કરે છે. અને તંબુ તથા રાવટીઓ નાખી, તેમાં જુગાર ખેલવાને સગવડો કરી આપે છે. ત્યાં ખાવાની, પીવાની, સુવા, બેસવાની અને અનેક પ્રકારના લલચાવનારા નાચ, તમાશા, નાટક, સીનેમાની પણ ગોઠવણો કરી રાખે છે. અમારા કાર્યમાં મદદ આપવાને બદલે આવા

રાજાઓ ઉલટું વિઘ્ન નાખી, આવા જુગારને તથા જુગારીઓને ઉત્તેજન આપે છે. એના પરિણામે હજારો કુટુંબો પાયમાલ તથા દુઃખી થાય છે,, તેનો ખ્યાલ તેમને નથી. એટલુંજ નહીં પણ તેઓ પોતાની પ્રજાના પિતા તરીકેનો ધર્મ અને પ્રભુ પ્રત્યેની પોતાની જવાબદારી પણ ભુલી ગયા છે. પૈસાના અતિ લોભનું એ પરિણામ છે. પણ એ પાપના પૈસાના પરિણામે એકપણ વર્ષ દુકાળ વગરનું જતું નથી અને પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારે છે, તે વાત તેવા રાજાઓ ભુલી જાય છે.

મારે તેવા એક જુગારના મેળાવડામાં એક રાજાને ગામ જવું પડેલું. હું જે રેલ્વેટ્રેનમાં બેઠો હતો, તે ટ્રેન તે રાજાએ સ્પેશીયલ જોડાવી હતી. મેળાના દિવસો પ્રથમથી નક્કી કરી રાખેલા હતા અને એ પાપના મેળાની કંકોત્રીઓ (જાહેર ખબરો) ઠેક ઠેકાણે ફેલાવી દીધી હતી. ઘણે દુરથી તે ટ્રેન આવતી હતી. એક સ્ટેશનેથી હું તેમાં ચડેલો, પણ ગીરદી પુષ્કળ હતી. પુરૂષો તેમજ તેમની સાથે સ્ત્રીઓ પણ બેઠેલી હતી. જે સઘળાં જુગારીઓ હતાં. તેમના દુર્વ્યસનનો પાર ન હતો. ચા, ચીરૂટ, પાન, સોપારી, સોડા, લેમન એની ખરીદી પાર વગરની હતી. પણ દરેક સ્ટેશને મીઠાઈ મેવાની પણ તેટલીજ ખરીદી હતી. જાણે મોટા અને સારા લગ્ન પ્રસંગ કે ખુશાલીના મહોત્સવ ઉપર જતા હોય તેમ કપડાં પણ સર્વેએ ભપકાબંધ પહેરી લીધાં હતાં અને નાણાંની તો રેલમછેલ હતી. તે છતાં તેમની વાણી ઉપર કાબુ ન હતો. મોમાં જેમ આવ્યું તેમ, દરેકની સાથે વિવેક, માન અને મર્યાદાને કોરે મુકી દઇ ખુલ્લી રીતે વાણી રૂપી અનાજને ભરડતા હતા. આવા જુગારીસંઘ સાથે હું પણ તે ગામ પહોંચ્યો. બધા જુગારીઓ સાથે હું રાવટીઓમાં ગોઠવાઈ ગયો પૈસા આગળ આંહી કોઈ પણ ચીજની કે સગવડની કસર ન હતી. આંહી ગાનારીઓ અને વેશ્યાઓની પણ રાવટીઓ હતી. રાવટીઓમાં પહોંચ્યા પછી જુગારીઓ રમત શરૂ કરવાને આતુર થઇ ગયા હતા પણ હજુરનો હુકમ થયો ન હતો. તેથી સઉ મુંઝાઇ ગયા. આ મુંઝવણમાં જુગારીઓએ ઘણા દુઃખમાં રાત કાઢી. તો પણ તેઓ પોતાના અનેક પ્રકારના વ્યસનને અને બદચાલને ભુલ્યા ન હતા, હુકમ પ્રમાણે બીજે દીવસે બરાબર બાર વાગે રાજમહેલમાંથી રજા સુચક-તોપનો બહાર થયો એટલે ખેલીઓ દાવ ખેલવા મંડી

પડયા. એમ ત્રણ દીવસ અને બે રાત્રી સુધી પકડાપકડીની કોઇ ચિંતા શિવાય બેધડક રીતે તેઓ જુગાર ખેલ્યા. પાટલો, આકરો એમ કાર્ડના પાનાની અનેક રમતો ખેલી કીસમતની વારીથી સેંકડો જીત્યા, પણ હજારો પાયમાલ થયા. પૈસા માત્ર ખોયા એટલુંજ નહીં પણ દાગીના, અને સારાં વસ્ત્રો પણ ઘરેણે મુકી ખોઇ વીલે મોઢે ઘર તરફ જવા રાવટીમાંથી ઘણાએ બહાર નીકળ્યા. આ વખતની તેમની સ્થિતિનું હું શું વર્ણન કરૂં ? ન હતા તેમની પાસે રેલ્વેની ટીકીટ લેવાના પઇસા કે ન હતા તેમની પાસે ભાતું લેવાના પઇસા. તેઓ નિસાસા નાખતા, નિરાશ થઇ ગયેલા અને જુગારને શ્રાપ દેતા ભાંગેલે પગે સ્ટેશન તરફ ધીરે ધીરે ચાલ્યા જતા હતા. જેઓ હજારો જીતીને લઇ જવાની આશામાં જુગાર ખેલવા આવ્યા હતા. તેઓ ખાલી હાથે ભીખારી જેવા બની ઘર તરફ પાછા વળ્યા હતા. અને આ પાપનો પેશો હવે ન કરવો એમ મનમાંને મનમાં સોગંદ ખાતા હતા. મારા મંડળના ઘણા ભાઇઓ, આંહી આવી પહોંચ્યા હતા તેમણે અને મેં મળીને આ પ્રસંગે ઘણા જુગારીઓને ખરા રસ્તા ઉપર મુકી દીધા હતા. તેઓએ ઘણી ખુશીથી અમારા લીસ્ટમાં સોગંદ ઉપર સહીઓ કરી દીધી છે અને પોતાના પાયમાલીના અનુભવ પછી તેવા બીજા જુગારીઓને બચાવી લેવા અમને મદદ આપવા માંડી છે.

આ રાવટીઓથી એક માઇલ દુર કેટલા એક તંબુઓ નખાયા હતા. જ્યાં મોટા રાજવંશીઓ, રાજ કુંવરો અને લાખોપતી ગૃહસ્થો શિવાય, બીજાઓને માટે જગ્યા ન હતી. આ તંબુઓ રેશમ અને અને ઝરીથી શોભાયમાન હતા. તેની અંદર ઉત્તમ પ્રકારના ગાલીચા, કીમતી કોચો અને સુંદર બેઠકો વાળી ખુરશીઓ બેસવા માટે હતી. તંબુઓમાં અને બહાર ચારે તરફ અતિ સુગંધી અને સુંદર એવાં જાતજાતનાં ફુલનાં કુંડાઓ ગોઠવી રાખેલાં હતાં. તેથી દરેક તંબુમાં સુગંધ બહેંક બહેંક થઇ રહેલ હતી. ખાવાની, પીવાની, ચા, કોફી, દુધ વગેરેની અને ઉંચા પ્રકારની બ્રાન્ડીની આંહી ઘણી છુટ હતી, લીલા અને સુકા મેવાની તથા ઉંચા પ્રકારની મીઠાઇની તો ઠેકઠેકાણે રૂપાની રકાબીઓ ભરી રાખેલી હતી, ત્યાંનો તમામ દેખાવ જાણે ઈંદ્રભુવનમાં આપણે આવી પડયા ન હોઇએ તેવા પ્રકારનો હતો. ઉપર જણાવેલી તે ખાવા–પીવા વગેરેની કોઇ પણ

બીજના ત્યાં પૈસા લેવામાં આવતા નહીં. સઉને પોતપોતાની મરજી પડે તેટલો અને તેવો વગર પૈસે ઉપભોગ કરવાની છુટ હતી. આ બાદશાહી રાવટીઓમાં હજારો રૂપીઆથી જુગાર ખેલાતો હતો. તેમાં દાખલ થવાને માટે એક રાવટીમાં જઇ પાસ મેળવવો પડતો હતો. તે માટે આવો મેળો કરનાર રાજાએ એક રાવટીમાં કેટલાક અમલદારોને રોકયા હતા. તેઓ રાજાઓ, રાજવંશીઓનેજ દાખલ કરતા હતા. મોટા શ્રીમંતો કોણ છે, તેમની પાસે શું સીલક છે, તે જોયા, તપાસ્યા પછીજ તેમને પાસ મળતો. આ પાસની મોટી ફી રાખેલી હતી. ઉપરાંત જે લાખો રૂપીઆની તંબુઓમાં હારજીત થતી હતી. તે ઉપર રાજાનો કર લાગતો હતો. આખા રાજની વાર્ષિક ઉપજનો અરધો ભાગ, આ પ્રમાણે જુગાર રમાડી રાજા મેળવતા હતા. આવા તંબુમાં મારૂં જવાનું ગજું કયાંથી હોય? મારી જેવા મુફલીસને દાખલ થવા કેમ દે? મોટા લાખોપતી શેઠીઆઓ, જેને જોતાંજ લાગે કે આવા શેઠીઆઓ તે આવો જુગારનો ધંધો કરતા હોય? આતો ઘણા સારા અને સદગુણી શેઠીઆઓ છે. લાખો હારીને આવે તો પણ જેના મોંમાથી હાર્યાનો એક શબ્દ પણ સંભળાતો નહીં એવા તેઓ બેક-હિમ્મતે બહાદુર હતા.

હું આમ તેમ ફાંફા મારતો હતો. તેવામાં મેં એક બાવીશ વર્ષની યુવાન બાળાને જોઇ. તે ઘણીજ સ્વરૂપવાન હતી. તેણે સોનેરી બુટાવાળી એક કીમતી લાલરંગની સાડી પહેરેલી હતી. વળી સુંદર કાળાબુટા વાળી રેશમી ચોળી પહેરેલી હતી. વેલોથી શણગારેલો અનેક તરાહ વાળો સુંદર ચણીઓ પહેરેલો હતો. પગમાં કાળા મખમલની સોનેરી બુટાવાળી સપાટ પહેરેલી હતી. અને હાથમાં સોનાનાં નકશીદાર કડાં અને સોનાની બંગડીઓ પહેરલી હતી. પણ તે વિધવા હતી. તેણે મને ઓળખ્યો. મેં તેને ઓળખી. અમારી ચાર નજર એક થઇ. તે શરમાઇ ગઇ. તે સ્ત્રી મુંબાઇના મારા બંગલાની બાજુના બંગલાની માલેક અને પચાસ લાખના આસામીની વિધવા હતી. તે બે વર્ષ ઉપરજ વિધવા થઇ હતી. તેને જુગારનો શોખ લાગ્યો હતો. તે મારા જાણવામાં આવેલું. પણ આમ પ્રગટપણે રમતી હશે એ મને ખબર નહતી. તેણે મને કહ્યું "તમારા જેવા ગૃહસ્થોએ આવે સ્થળે આવવું વાજબી નથી. તમારો હેતુ અને તમારી ઉમેદ ઘણાં સારાં છે. તમે આંહી ફાવો તેવું નથી

મેં કહ્યું "તે તો ઇશ્વર મરજી. પણ મારે આંહીની રીતભાત જોવી છે. તમે મદદ કરો તોજ હું જોઇ શકું; શીવાય મારો ઉપાય નથી. તેણીનું નામ ચંદ્રિકા હતું. તે મને પાસ ખાતાના ઉપરી પાસે લઇ ગઇ ને પાસ કઢાવી મને તંબુમાં દાખલ કર્યો. તંબુમાં દાખલ થતાંજ જે મનમોહક અને સુંદર દેખાવો તથા શોભા જોઇ, તેનું વર્ણન કરવાની મારી શક્તિ નથી. ત્યાં ભપકો કરવામાં નાણાંની કાંઈ કચાસ રાખી નહતી. આરસપહાણના એક સુંદર ગોળ ટેબલ ને ફરતી મુકેલી ખુરશીઓ ઉપર સૌ બેસીને રમતા હતા.રાજાનો ખાસ વિશ્વાસુ માણસ તેઓ વચ્ચે કેંટના પાના કાપતો હતો અને હેઠ ઉપર કરી રમનાર માગે તે બે પાનાં કાઢી ત્રીજું પાનું કાઢતાં અને અંદર બહાર પડતાં હાર જીત થતી હતી. તેજ વખતે રમનારાઓ હાર-જીતનો હિસાબ તરતજ ચુકાવી લેતા હતા. હિસાબ ચુકાઇ ગયા પછી ફરીથી કેંટના પાનાં લઇ રમનારના હુકમ પ્રમાણે પાનાઆપવામાં તથા કાપવામાં આવતા હતાં.કેટલો એક વખત આ બધું જોઇ હું બહાર નિકળ્યો, તો ચંદ્રિકા મખમલની ગાદી ભરેલી એક સુંદર આરામ ખુરસી ઉપર પડી હતી. તે કેમ નથી રમતાં એમ મેં પુછતાં તેમણે કહ્યું કે, " જુગાર રમવાનું હું પસંદ કરતી નથી. ફકત આંહીની રીતભાત જોવા સારૂં હું ખર્ચ કરીને આવી છું." મને તેનું કહેવું ખરૂં ન લાગ્યું. પણ મેં તે વાતનો બહુ આગ્રહ ન કર્યો અને બીજી પાંચ બાદશાહી રાવટીઓ, જે એવાજ ઠાઠમાઠ અને શણુગારથી ઉભી કરેલી હતી અને જેમાં બાદશાહી મીજબાનો લાખો રૂપીઆનો ખેલ ખેલતા હતા તેમાં જઇને તમામ જોયું. મને દુનીઆના આવા અજબ રંગ અને અજબ ઢંગ ઉપર ઘણી અજાયબી લાગી. લોકોના સ્વભાવ કેવા વિચિત્ર છે? કેવા અજબ છે? ખરો ધંધો રોજગાર મુકી દઈ પાયમાલી કરનાર આ વ્યસનમાં કેટલા ચકચુર થઇ ગયા છે. એ મેં જોયું. એક તંબુમાં પાછો હું દાખલ થયો. ત્યાં જોતાંજ પ્રખ્યાત જુગલજુગારી પણ તેની ઓરત ઇચ્છાસુંદરીને લઇને આવેલો હતો. તે આંહી ધમધોકાર રમતો હતો. તે ઘણો તેજીમાં હતો. તેણે આંહી જુગારમાં મોટી રકમ જીતી હતી. મેં સાંભળ્યું કે એક લાખને શીતેર હજાર રૂપીઆ તે કામી ગયો છે. તેની સામે પ્રતાપસિંહ ઠાકોર રમતા હતા. થોડીક વારે પ્રતાપસિંહ ઠાકોર તંબુ બહાર ચંદ્રિકા પાસે આવ્યા અને દશ હજાર રૂપીઆ ઉછીના માગ્યા. ચંદ્રિકાએ ઠાકોરને તુરત રૂપીઆ ગણી આપ્યા.

પ્રતાપસિંહ તંબુમાં પાછા દાવ ખેલવા ગયા. પણ જોતજોતામાં તે હારવા માંડયા. ચંદ્રિકા પાસે પાછા આવી કહ્યું કે, " આજ મારૂં મગજ ઠેકાણે નથી. હું આજે રમી શકીશ નહીં. તમે અંદર જાઓ અને મારા વતી રમો." ચંદ્રિકા મારા સામુ જોઇ રહ્યાં. હું તેની શરમ સમજી ગયો. મેં તેને પ્રોત્સાહન આપ્યું. તેણે અંદર જઇ રમવા માંડયું ઠાકોર બાજુની ખુરસી ઉપર મુગામુગા બેશી જોવા લાગ્યા. જુગલ જુગારી જે દાવ્ લગાડી જીતતો હતા તે ઉપર ચંદ્રિકાએ બરાબર નજર રાખી દાવ ખેલવા માંડયો.તે સમજી કે પાના ફેંકાતાંજ બરાબર હેઠ અને ઉપરની ગણત્રી રાખે છે. જેથી તેની એંશી ટકા જીત થાય છે. જેથી કેંટના ચીપનારને કેંટ બદલવા તેણે કહ્યું. " તમે એકજ નહીં -પણ દસ કેંટ રાખો. એકવાર જે કેંટ ચીપો તેનો વારો દસમી વારે આવે–એવી રીતે જુદાજુદા કેંટ લઇને ચીપવાનું કરો. એ પ્રમાણે કેટ બદલાઇને ચીપાતાં ચંદ્રિકાએ કહ્યું, " પડેલો માલ, બાદશાહ બહાર." જુગલે કહ્યું, "બાદશાહ અંદર." એ પ્રમાણે ત્રણચાર દાવ ખેલાતાં જુગલે છત્રીશેંહ રૂપીઆ ગુમાવ્યા. ચંદ્રિકાએ તે ગણી લીધા અને રૂપીએ એક પૈસા લેખે ચેન આપવાનો ઠરાવ હતોં તે ચુકાવી દીધો. વળી પાછો ખેલ શરૂ કરતાં ચંદ્રિકા બોલી " રાણી બહાર " જુગલે કહ્યું " રાણી અંદર " પણ રાણી બહાર પડતાં ચંદ્રિકા બીજા છત્રીશેંહ જીતી. આ પ્રમાણે ચંદ્રિકાની જીત ઉપર જીત થતાં ઇચ્છાસુંદરીએ જુગલને રમત બંધ કરી બે ઘડી બહાર જવા કહ્યું, પણ જુગલ ઘણા જોશમાં હતો. તેણે પોતાની સ્ત્રીને તીરસ્કારી નાખી. ઇચ્છાસુંદરી પાછી દુર બેશી ગઇ. એ પ્રમાણે કેટલોએક વખત રમત ચાલતાં જુગલની હાર ઉપર હાર થતાં જીતેલ તમામ નાણું ખોઇ બેસતાં પોતે લાવેલ મુઠી પણ તે ખોઈ બેઠો, અને ઉતરી ગએલ મોંએ ત્યાંથી ઉભો થઇ ખશી ગયો. ચંદ્રિકાએ એક રૂમાલમા જીતેલ રકમ લઇ ઠાકોર પ્રતાપસિંહ પાસે જઇ ગણી આપી. ચંદ્રિકા પાછી તંબુ બહાર જઇ મખમલની ગાદીવાળી આરામ ખુરશી ઉપર સુતી. થોડી વારે જુગલ ત્યાં આવ્યો, અને કહ્યું, " ચંદ્રિકા બહેન, તમે મારા નાતીલા છો. વળી મને ઓળખો છો. આ ઇચ્છાને ઘરેણે મુકી પાંચ હજાર રૂપીઆ મેં બે ત્રણ ઠેકાણે માગ્યા પણ કોઇએ આપ્યા નહીં. તો ઇચ્છાને રાખી મને મહેરબાની કરી પાંચ હજાર આપશો." મેં મનમાં કહ્યું,

"વાહ, વાહ. જુગારની બુરી લત આગળ બાઇડીની પણ કીંમત નથી." ચંદ્રિકાએ ઇચ્છાની ના પાડી કહ્યું કે, "ખુશીથી રૂપીઆ લઇ જાઓ. તમારા પાસે આવે ત્યારે આપજો. મારે ઇચ્છાસુંદરીને રોકવા જરૂર નથી" એમ કહી રૂપીઆની નોટો ગણી આપી. જુગલ જુગારી ફરીથી ખેલવા ગયો અને પચીસ હજાર પેદા કર્યા. ઇચ્છાસુંદરીએ હવે રમત નહીં રમવા ઇસારો કર્યો. જુગલ સમજ્યો કે પ્રથમ ઇચ્છાસુંદરીનું કહેવું માન્યું ન હતું. તો મારે ભોગવવું પડયું. માટે આ વખતે તેના ઇસારાથી રમત બંધ કરીને ઉઠી ગયો. આ પ્રમાણે છએ તંબુમાં અનેક જુગારીઓ હાર-જીત કરતાં પાંચ દિવસનો મેળો ખતમ થતાં સઉ સઉને વતન જવા રવાના થયા હતા. તે વખતનો સ્ટેશન ઉપરનો દેખાવ જોવા જેવો હતો. પાયમાલ થયેલા જુગારીઓ, જુગારને શ્રાપ આપતા હતા. ટીકીટ લેવાના પણ પૈસા ન રહેવાથી છુપાઇને ગાડીમાં દાખલ થઇ જતા હતા, અને કેટલાક તો એક સ્ટેશનની ટીકીટ લઇ લાંબી મુસાફરીની આશાએ ગાડીમાં ઘુસી ગયા હતા.



# પ્રકરણ ૨૦ મું.



## મહારાજા સામંતસિંહે કરેલા લોક કલ્યાણના સ્વરાજ્ય પ્રબંધો.

धनेनकिं योन ददाति नाश्नुते
बलेनकिं यश्च रिपुन्न बाधते
श्रुतेनकिं योन च धर्ममा चरेत्
किमात्मना योन जितेंद्रियो भवेत् ॥

**અર્થ**—જે ધનવાન દાન કરતો નથી અગર પેટમાં ખાતો નથી તો તે ધન શા કામનું છે? બળવાન હોય છતાં શત્રુને બાધન કરે તો બળ શા કામનું છે? શાસ્ત્ર સાંભળે છે છતાં ધર્માચરણ કરે નહિં તો સાભળ્યું શા કામનું છે? દુનિયામાં આવી જીતેંદ્રિય થયો નહિં તો દેહ ધારણ કરવાથી શું ફળ છે?

આજે આ મહાન મેળાવડાનો છેલ્લો દિવસ હોવાથી પુષ્કળ સભાજનો તંબુમાં એકત્ર થઇ ગયા હતા. સ્ત્રી વર્ગ પણ આવી ગયો હતો તમામ મહાજન વર્ગે પણ હાજરી આપી હતી, મહારાજાએ પ્રજાને આજે સ્વરાજ્ય ભોગવતા લાભો અને હકો આપ્યા હતા.

મહારાજાએ પ્રથમતો મહારાજા વીરસિંહ અને પોતાના અમાત્ય મંડળ સાથે મળીને પોતાના રાજ્યમાંથી દારૂ, અફીણ, કોકો, કોકેન, ચા, કોફી, ગાંજો, ચીરૂટ, બીડી વગેરે તમામ દુર્ગુણો પેદા કરનારી ચીજોના–ઇજારા આપવા બંધ કરવાનો હુકમ બહાર પાડયો ફકત દવા માટેના ઉપયોગ પુરતી તે ચીજો એકજ ઠેકાણે, પાકી દેખરેખ નીચે વેચાય એમ ઠરાવ્યું.

બાળલગ્નથી વિધવાઓની વૃદ્ધિ થાય છે. માટે કન્યાની અને પુરૂષના લગ્નની મહાજન સાથે મળીને તેમની ઉમર નકકી કરી. તથા ચાળીશ વર્ષ ઉપરાંતની ઉમ્મરના પુરૂષોએ પોતાથી અરધી ઉમ્મરની હોય તેવી સ્ત્રી સાથે, લગ્ન કરવા ઠરાવ્યું, પછી તે સ્ત્રી વિધવા હોય તેની ચિંતા નહીં.

કન્યાવિક્રયનો ગુન્હો ઠરાવ્યો, અને તેવો ગુન્હો કરનાર અને પક્ષવાળાને સખ્ત સજા કરવા તથા લીધેલ પૈસા જપ્ત કરવા ઠરાવ્યું.

મહાજનની સમ્મતિથી, વળી મહારાજા સાહેબે ઠરાવ્યું કે, પંદર વર્ષની અંદરની પરણેલી પણ તેવી રાંડેલી કન્યાઓનાં લગ્ન, શાસ્ત્રાનુસાર લગ્ન નથી, માટે તેમને ફરી લગ્ન કરવા છુટ છે. તેમાં દખલગીરી કરનારાને ગુન્હેગાર ગણી દંડને પાત્ર ઠરાવવામાં આવ્યા.

સોળ વર્ષથી ચાલીશ વર્ષની ઉમ્મર સુધીની વિધવાઓને પુનલગ્ન કરવાની છુટ થઇ છે એમ ઠરાવ્યું. તેવી વિધવાઓના, તેમના પ્રથમના ધણીના સંતાનના વગેરેના વારસા હકના ધોરણો સ્થાપિત કર્યાં.

પણ તેટલી ઉમ્મર દરમીયાનની જે સ્ત્રીની ઇચ્છા પુર્નલગ્ન કરવાની ન હોય, તેને પુર્નલગ્ન કરવા માટે ફરજ પાડવા કોઇને હક નથી એમ ઠરાવ્યું.

ચાળીશ વર્ષ ઉપરાંતની વિધવાઓને પુનર્લગ્ન કરવાની મના છે એમ ઠરાવ્યું.

પણ તેવી વિધવાઓ ગુજરાન માટે દુઃખી થતી હોય અને ભુખે મરતી સ્થિતિમાં હોય તો રાજ્ય તરફથી અને મહાજનની ભેળી મદદથી એક ઉદ્યોગશાળા ખોલવા ઠરાવ્યું છે, તો ત્યાં કાંતવા, વણવા, શીવવા વગેરે ગૃહ ઉપયોગી ધંધો કરી રોજી મેળવી લે.

જે વિધવાઓની ઇચ્છા પુનર્લગ્ન ન કરતાં પ્રભુ ભાજનમાં અથવા દેશસેવામાં જીવન ગાળવાની હોય તેવી વિધવાઓને, દેશમાં જુદા જુદા પ્રકારની સંસ્થાઓ છે તેમાંથી તેમને ગુજરાન પુરતી સહાય આપવામાં આવશે, એમ ઠરાવ્યું.

પુરૂષો એકથી વધુ સ્ત્રીઓ, પૈસાના બળથી, કુસંપના કારણથી, પુત્રવંશની જરૂરીઆતથી વગેરે અનેક કારણોથી પરણે છે તે પૈકી જે કારણ-એ માટે નિમેલી કમીટીના ગૃહસ્થોને યોગ્ય લાગશે તે કારણસર લગ્ન કરવા રજા આપશે. બાકી એક ઉપર બીજી સ્ત્રીનું લ[illegible] ગેરકાયદેસર છે એમ ઠરાવવામાં આવ્યું. તેમજ ખાસ અગત્યના કારણ શીવાય પંચાવન વર્ષ ઉપરાંતના પુરૂષને માટે લગ્ન કરવાનો હક તદ્દન બંધ કરવામાં આવ્યો.

જે પુરૂષો, વ્યંઢળ હોય, સ્ત્રી ભોગવવાને અશક્ત હોય, નામનાજ પુરૂષો હોય, પોતાની સ્ત્રીઓનું અને બચ્ચાંઓનું ગુજરાન કરી શકતા ન હોય, સ્ત્રીઓ પ્રત્યે ઘાતકીપણે વર્ત્તતા હોય,

તેવા પુરૂષોથી, પોતાનો છુટકારો મેળવવા તેમની સ્ત્રીઓને છુટ છે-એમ ઠરાવ્યું.

પરકોમમાં વટાળને પામેલી વિધવાઓની ઇચ્છા હોય તો તેઓનો છુટકારો કરાવી તેમની પોતપોતાની કોમમાં પુર્વવત્ દાખલ કરવા દરેક કોમના મહાજનોની સંમતિ મેળવી છે. માટે તેવી સ્ત્રીઓએ શુદ્ધિ સંસ્થાનો પ્રથમ આશ્રય લઇ તેમણે પોતાની કોમના મહાજનને અરજ કરવી.

અમારી રૈયતના જે શખ્સો બળાત્કારે પરકોમની સ્ત્રીઓને રોકી બેઠા છે, તેવા શખ્સો પાસેથી તેવી સ્ત્રીઓનો છુટકારો કરાવવો.

ધર્મ અને નીતિનો ઉપદેશ આપનાર તથા નિર્દોષ રમત ગમત આપનાર શીવાયના નાટકો, સીનેમા, સંગીત અને મેળાવડાઓની પ્રવૃત્તિ તદ્દન બંધ કરવામાં આવે છે. તેથી વિરૂદ્ધ રીતે વર્ત્તી પ્રજાને અવળે માર્ગે ચડાવનાર જેવા તેવા ધંધા કરનારનો સખ્ત દંડ કરી તેમને હદપાર મોકલી દેવા.

ધર્મોપદેશકો, નીતિના ચાલકો અને દેશસેવા કરનાર પુરૂષોને રાજ્ય તરફથી ઉત્તેજન આપવું તથા મદદ આપવી.

સટ્ટા, અને સોરટીએ સાચા વેપારને ભાંગી-તોડી નાખેલ છે માટે દરેક પ્રકારના સટ્ટા અને તેવા સોદા તથા સોરટીને સદંતર બંધ કરવાનું ઠરાવવામાં આવે છે. જુગારને સદંતર બંધ કરી, રમતાં પકડાય તેને માટે તથા જુગારખાનું રાખનારને માટે સખ્ત દંડ તથા કેદની સજાનો મજબુતપણે અમલ કરવો. ગાયોની ઓલાદ સુધારવી, વધારવી અને યંત્રો બંધ કરી બળદોથી ખેતી કરવાના કામને ઉત્તેજન આપવું, અને તે માટે ખેડુતોને નાણાંની પુરતી મદદ આપવી.

દેશમાં બનતું અનાજ અને કપાસનો જથ્થો દેશની અમારી પ્રજાના ખપ પુરતો દેશમાં સંગ્રહી રાખવો. પરદેશ જવા દેવો નહીં. કપાસમાંથી રૂ ઉત્પન્ન કરી પ્રજાના ઉપયોગ પુરતું કાપડ હાથ વણાટથી પ્રજાએ તૈયાર કરી વાપરવું. પરદેશી કાપડ ઉપર સોએ સો ટકા જકાત નાંખી, અમારી પ્રજાના કાપડનો ઉદ્યોગ આગળ વધારવો. વધારાનું કાપડ પરદેશમાં મોકલવું, અને કાપડની ઉંચી

તથા જુદી જુદી જાતો અને રંગીન કાપડને ઉત્પન્ન કરનાર કારીગરોને મદદ આપવી.

પરદેશથી આવતી મોજ શોખની વસ્તુઓ જેમ બને તેમ બંધ કરવી અને તે માટે તેના ઉપર સખ્તમાં સખ્ત જકાત નાંખવી.

પ્રજાને વિદ્યા જ્ઞાન મળે અને તેવા જ્ઞાનથી તેઓ સુખી થાય માટે ગામે ગામ વિદ્યાશાળાઓ ખોલવી અને પોતાના બચ્ચાંઓને ભણાવવાની ફરજ પાડવી. તેમજ દરેક ધંધાની આવડત પ્રજાને મળે તે માટે તેવા ધંધાના કુશળ પુરૂષોને મોટા દરમાયાથી રાખી પ્રજાને તેનો લાભ આપવો.

મહારાજા વિરસિંહે ખુશીથી સ્વિકાર્યું છે કે, પોતાના રાજ કાર્યભારમાં પ્રજા હિતના ધોરણો સ્થાપવા માટે દરેક કોમના શાણા અને અગ્રેસર પુરૂષોની કમીટી નીમી, તેઓ સદાય તેમની સુચનાને અનુસરતા રહેશે.

વિધવાઓનાં અને કુંવારી કન્યાઓનાં બચ્ચાંઓને ઉછેરવા સારૂ રાજા શીવદાસે પોતાના નેસમાં ઘણી સારી ગોઠવણ કરી છે. તે બચ્ચાંઓને દત્તક દાખલ અથવા પ્રેમથી ઉછેરવા સારૂ લઇ જવાની ઇચ્છા હોય તેમણે એ ખાતાની કમીટીમાં અરજ કરવાથી બંદોબસ્ત થશે એમ ઠરાવ્યું છે.

મહારાજા અને તેમનું રાજ્ય કુટુંબ, રાજ્યની આવકમાંથી અમુક માસિક રકમનો દરમાયો તથા પોતાના દશ ખાનગી ગામોની ઉપજ ખર્ચ માટે લેશે. શિવાય રાજ્યની તમામ ઉપજ રાજ્યની આબાદી અને પ્રજાના ઉપયોગમાં વાપરવા તથા તે માટેના પ્રબંધો કરવા, તેનો અમલ કરવા વગેરે નાણાં પ્રકરણી સર્વ અધિકાર પ્રજાએ અને રાજ્યે મળી ચુંટી કાઢેલા પ્રજા જનોને સોંપી આપ્યો. તે ચુંટણી કરવા સંબંધે, તેમના અધિકાર વિષે, રાજ્ય કાર્યમાં તેઓ કેટલો ભાગ લઇ શકે તે દરેક બાબત માટે નિયમો નક્કી કરી મહારાજા સાહેબે પોતાને માથેથી રાજ્યભાર ઉતારી નાંખી, પોતે પણ એક પ્રજાજન તરીકે રહી પ્રજાનું કલ્યાણ કરવામાંજ પોતાનું સાર્થક અને શ્રેય છે એવા વિચારો જાહેર કર્યા હતા, અને તેવું જાહેરનામું પ્રકટ કરી ખરા રાજા તરીકેનું પોતાનું કર્ત્તવ્ય તેમણે બજાવ્યું હતું.

પોતાના દેશની, રાજ્ય આવક ઉપર અને બીજા પ્રબંધો પોતાનેજ કરવાનો સ્વતંત્ર અધિકાર મળવાથી સર્વે પ્રજા પોતાને ધન્ય ધન્ય માની, રાજા, મહારાજાનો ગગનભેદી જયઘોષ બોલાવી મેળાવડો વિસર્જન થયો હતો.

**सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यंतु माकश्चिद् दुःख माप्नुयात् ॥**

**અર્થ**—આ લોકમાં સર્વે સુખી થાઓ, સર્વે રોગ રહિત થાઓ, સર્વે કલ્યાણને પામો, અને કોઇ પણ દુઃખને પામો નહિં. તથાસ્તુ !

પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે લેખકની આ પ્રાર્થના છે.

## સમાપ્ત.



# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોનાં નામ.

### મહુવા

૫ રા. દુર્લભદાસ પરસોતમદાસ
થાણદાર સાહેબ
૧ રા. રા. દેવરામભાઇ કેશવજી
પોલીસ ઈન્સપેકટર સાહેબ
૧ રા. માણેકચંદભાઇ પોપટભાઇ
મ્યુ. સેક્રેટરી સાહેબ
૧ „ નાગરદાસ રેવાશંકર પંડયા
હેડમાસ્તર તાલુકા સ્કુલ
૧ „ વાલાભાઈ પ્રતાપરાય
દીવાનજી
૧ „ વલ્લભદાસ દયાળજી વકીલ
૧ જોશી નર્મદાશંકર હરજીવન
૧ „ છગનલાલ હીરજીભાઇ
૧ દવે નરોતમદાસ વહાલજી
૧ લલ્લુભાઇ ડાહ્યાભાઇ ત્રીવેદી
દશાસો. વણિક બે ર્ડિંગના સુપ્રી.
૧ રા. બી. બી. વસાવડા ફોટોગ્રાફર
૧ „ ઉછરંગરાય વિઠ્ઠલરાય
૧ સંઘવી મોનદાસ અંદરજી
૧ મહેતા ચુનીલાલ ત્રીભોવનદાસ
૧ રા. તારાચંદભાઇ દયાળજી
૧ રા. ચુનીલાલ મુળચંદ વકીલ
૧ જાની ડાહ્યાલાલ માધવજી
સુરતવાળા
૧ મોદી નાગરદાસ સુંદરજી ઉનવાળા
૧ શા. પાનાચંદ ખુશાલચંદ
૧ રા. જીવણલાલ અમીરામ
શ્રીકૃષ્ણકુમાર મીલ
૧ દોશી દુર્લભદાસ લક્ષ્મીચંદ
૧ વાસા લક્ષ્મીચંદ દયાળજી
૧ દોશી કીકાભાઈ મોનજી
૨ શેઠ લલ્લુભાઇ વીરચંદ
૧ રા. વલ્લભદાસ ગોપાળજી વકીલ
૧ મીસ્ત્રી પ્રાગજીભાઇ ગણેશ
૧ ગોરડીઆ બાલુભાઈ મુળજી
૧ „ જીવાલાલ રઘનાથ
૧ મહેતા રતીલાલ રણછોડદાસ
પ્રાગજી
૧ શેઠ સોમચંદ ગાંડાલાલ
૧ દોશી રતીલાલ ગોકુળદાસ
૧ શેઠ હરજીવનદાસ શોભણ
૫ મહેતા જમનાદાસ દ્વારકાદાસ
૫ દ્વારકાદાસ જીવરાજ
૧ જોશી શંકરપ્રસાદ જગજીવનદાસ
૧ ત્રવાડી મુળશંકર મહાશંકર
૧ ભુપતરાય વેણીશંકર જોશી
૧ બાળકૃષ્ણ ત્રીકમજી ત્રીવેદી
૧ મહેતા કાળીદાસ ચત્રભુજ
૧ પારેખ નંદલાલ શોભણ
૧ શા. ખીમચંદ ગોપાળજી
૨ શેઠ પ્રેમજીભાઇ રણછોડદાસ
૧ ભટ્ટ કાનજી પ્રાણજીવન
૧ વૈદરાજ નરભેરામ પ્રયાગજી
૧ મહેતા સુરચંદ વનમાળી.
૧ વોરા દુર્લભદાસ મુળજી.
૧ શેઠ ભગવાનદાસ વીઠ્ઠલદાસ
૧ મહેતા બાઉચંદભાઇ વચ્છ-
રાજ
૧ ગાંધી નાથાલાલ નારણદાસ
૧ પારેખ ઓધવજી ત્રીકમજી
૧ મહેતા અમૃતલાલ જાદવજી
૧ મોદી જમનાદાસ હેમરાજ
૧ વોરા જગજીવન રાઘવજી
૧ પારેખ કાલીદાસ ભાણજી
૧ શા. છોટાલાલ જગજીવન
૧ ગાંધી વચ્છરાજ દેવરાજ
૧ ધામી શામજી ત્રીભોવન
૧ મહેતા મોનદાસ હરગોવિંદ

૧ દોશી વલ્લભદાસ ચુનીલાલ
૧ મહેતા અમૃતલાલ થોભણ
૧ શા. ભાઇલાલ નરોત્તમદાસ
૧ સુખડીઆ બાલુભાઇ ગોવર-
ધનદાસ
૧ " રાઇચંદ સુંદરજી
૧ દોશી પુરશોત્તમદાસ નથ્થુભાઇ
૧ શા. પ્રભુદાસ ગોવર્ધન
૧ મહેતા બાલુભાઈ વલ્લભદાસ
૧ શા મોહનલાલ ખોડીદાસ
૧ દોશી ગોપાળજી ગીલા
૧ " હીરાચંદ કાલીદાસ
૧ જોશી હરગોવિંદદાસ આણંદજી
૧ શા મણીલાલ છગનલાલ
૧ દોશી ગુલાબચંદ હેમચંદ
૧ મહેતા શામજી પીતાંબર
૧ વોરા નરોત્તમ ગણેશ
૧ પંડ્યા છગનલાલ ભાણજી
૧ મહેતા મગનલાલ મનજી
૧ સુખડીઆ મણીલાલ પ્રાગજી
૧ દોશી મથુરદાસ ચકુ
૧ વોરા માધવજી અંદરજી
૧ સંઘવી જયંતીલાલ પ્રભુદાસ
૧ ચીતળીઆ મોહનલાલ
જુઠાભાઇ
૧ મહેતા દુર્લભદાસ બેચરભાઇ
૧ " અમૃતલાલ રતનજી
વીઠ્ઠલદાસ
૧ મેસર્સ બી. ટી. શાહની કું.
૧ વાળંદ દેવજી જસા
૧ વૈદ્યરાજ બાપુભાઇ ભવાની-
શંકર
૧ ભટ્ટ હરિલાલ પ્રાણશંકર
બી. એ.
૧ પંડ્યા વેણીશંકર મુળશંકર
૧ પારેખ મોહનલાલ વૃંદાવન
૧ મહેતા વલ્લભદાસ રામજી
૧ છોટાલાલ અમૃતલાલ
નાણાવટી

૧ પટેલ છગનલાલ ગોવિંદજી
૧ બાલુ રાઘવ
૧ શા. વૈકુંઠરાય મોહનલાલ
૧ પારેખ જેઠાલાલ ત્રીકમજી
૧ શેઠ ફફલભાઈ વીઠલ
૧ વોરેઆ જગજીવન દીપચંદ
૧ મહેતા શામળદાસ કુબેરદાસ
૧ સોની નાથાલાલ નારણ
૧ દોશી છગનલાલ દુલભદાસ
૧ મહેતા અમીચંદ છગન
૧ " રામચંદ અમુલખજીવન
૧ ગાંધી છગનલાલ કરશનદાસ
૧ સંઘવી બાલુભાઇ કેસુરદાસ
૧ શા. કેશવજી લક્ષ્મીચંદ
૧ " જેઠાલાલ જીવરાજ
૧ મહેતા જાદવજી વલ્લભદાસ
૧ " ચત્રભુજ વચ્છરાજ
૧ સંઘવી પરભુદાસ ભવાન
૧ શેઠ આણંદજી બેચર
૧ રાજગર મોનજી પીતાંબર
૧ જોશી પરમાણંદ કાશીરામ
૧ પારેખ મુળજી ભુરાભાઇ
૧ મહેતા જગજીવન વલ્લભદાસ
૧ શેઠ હરગોવિંદ બહેચર
૧ દવે નરસીદાસ હરિશંકર
૧ શેઠ ખીમચંદ ભુરાભાઈ
૧ મહેતા ત્રીભોવનદાસ પ્રાગજી
૧ ગાંધી દુલ્લભદાસ ગોવરધન
૧ શા બાપુલાલ ઠાકરશી
ફોજદાર
૧ શેઠ છગનલાલ ભવાનભાઇ
૧ " નેમચંદ હઠીચંદ
૧ મહેતા છગનલાલ કેશવજી
૧ શેઠ જાદવજી ઓધવજી
૧ પારેખ પરસોતમ ભગવાનદાસ
૧ મહેતા છગનલાલ જેચંદ
૧ શેઠ બાઉચંદ ફુલચંદ
૧ દોશી જમનાદાસ રતનજી
૧ ખત્રી ધનજી તુલસી

૧ " નથુ લવજી
૧ દરજી ગોગા ચોંડા
૧ મીસ્ત્રી છગનલાલ મેપા
૧ કંસારા જગજીવન વશરામ
૧ એક ગૃહસ્થ
૧ સુતાર નાથાલાલ માધવજી
૧ બાવા વૃજલાલગર વેલગર
૧ પટેલ ભગવાન પાલા
૧ સંઘેડીઆ મકન ઓધવજી
૧ શા. રામજી નરશી
૧ કંસારા ચુનીલાલ પાનાચંદ
૧ સોની ડોસલ નાજા
૧ " રામજી પરશોતમ
૧ દરજી આતા શાદુળ
૧ ખત્રી લક્ષ્મીદાસ પુરૂષોત્તમ
૧ મણીઆર કેશવજી ડોસા
૧ ડોક્ટર વી. જે. છાટબાર
૧ લુહાર શામજી ઓધવજી
૧ સોની રણછોડ કરશન
૧ " મેઘજીભાઈ અરજણ
૧ સંઘેડીઆ ત્રીભોવન રામજી
૧ રજપુત નાનભા લાખાજી
૧ દોશી હરીભાઇ વનમાળી
૧ ખત્રી કલ્યાણજી છગન
૧ માળી લવજી ભીખા
૧ પટેલ મુળજી કાનજી
૧ કંસારા નરોત્તમ પીતાંબર
૧ " પુરૂષોત્તમ મુળજી
૧ " મોહનલાલ પાનાચંદ
૧ " હરીલાલ જમનાદાસ
૧ ,, રામજી પરસોતમ
૧ કુંભાર જીવા વાઘા
૧ ,, દેવજી દાના
૧ ટીડા આતા ડ્રાઇવર
૧ મોચી હરી માલા
૧ વાળંદ શામજી મોનજી
૧ ઠક્કર શીવા ટબા

૧ વાળા કાળુભાઇ નથુભાઇ પેન્શનર
૧ શેઠ હાજી કાશમભાઇ જીવાભાઇ
૨ વકીલ ફાજલભાઇ પ્રધાન
૧ ખોજા નુરમામદ જીવરાજ
૧ ,, વલીમામદ નથુ
૧ ,, અલાદીન લાલા
૧ ,, કરમાલી જીવરાજ
૧ ,, શેરઅલી મહમદઅલી
૧ ,, મહમદઅલી વીરજી
૧ ,, હસનઅલી મુળજી
૧ ,, ફાજલભાઇ જીવરાજ
૧ ,, પીદાહુસેન નજરાલી
૧ ,, કાળાભાઇ મામદ
૧ ,, હુસેનઅલી કાનજી
૧ ,, કાનજી સોમજી
૧ ,, શરીફઅલી નજરઅલી
૧ ,, યુવક મંડળ લાઇબ્રેરી
૧ ,, રજાહુસેન ખાનમામદ
૧ ખોજા કાશમ મકન
૧ મેમણ અલીમામદ સુમાર
૧ અલીભાઇ અબ્દુલ હબીબ
૧ આદમ રેમાન
૧ પઠાણ મહમદ મીયાં ફતુખાં
૧ ખરેડીઆ અબદુલ રહેમાન
૧ મેમણ અલીમહામદ મહામદ
૫ સઇયદ બાપુમીયાં મુબારકમીયાં
૧ વોરા પીરભાઈ અમીજી મુખી
૧ ઘાંચી ખાનમામદ જીવા
૧ આરબ અહમદ અબદલ કરીમ
૧ વોરા તાજભાઇ આદમજી
૧ મેમણ દાઉદ મહામદ
૧ વોરા હુસેનભાઇ ઇસ્માયલજી
૧ કંસારા ચુનીલાલ પાનાચંદ
૧ ખોજા પીરભાઇ કુરજી
૧ ,, જાફરઅલી કાનજી જીવા
૧ ,, કાળાભાઈ નાનજી
૧ શા૦ કપુરચંદ રાજપાળ
૧ ,, અમૃતલાલ રગનાથ

૧ ગોહીલ ખીમા રાજા
૧ શેઠ ખહેચર જીવા રામચંદ
૧ પારેખ પ્રાણજીવન પ્રાગજી
૧ મેતા મોનદાસ કાલીદાસ
૧ શા૦ નરોત્તમ હરગોવિંદ
૧ સોની આત્મારામ ગાંડાભાઇ
૧ શેઠ કલ્યાણજી કાનજી
૧ મહેતા મુળજી દેવરાજ
૧ વાળા કેસુભાઇ કમાભાઇ
૧ પારેખ દેવરાજ નથ્થુ
૧ ખત્રી દેવચંદ માધવજી
૧ શેઠ ચુનીલાલ પાનાચંદ
૧ દોશી સોમચંદ દેવચંદ
૧ મહેતા કેશવલાલ ડાહ્યાલાલ
૧ વોરા હસનઅલી ગુલામહુસેન

### નાના જાદરા

૧ જાની વીઠ્ઠલદાસ માધવજી
૧ ,, રામજી વશરામ
૧ માસ્તર ત્રીભોવનદાસ શીવશંકર
૧ જમાદાર કરીમભાઈ ઇબ્રાહીમ
૧ બાવાજી જીવણદાસ રણછોડદાસ
૧ પટેલ ખોડાભાઇ મઇયા
૧ સોની લાખાભાઇ વશરામ
૧ શેઠ તારાચંદ વીઠલ
૧ જાની આત્મારામ કુરણાશંકર

### દેવળીઆ

૧ ભગત નારણ ગીગા

### અગતરીઆ

૧ ગાંધી પાનાચંદ ટભા
૧ પટેલ જેઠા ચીમા

### દુધેરી

૧ દોશી ઉમેદચંદ વીઠલ
૧ જોળીઆ ભાયા નારણ
૧ પટેલ વશરામ નથુ
૧ બાવા ગોવિંદગર દયાગર
૧ કોળી મશરી રાજા
૧ શીયાળ નાન ટભા

### પઢીઆરકા

૧ મહેતા ધરમશી ત્રંબક
૧ ગોર જાદવજી નથ્થુ
૧ પટેલ ગોલણ કરણા
૧ ભીલ વાલા નાન

### માઢીઆ

૧ શેઠ નાગરદાસ કાલીદાસ
૧ મહેતા ખીમચંદ જેરામ
૧ શેઠ દ્વારકાદાસ અમરશી
૧ મહેતા અભેચંદ રાઘવજી
૧ સુતાર ગોવિંદ વશરામ
૧ મુખી શાદુલ સોમાત
૧ મકવાણા નોંઘણરામ

### સમઢીઆળા

૧ ગાંધી મગનલાલ હરજીવન
૧ પારેખ અમૃતલાલ કેશવજી
૧ શેઠ રૂસ્તમજી દાદાભાઇ
૧ વડીઆ હરીશંકર ખોડા પટેલ

### રાભડા

૧ મહેતા ભાણજી ઝવેર

### બીલડી

૧ શેઠ નારણદાસ ઝવેર
૧ ,, બાલુભાઇ દુર્લભદાસ
૧ મહેતા કાનજીભાઇ વૃજલાલ

### અમૃતવેલ

૧ માસ્તર કરશનદાસ રાજારામ
૧ કણબી રણછોડ મુળજી

### ભાણવડ

૧ દોશી હંસરાજ દેવજી

### મોટા જાદરા

૧ મહેતા ડાહ્યા મકનજી
૧ શેઠ બાલુભાઇ નાનજી
૧ વીપ્ર કાશીરામ દામજી
૧ એમ. આર. પારેખ
૧ દોશી તલકચંદ દેવચંદ
૧ પટેલ આંબા સામત

ભાદરા

૧ શેઠ ગોવિંદજી ડુંગરશી
૧ પંડયા વેણીરામ કાલીદાસ
૧ ચારણ વાજસુર પુના

મોટા ખુંટવડા

૧ મહેતા પુરૂષોત્તમદાસ હરખજી
૧ ગાંધી જાદવજી લક્ષ્મીચંદ
૧ ખત્રી દેવચંદ પ્રાગજી
૧ બારોટ ખેડા ઉગા
૧ પોસ્ટમેન સાકરલાલ રૂગનાથ
૧ રા. કેશવલાલ જેશંકર
૧ ભરવાડ ભાણા ગીગા જીવા
૧ કાણકીઆ જાદવજીભાઇ પરશોતમ
૧ જાની આણંદજી હરિશંકર
૧ મોદી ગીરધરલાલ વીરજી
૧ ગાંધી ગભરૂભાઇ તુળશી
૧ સઇયદ ગુલામ અબ્બાસ વલદ નન્ના મીયાં

કીંકરીઆ

૧ માસ્તર નર્મદાશંકર વેણીરામ
૧ પટેલ વીરા રામ
૧ શેઠ જાફરભાઇ અલાદીન
૧ મુખી જેરામ ભગા

ગોરસ

૧ મહેતા કેશવલાલ મનોરદાસ
૧ પંડયા રણછોડ જીવા
૧ મહેતા વીઠ્ઠલદાસ જગજીવન
૧ કોળી રાણા દુદા
૧ પંડયા મેઘજી રામજી
૧ ,, પ્રાગજી છગનલાલ
૧ મીસ્ત્રી હરજીવન કાળા
૧ માસ્તર સોમનાથ દુર્લભજી

સાંગણીઆ

૧ મોભ આપા જુઠા
૧ જાની દયારામ રણછોડ
૧ કુંભાર દેવરાજ જુઠા
૧ રા. છોટાલાલ વનમાળીદાસ

રાજુલા

૧ વ્યાસ મગનલાલ ત્રંબક
૧ ખત્રી જેઠાલાલ હરજી
૧ ભુતા લક્ષ્મીદાસ પરમાણંદદાસ
૧ અધ્યારૂ છગનલાલ પ્રાણજીવન
૧ રા. પ્રભાશંકર દુર્લભજી મ્યુ૦ સેક્રેટરી
૧ શા. બાપુલાલ વલ્લભદાસ
૧ સોની તુળસીદાસ નાગદાન
૧ ભુતા વિઠ્ઠલદાસ વનમાળીદાસ
૧ મોદી ભગવાનદાસ ભાણજી
૧ ડા. સાહેબ અમૃતલાલભાઈ બીજલાલ
૧ શા. મણીશંકર ત્રીકમજી સ્ટે૦ માસ્તર
૧ સંઘવી દુર્લભદાસ દયાળ
૧ દોશી દુર્લભદાસ મકનદાસ
૧ મહેતા કાલીદાસ ગોપાળજી
૧ શેઠ પ્રેમચંદ રતનજી
૧ ખોજા જાફરભાઇ કુરજી
૧ પારેખ હરજીવનદાસ દેવકરણ
૧ મહેતા મગનલાલ ત્રીકમજી
૧ ,, ચકુભાઇ કાલીદાસ
૧ મુલ્લાં અમીજી હસનભાઇ
૧ માસ્તર કીશોરદાસ ફુલચંદ

ઝીંઝકા

૧ મહેતા ત્રીકમજી વીઠ્ઠલ
૧ મુખી ગાંડા નાગ

૧ જોશી મહાશંકર હરીશંકર
૧ મહેતા કાનજી હીરજી
૧ વાળા ગોવિંદજી લધુભાઇ
૧ „ ખીમાજી ગોપાળજી

શીંગપુરા

૧ રામશીંગજી વીરભાણજી

રાયપુરા

૧ શવજી ભુરજી નંદરામજી

ડોળીઆ

૧ મહેતા મકનદાસ ગોવરધનદાસ
૧ ગાંધી વેણીલાલ કમળશી
૧ માસ્તર નાનજી કાશીરામ
૧ મોદી ભાણજી કાલીદાસ
૧ મહેતા છગનલાલ ગોપાળજી
૧ વીપ્ર જીવા કરશન
૧ આહેર આપા હાદા

ડુંગર

૧ મહેતા નરોતમદાસ નાનજી
૧ સંઘવી વૃજલાલ નારણજી કુરજી
૧ મહેતા વચ્છરાજ નાનજી
૧ શેઠ નરોતમદાસ રાઘવજી
૧ મહેતા મીઠા હંસરાજ
૧ લુહાર ડાહ્યા ઓધા
૧ મહેતા ભગવાન પરમાણંદ
૧ " મોહનલાલ હરજીવનદાસ
૧ " શામજી ગુલાબચંદ
૧ " છગનલાલ નાનજી
૧ " ઓધવજી ગીરધર
૧ વોરા ઇસ્માયલજી ઇસબજી
૧ " ગુલામહુસેન જીવાજી
૧ " અસ્માલજી ઇસુફઅલી
૧ સોની કેશવ કરશન
૧ મહેતા ચત્રભુજ ગીરધર
૧ દોશી હરજીવન માધવજી
૧ ભાટીઆ વલ્લભ પ્રેમજી
૧ પંચોળી લખમણ પુના જીંજાળા

ડુંગરપરડા

૧ મહેતા મોહનલાલ પરશોતમ
૧ ભગત નારણ કાળા
૧ ભરવાડ પુના દાના
૧ કુંભાર નાજા કરમશી

બાબરીઆધાર

૧ શેઠ ચત્રભુજ ગીરધર
૧ " ભગવાનદાસ
૧ " ગોકુળદાસ નથ્થુ
૧ સંઘવી નરોતમદાસ હરગોવિંદ
૧ પારેખ મણીલાલ અંદરજી
૧ " પીતાંબર કરશનદાસ
૧ શેઠ કેશવલાલ નાનજી
૧ ભાઇરામ મેપા

કોંજળી

૧ સંઘવી ભગવાન જીવન
૧ માસ્તર વેણીભાઈ
૧ જોદવ રાઘવ
૧ ભુરા કાળા
૧ રાણા મેપા
૧ કાળા ગોવિંદજી
૧ કુંભાર આતા વર
૧ પંચોળી લાખા ચોંડા
૧ ખરક બેચર લખમણ

ઉમણીઆવદર

૧ દોશી દુર્લભદાસ ત્રીભોવન
૧ પટેલ નથ્થુ વાઘા

૧ " કરશન લાખા
૧ રાવળ ખેડા મશરી
૧ કુંભાર ગોવિંદ લાખા
૧ " ગોવિંદ ગીગા

ખરેડ

૧ ગાંધી પ્રાગજી પાનાચંદ
૧ ગોપાળજી દયારામ
૧ ભરવાડ ડાલા રૂખડ
૧ કોળી ભાદા વશરામ
૧ બેન કુંવરબાઇ

તાવીડા

૧ જોની ગોવિંદજી મેઘજી
૧ દોશી ડાહ્યાલાલ પરશોતમ
૧ જોશી વેલજી હરજી

તરેડ

૧ વીપ્ર ભવાનીશંકર હરગોવિંદ
૧ દોશી છગનલાલ કમળશી
૧ ગાંધી ગીરધર ધનજી
૧ " ત્રીભોવન રાઘવજી
૧ સંઘવી ચકુભાઇ માવજી
૧ સાંઇ જમાલશા અલીશા

કાકીડી

૧ બ્રહ્મભાટ મદારસંગ રણછોડ
૧ બારોટ વીરસંગ ગગજી

બાવળા

૧ ગુજરાતી બ્રહ્મચારીજી ટી. એન. કવી

રાજાવદર

૧ ખોજા જીવરાજ ભાણજી
૧ પટેલ હીરજી ભાણા

થોલમપર

૧ જમાદાર જાકુબ રાજારામ
૧ ખોજા ગાંગજી મહામદ
૧ બાવા કાલુગર ભવાનિગર
૧ દેશાઇ જમનાદાસ મનમોહન
૧ પંચોળી પુના જેઠા

વાઘવદરડા

૧ ખશીઆ ધુધાભાઇ કાળાભાઇ

સેદેરડા

૧ ખશીઆ લાખાભાઇ નોંઘણભાઇ

સેદરડા દરબાર

૧ કામદાર માણેકચંદ જીવરાજ
૧ મહેતા બાઉચંદ પદમશી
૧ ,, ત્રંબકલાલ કેશવજી

ગળથર

૧ ખશીઆ હનુભાઈ પુજાભાઇ
૧ ,, જીવાભાઇ નથુભાઈ

તલગાજરડા

૧ શેઠ બાઉચંદ લવજી તથા અલીભાઇ
૧ પટેલ ખીમા નારણ

ખારી

૧ ખશીઆ ભાઉભાઈ ભીમભાઇ

ખારી દરબાર

૧ સુતાર મેપા ગીગા
૧ મહેતા મોહનલાલ હરજીવન

ભાણપર

૧ શેઠ જીવાભાઇ વણારશી ભાણજી
૧ દોશી કાળીદાસ કમળશી માલા
૧ ખોજા શામજીભાઇ જમાલ

દેવગામ

૧ માસ્તર ખીમચંદ કાળાભાઇ

૧ સુંદરજી મુળચંદ મારફતીઆ

ચમારડી

૧. પોપટભાઇ ભગવાનજી પારેખ

ગાધકડા

૧ વોરા આદમજી પીરભાઇ

ગારીઆધાર

૧ વોરા એમદઅલી મુલ્લાભાઇ

દાધીઆ

૧ મહેતા રઘુભાઇ ભગવાન

બારપટોલી

૧ મહેતા કાનજી અમરશી

કાંત્રોડી

૧ મહેતા તુલશીદાસ લીલાધર

શેત્રાણુ

૧ મહેતા પાનાચંદ ગીલા

દીતલા

૧ શેઠ કાલીદાસ સવજી

૧ „ વલ્લભદાસ કાનજી

૧ „ પાનાચંદ કરશનજી

સરંભડા

૧ શેઠ ગોકુળદાસ કાનજી

૧ શેઠ મંગળજી જીવન

વેરાવળ

૧ ઠક્કર કેશવજી કાલીદાસ

કુકાવાવ

૧ નાયક શેખઉસ્માન ફતેહમામદ

૧ રામચંદ કેશવજી

૧ ત્રીવેદી નરભેરામ નાનજી

આલાપુર

૧ શેઠ પોપટલાલ મોહનલાલ

મુંઝયાસર

૧ શા. નાનજી અંદરજી

કતપર

૧ સંધવી માવજી ગોકુળ

૧ „ ત્રીભોવન જેસંગ

૧ „ નાગજી ગોકુળ

૧ ગોરડીઆ ભવાનીદાસ ત્રીભોવન

૧ પંડયા જેશંકર કાલીદાસ

૧ મોદી છોટાલાલ ચત્રભુજ

કુંભણ

૧ રા. ઉજમલાલ દયાળજી વકીલ

# જાહેર ખબર.

વીશ વર્ષના અમારા બહોળા અનુભવથી, નીચેની અનુભ સીદ્ધ દવા જન સમાજના હીત માટે અમોએ ખુલ્લી રીતે જાહેર કર છે, આ ઔષધોથી જે સ્ત્રી ને બાળક થતું ન હોય, તેને ત્યાં પારણ બંધાવે છે, બાળક થયા છતાં બાળક ઉછરતું ન હોય તે ઉછરે છે. અને કસુવાવડથી સ્ત્રી જાતિ અસહ્ય દુઃખી થાય છે તે દુઃખમાંથી મુક્ત થાય છે.

વડવાઇના સફેદ અંકુરો, પારસપીપળાંના બી. જીરૂ, નાગકેસર. દરેક દરદ પ્રસંગે ઉપરનાં ઔષધો જુદા જુદા પ્રમાણમાં અને જુદાં જુદા અનુપાનથી લેવાનાં છે, તે બાબતમાં દરદીએ પોતાના દરદની વિગતવાર હકીકત મોકલ્યેથી ખુલાસો લખી મોકલવામાં આવશે. જવાબ માટે એક આનાની પોસ્ટની ટીકીટ મોકલવી.

માણેકલાલ ત્રીકમજી મહેતા.

મહુવાબંદર ( કાઠીયાવાડ )

---

શરીરની નબળાઇ, પુરૂષત્વહીનતા, કબજીઆત, સંગ્રહણી, મરડો, સોજા, ભગંદર, જલંદર, સુવારોગ, આમ, પાંડુરોગ, કમળો વગેરે રોગો મટાડનારી રોસ નામની દવા જે મોરીશાયસ ટાપુના નદીઆ કલબાસ નામના જંગલમાં થાય છે, ત્યાંથી ઘણા વર્ષ સુધી શોધ કરી અમે અત્રે લાવેલ છીએ. જેના સેવનથી ઉપલાં ભયંકર દરદો અનેક દરદીને મટાડી આશીરવાદ મેળવેલ છે તે દવા દરદીને મફત આપવામાં આવે છે. દરેક પ્રકારના દરદના અનુપાન જુદાં છે જેથી દરદીએ પોતાના દરદની હકીકત ખુલાસેથી જણાવ્યેથી તેને જવાબમાં લખવામાં આવશે. જવાબ માટે પોસ્ટની એક આનાની ટીકીટ મોકલવી.

માણેકલાલ ત્રીકમજી મહેતા.

મહુવાબંદર—(કાઠીઆવાડ.)